જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા—૭

# ખાદી નિબંધ

શ્રી. પુણતાંબેકર અને વરદાચારી
લિખિત ઇનામી નિબંધ


અંગ્રેજી ઉપરથી અનુવાદક:
છગનલાલ નથુભાઇ જોષી
રાષ્ટ્રીય વિદ્યામંદિર—સાબરમતી.



નવજીવન પ્રકાશન મંદિર,
અમદાવાદ

પ્રત ૧૦૦૦ કિંમત રૂ. ૧

## પ્રસ્તાવના

સંવત ૧૯૮૧ માં રેવાશંકરભાઇએ રેંટિયા અને હાથકંતામણ વિષે સર્વોત્તમ નિબંધ લખી આપનારને ૧૦૦૦ રૂ. નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું એ ઘણાખરા વાંચનારને યાદ હશે. નિબંધના પરીક્ષકો તરીકે શ્રી. અંબાલાલ સારાભાઈ, શંકરલાલ બેંકર, મગનલાલ ગાંધી અને હું નીમાયા હતા. તે મુજબ લખાઈ આવેલા નિબંધો ઉપર પરીક્ષકોએ અરસપરસ સારી પેઠે ચર્ચા કર્યા બાદ, હાલ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં કામ કરતા અધ્યાપક શ્રી. પુણતાંબેકર, અને શ્રી. વરદાચારી વચ્ચે એ

ઇનામ સરખે ભાગે વહેંચી આપવાનો ઠરાવ કર્યો. ઉપરાંત પરીક્ષકોએ આ બન્ને વિદ્વાનોને પોતપોતાના નિબંધોની વસ્તુ એકબીજા સાથે સરખાવી તેમાં યોગ્ય સુધારા વધારા સાથે એક સંયુક્ત નિબંધ તૈયાર કરી આપવા સૂચવ્યું. તેને માન આપી, બન્નેએ તે મુજબ જે નિબંધ તૈયાર કર્યો, તે હાલ પ્રજા સમક્ષ રજૂ થાય છે. મૂળ જુદા જુદા નિબંધો કરતાં આ સંયુક્ત નિબંધ કેટલે દરજ્જે ચડિયાતો થયો છે એ કહેવું કઠિન છે. પણ એટલું ચોક્સ છે કે ખાદીના વિશાળ ક્ષેત્રમાં કાર્ય કરનારાઓને પોતાના પક્ષને સબળ કરતી, વિપુલ સામગ્રી આ પાનાઓમાં મળશે.

લેખકોએ મુખ્યત્વે કરીને નીચેના મુદ્દાઓ ઝીણવટથી તપાસી સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે.

હિંદુસ્નાનમાં પ્રજાનો મોટો ભાગ વરસના ઓછામાં ઓછા ૪ માસ ગૃહઉદ્યોગને અભાવે નવરો રહેતા હોવાથી લાખો માણસોને તેવો ઉદ્યોગ પૂરો પાડવો એ શું જરૂરી છે?

રેંટિયો જ એકમાત્ર એવો ગૃહઉદ્યોગ છે એ શું સાચું છે? અને જો એ સાચું હોય તો લોકો તે સહેલાઇથી ગ્રહણ કરી શકે તેમ છે?

હાથે કંતાયેલ અને હાથે વણાયેલ સૂતરની ખાદી પરદેશી અને હિંદી મિલોની સામે ટક્કર ઝીલીને પ્રજામાં વેચી શકાય એવો સંભવ છે ખરો?

આ નિબંધ વાંચનાર જોશે કે ઉપલા બધા મહત્ત્વના પ્રશ્નોનો જવાબ હકારમાં આપવાનો લેખકોએ આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. જે કંઈ આ લેખકોએ લખ્યું છે તે ઝીણવટથી ધીરજપૂર્વક વાંચી જવાની અને તેમની વાત ગળે ઊતરે તો ખાદી પ્રવૃત્તિને ટેકો આપવાની શું હિંદી જનતાના દરેક હિતચિંતકની ફરજ નથી? અને જો આ નિબંધમાં રજૂ કરવામાં આવેલી હકીકતો અને પુરાવા ગલત છે એમ સાબીત કરવાની કોઇ હિંમત કરી શકે તેવું હોય તો ભલે આ નિબંધ એક નિષ્ફળ પ્રયત્ન તરીકે પ્રજાને હાથે નિરાદર પામે.

૧૬ નવેમ્બર ૧૯૨૬
સાબરમતી

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# અનુક્રમણિકા

## પ્રકરણ બીજું ૩૮–૧૦૦

### હાથકંતામણ અને હાથવણાટનો નાશ

## પ્રકરણ ત્રીજું 

### હાથકંતામણ અને હાથવણાટની શક્તિ
### અને
### હિંદના મિલઉદ્યોગ સાથે સરખામણી

## પ્રકરણ ચોથું ૧૯૫-૨૧૨

### રેંટિયાદ્વારા પરદેશી કાપડનો બહિષ્કાર

### બહિષ્કારનાં બે અંગ



## પરિશિષ્ટ પહેલું



### રેંટિયાની કલ્પના



## પરિશિષ્ટ બીજું



## પરિશિષ્ટ ત્રીજું



## પરિશિષ્ટ ચોથું



## પરિશિષ્ટ પાંચમું

હિંદુસ્તાનમાં અંગ્રેજોના આગમન પૂર્વેનો

# હાથકંતામણ

અને

# હાથવણાટનો

# ઇતિહાસ

# પ્રકરણ ૧ લું

## પ્રાસ્તાવિક

ઉપરઉપરથી કહેનારાઓ ઘણીવાર કહે છે કે ગામડાંમાં વસતા હિન્દના કરોડો એટલા સ્થિતિસ્થાપક છે કે સૈકાંઓ વહી ગયાં છતાં તેમણે પોતાનો જૂનો ચીલો ભાગ્યે જ બદલ્યો છે. સત્ય તો એ જણાય છે કે જે સુખી સંતોષી અને ઉદ્યમી પ્રજા એક કાળે જબરા વેપારો ખેડનારી અને હુન્નરકળામાં અસાધારણ ગતિ ધરાવનારી હતી તેજ પ્રજા કોઇ ઘોર શાપને લીધે અદૃષ્ટપણે પલટાઇને એક એવી મહાવ્યાધિપીડિત પ્રજા બની ગઇ છે, કે જેને વરસમાં મહિનાઓ નિરૂદ્યમી દશામાં ખેંચવા પડે છે, અને દિનપ્રતિદિન વધતા જતા દેવા અને ગરીબાઈના ઢગમાંથી માથું ઉંચકતાં જેનો દમ નીકળી જાય છે. આ પરિવર્તન એટલું વિશાળ અને એટલું અજબ છે કે જોકે બાહ્ય દેખાવમાં તો હિન્દી ગામડાંઓ હજુ પહેલાંના જેવાં પ્રસન્ન અને શાન્તજ માલુમ પડે છે, છતાં એ ગામડાંઓમાં પોતાનું પ્રાચીન તત્ત્વ, પોતાની વિશેષતા—સ્વયંપૂર્ણ સ્વાશ્રયી એવી વસ્તી—એનું કંઇ ચિન્હ બચેલું જોવામાં આવતું નથી. જે ગામડાઓના લોક એક કાળે દેશપરદેશમાં ફેલાયેલા ગંજાવર વેપારનાં ફળ ભોગવતા હતા તેઓ હવે જૂના ઉદ્યોગ ધંધાઓનો મોંઘો વારસો ગુમાવી બેઠા છે, અને તેમનેજ પેટને સારૂં પારકાના મોઢા સામું જોવું પડે છે. ગામડાના લોકો આજે મુખ્યત્વે કરીને ખેતી અને કાચો માલ

દેશાવર ચઢાવવો એ બે ધંધા કરે છે. તેમનાં ઘરો આજે પહેલાંની જેમ નાના પ્રકારના હુન્નરઉદ્યોગોથી ગાજતાં નથી. અંગ્રેજોના આવ્યા પછી પણ ઘણાં વર્ષો સુધી ગામડું એ કળા અને કારીગરીનું ધામ રહ્યું હતું, જે કળા કારીગીરીમાં કાંતવા અને વણવાના ગૃહઉદ્યોગો મુખ્ય હતા. બે સૈકાંઓ પહેલાં એ ઉદ્યોગોનો આવો ઇતિહાસ આ દેશના લોકોને ઉકેલી સંભળાવવાની કંઈજ જરૂર નહોતી, કારણ કે એતો તે વખતે આ દેશનો સાર્વત્રિક ઉદ્યોગ હતો, ઘરોઘરમાં પરિચિત હતો, પુરૂષ–સ્ત્રી–બાળક સૌ એને જાણતાં હતાં અને કરતાં. પરન્તુ જૂના તાગડા તૂટી ગયા છે, વિસ્મૃતિની ખાડમાં પડેલી કળાનો ઉદ્ધાર કરીને, અને મહાવરા વગર કળા ખોઇ બેઠેલી જે આંગળીઓ ખંચકાવા લાગી છે તેમનામાં પ્રથમના જેવી જ કુશળતા અને સફાઈ લાવી તેમણે રેંટિયા ઉપર લાગુ કરીને એ તૂટેલા તાગડાને સાંધવાનું કાર્ય હવે આપણે ભાગે આવ્યું છે.

## કાંતણકામનો ઇતિહાસ

કાંતણકામનો અને વણાટકામનો ઇતિહાસ ઘણાજ પુરાતન જમાના સુધી પહોંચેલો છે. એના આદિથી આજ સુધીના ઇતિહાસની ક્રમવાર સંકલના કરવી મુશ્કેલ છે. કાંતણ અને વણાટકામ વેદ જેટલાં પ્રાચીન છે. સાચું કહીએ તો જેમ વેદાન્તી તેમ વણકર પણ હિન્દુ પ્રતિભાનો પ્રથમ અને અત્યુત્તમ પાક છે. એકનાં બ્રહ્મસૂત્રો અને બીજાના કાર્પાસસૂત્રો એ બન્ને એવો માલ હતો કે જેમાંથી અણીશુદ્ધ બ્રાહ્મણ દર્શનશાસ્ત્રો નિર્માણ થઇ શક્યાં તેમજ ઝીણામાં ઝીણી ચાદર વણાઇ શકી. જે જમાનામાં મિસર મોટા રાક્ષસી પિરામિડ બાંધી રહ્યું હતું અને બાબિલોનનો રાજા હૅમુરાબી એનો વિખ્યાત સ્મૃતિગ્રંથ લખી રહ્યો હતો તે વખતે હિન્દ દેશની યાત્રા આ અદ્વિતીય પંથપર ક્યારની શરૂ થઇ ચૂકી હતી. સનાતન સતતત્ત્વોનો વણનાર તત્વવાય કહેતાં વેદાન્તી જીવાત્માની અવિદ્યાને ઢાંકી રહ્યો હતો, અને કપાસના સૂતરનો વણનાર તન્તુવાય કહેતાં વણકર મનુષ્યના દેહની નગ્નતાને ઢાંકી રહ્યો હતો. ભારતવર્ષના સુવર્ણયુગની, તેની સનાતન સંસ્કૃતિની કથા આ બે જણના ચરિત્રમાં સમાઈ જાય છે. એક સાચો દ્રષ્ટા વેદાન્તી અને બીજો સાચો કલાકાર વણકર. અમે હવે આમાંનો બીજો જે વણકર— જેની સર્જનશક્તિ એ આ દેશનાં કળા અને વાણિજ્યનો પાયો છે— તેનો જ ઇતિહાસ ઉખેળીશું.

## વેદમાં વણાટવિદ્યા

બહુ સંભવિત છે કે વણાટ એ કાંતવાના કરતાં પણ પહેલાંનું હોય, અને સૌથી પ્રથમ વણાયેલી વસ્તુ એ કપડું ન હોય. વણાટવિદ્યાના વિકાસનું મૂળ શોધીએ તો સંસ્કૃતિના ઠેઠ ઉષ:કાળ સુધી ભૂતકાળમાં પેસી જવાય છે; અને છતાં એ પણ ખરૂં છે કે માણસે એટલા જૂના કાળમાં જે શોધ કરી તે એક તદ્દન સંપૂર્ણ શોધ હતી. હજારો વર્ષ વીતી ગયાં છે, પરન્તુ સૂતરનો તાણો પૂરવો, ત્યાર પછી એ તાણામાં વાણાના તારને ઓતપ્રોત કરવા, તાણાના તારના જોગ પાડીને વારાફરતી એ જોગ ઉપડે એવી વ્યવસ્થા રાખવી—એ વણાટની રીતમાં કોઇ કંઇજ સુધારો કરી શક્યું નથી. ઋગ્વેદમાં 'તાણા અને વાણાને ગોઠવીને વણતા' પિતરો વિષે આપણે વાંચીએ છીએ. ( ૧૦. ૩૦ ). આ સુંદર કળાના સંસ્કાર ઋષિઓનાં મન ઉપર એટલા ઊંડા પડ્યા હતા કે બ્રહ્મ અને તેની લીલાનાં વર્ણનો માટે એનાં દૃષ્ટાન્તો લેવાં તેમને બહુ ગમી ગયાં હતાં. ઋગ્વેદ તો વણાટકળાના છટાદાર ઉલ્લેખોથી ભરેલો છે. "બે વણકરીઓ જેમ સાથે મળીને વણતી હોય તેમ દિવસ અને રાત્રિ પણ સાથે મળીને અનન્ત સૂત્રને લઇને યજ્ઞનો તાકો પૂર્ણ કરવા માટે વણી રહ્યાં છે". પ્રજાપતિનો યજ્ઞ, કે જેમાંથી બધી સૃષ્ટિ પ્રગટ થઇ, તેને પણ ઋગ્વેદમાં કાંતવા અને વણવાની ભાષામાં જ વર્ણવવામાં આવ્યો છે. વણાટ એ વેદકાળમાં આવશ્યક ગૃહકાર્યોમાં ગણાતું. રાતમાં ઉંદરડાઓ તાર કાતરી જાય એ તે જમાનામાં રોજનો અનુભવ હોવો જોઈએ. ઋગ્વેદના એક મંત્રમાં તેનો આ રીતે ઉલ્લેખ આવે છે:—

"ઉંદરડાઓ જેમ વણકરના તન્તુઓ કાતરી જાય તેમ ચિન્તાઓ મને કોરી રહી છે." ( ૧૦. ૩૩. ૩ ). વણાટ વિદ્યા લોકોને પરિચિત તો હશે જ, પણ તે ઉપરાંત એ વિદ્યામાં કેટલી કુશળતા જોઇએ તેની પણ ખૂબ કદર એમને હશે. કેટલાક મંત્રોમાં આ વાત ભાર દઇને કહેવામાં આવી છે; જેવા કે—"ચતુર વણકરો જેમ વસ્ત્રો વણે છે તેમ તમે તમારાં ગાયનોને વણો છો." ( ઋગ્વેદ ૧૦. ૧૦૬. ૧ ); "એ દ્યુતિમાન ઋષિઓ અંતરિક્ષમાં, સમુદ્રનાં ઊંડાણોમાં નિત્ય નવાં વણાટો વણે છે.' ( ઋગ્વેદ ૧. ૧૪૯. ૪ ),

## કાંતવાનાં રૂપકો

કાંતવાનાં રૂપકો પણ વેદ, ઉપનિષદ આદિ ધર્મગ્રંથોમાં અનેક સ્થાને જોવામાં આવે છે. અહીં થોડા ઉતારાઓ લીધા છે, તે પરથી જોઇ શકાશે કે કાંતણનું આપણા બાપદાદાઓના જીવનમાં કેટલું સ્થાન હતું. કાંતણ એ એક અતિ સામાન્ય કળા હતી એમાં તો શંકા છેજ નહિ, પરન્તુ તેને એક નિત્યકર્મ તરીકેનું મહત્ત્વ હતું. દેવાધિદેવ વિષ્ણુનાં सुतन्तु, तन्तुवर्धन એવાં નામો પ્રસિદ્ધ છે. અગ્નિના આવાહનનું ગાન કરતાં ઋષિ "સનાતન સૂત્રને કાંતો" એવી દેવોને પ્રાર્થના કરે છે. આત્માની અને માનવજાતિની અખંડતાની સરખામણી સારી રીતે કાંતેલા સૂતરની અખંડતા સાથે કરવામાં આવી છે. "અખંડ કંતાતા સૂતરની પેઠે પિતાઓને રૂપે તેઓ આ જગત ઉપર પોતાનો વારસો–સંતતિ–મૂકતા જાય છે" ( तन्तुमाततं ઋગ્વેદ. ૧૦. ૫૬. ૬ ). નીચેના ફકરામાં ત્રેવડા કરેલા તારનો ઉલ્લેખ છે. "જેણે સૂતરને ત્રેવડ કરીને—અર્થાત્ સવાર, બપોર અને સાંજના નિત્યકર્મ–યજ્ઞ આચરીને સૂર્ય કિરણોનો ઝભ્ભો ધારણ કર્યો છે. ( तन्तुं तन्त्रानः भिबृतं * ઋગ્વેદ ૯. ૮૬. ૩૨ ).

---

* વેદોમાં આવનારા નીચેના પારિભાષિક શબ્દો જાણવા જેવા છેઃ—

ओतु=વાણો ( મૂળ ધાતુ वा=વણવું ).
तन्तु=તાણો ( મૂળ ધાતુ तन्=તાણવું ).
प्रवय=આગળ વણવું.
अपवय=પાછું વણવું ( ઉખાળવું ).
तसर=કાંઠલો.
वेमन्=સાળ.
वाय =વણકર.
मयूस्व=તાકો પાથરી રાખવા માટે લાકડાની ખીલી વપરાતી તે. તેને લંબાવવા માટે સીસાનું વજન રહેતું.
तर्कु=ત્રાક.
सिच्=કપડાંની કિનારી.
सीरी=વણકર.
रजयित्री=રંગારી.
द्रापी=ઝભ્ભો.

અથર્વવેદમાં એક એવો ઉલ્લેખ આવે છે કે નવપરિણીત વર પહેલે દિવસે વધૂનું બનાવેલું વસ્ત્ર પહેરતો. આખી આમ પ્રજા કાંતવાનું કામ કરતી એ આ પરથી સમજી શકાય છે. આશ્ચર્ય કે આવો રિવાજ આજે પણ ઓરિસ્સાના સંબલપુર જીલ્લામાં અને આસામના કેટલાક ભાગોમાં પ્રચલિત છે, ત્યાં નવવધૂને ગૃહપ્રવેશનું પહેલું આખું વરસ કાંતવા સિવાયનું બીજું કંઈપણ કામ સોંપવામાં આવતું નથી. પ્રચલિત લગ્નવિધિમાં વરનું સામૈયું, હળ, ખાંડણી, રવૈયો અને ત્રાક એટલી ચીજોથી કરીને તેને લાક્ષણિક રીતે સૂચવવામાં આવે છે કે ગૃહજીવનની સુખ સમૃદ્ધિનાં આ ચાર વાનાં સ્તંભો છે. આ રૂઢિ પણ પ્રાચીન જમાનાનો અવશેષ હોવાનો સંભવ છે.

જેમ આજે તેમ જ વેદકાળમાં જીવનની મુખ્ય જરૂરિયાતોમાંની એક—પહેરવાનાં કપડાંની—તે ઘરનું સૂતર કાંતી લેવાથી પૂરી પડી રહેતી. નાનાં મોટાં બધાંની કાંતવાની ફરજ ગણાતી. બ્રાહ્મણ તે કાળમાં પણ પોતાની જનોઈનું સૂતર પોતાને હાથે જ કાંતી લેતો, જેમ આજે પણ તે કાંતી લે છે. કાંતવાની ફરજમાંથી કોઈ જ મુક્ત નહોતો—ઊંચામાં ઉંચો પણ નહિ.

## વેદકાલીન પોશાકના વિવિધ પ્રકારો

વેદકાળનાં તેમ જ પુરાણકાળનાં સ્ત્રી–પુરૂષોએ શીવણકળા પણ સારી પેઠે ખીલવી હતી. પુરૂષો ત્રણ વસ્ત્રો પહેરતા— એક નીવી નામનું નીચેનું કપડું, परिधान અથવા अधिवासस् એ નામનું ઉપરનું કપડું, અને એક બીજું લૂગડું–वस्त्र–પાઘડી અથવા उष्णीष પણ વપરાતી. (અથર્વ–વેદ ૧૩. ૨. ૧૬; ૯. ૧૦. ૭). તૈત્તિરીય બ્રાહ્મણમાં (૩. ૬૭૬) કસબી કાપડનો ઉલ્લેખ આવેછે. વેદોમાં મરુતોને સુવર્ણશોભિત વસ્ત્રો ધારણ કરેલા વર્ણવવામાં આવ્યા છે. (ઋગ્વેદ ૫. ૬૬, ૬) "નભો-મંડળ સમાં રૂપાળાં વસ્ત્રોથી વિભૂષિત"—એવું વર્ણન ઋગ્વેદની એક ઋચામાં આવે છે, જે ઉપરથી ચોક્કસ અનુમાન નીકળી શકે કે વેદ-

---

पांडव=વણ રંગેલું વસ્ત્ર.

परिधान=કપડું.

अधिवासस्=ઝભ્ભો.

[illegible]

કાળમાં પણ અતિશય સુંદરતાવાળું તેમજ અત્યંત ઝીણા વણાટનું કપડું લોકો જાણતા. શ્રીમન્ત લોકોનાં બારીક ધોતિયાં प्रावार કહેવાતાં; ખભા ઉપર उत्तरीय અને માથાપર उष्णीष પહેરતા. સ્ત્રીઓ બે કપડાં વાપરતી—શરીર ઢાંકવાને उत्तरीय અને માથે ઓઢવાને अन्तरीय. રામાયણ મહાભારતના કાળમાં રેશમી, ઊનનાં અને સૂતરાઉ ભાત ભાતનાં કપડાં પુષ્કળ હતાં અને પુષ્કળ વપરાતાં એ તો સ્પષ્ટ છે. વાલ્મીકિના વર્ણન પ્રમાણે સીતાજીના 'કન્યાધન'માં ઊનનાં વસ્ત્રો, રત્નો, સુંદર રેશમી ચીર, રંગબેરંગી ભરતકામ, મહામૂલ્ય અલંકારો અને અનેક પ્રકારના શણગારેલા રથો હતાં. (બાલકાંડ, ૧. ૭૪. ૩) મહાભારતમાં (સભાપર્વ ૫૧–૫૨) યુદ્ધિષ્ઠિરને ભારતવર્ષના જુદા જુદા ભાગોમાંથી મળેલી ભેટોનું વર્ણન કરેલું છે તેમાં ગુજરાતના આભીરો તરફથી તેમને ઊનનાં કસબના ભરતકામવાળાં વસ્ત્રો (એટલે કે શાલો અને કીનખાબ) અને તરેહવાર બનાવટના ધાબળાઓ ભેટ મળ્યા હતા, તેમજ કર્ણાટક અને મ્હૈસુરના લોકો તરફથી ઊનનાં તેમજ કીડાઓના કાંતેલા સૂતરનાં (રેશમનાં) નાના પ્રકારનાં વસ્ત્રો તેમજ પટ્ટ નામની વનસ્પતિના રેસાઓનાં કે શણનાં વસ્ત્રો અને બારીક મલમલ ભેટમાં મળ્યાં હતાં. પાંડ્ય અને ચોલ લોકો પણ કસબના ભરતવાળાં સુંદર સૂતરાઉ કપડાં લાવેલા. એટલા જૂના જમાનામાં પણ વણાટનો ઉદ્યોગ સારી પેઠે વધેલો અને પૂર્ણતાએ પહોંચેલો હતો એ બતાવવાને આટલો પૂરાવો ઘણો છે.

## વણાટ અને કાંતણના ધંધા

કાંતણ તેમજ વણાટ પણ ગૃહઉદ્યોગ ગણાતા, અને દેશમાં તેનો લગભગ ઘરોઘરમાં ફેલાવો હતો. તે વખતે કાંતવું અને વણવું એ પ્રત્યેક ગૃહિણીનો ધર્મ ગણાતો, જેમ આજે પણ આસામના કેટલાક ભાગોમાં ગણાય છે. વાત્સ્યાયને પોતાના કામસૂત્રમાં ભાર્યાનાં બે આવસ્યક ગૃહકાર્યો તરીકે કાંતવું અને વણવું એને મૂક્યાં છે. તેમાં સૈકાંઓથી ચાલ્યા આવતા રિવાજને જ તેણે સૂત્રબદ્ધ કર્યો છે. (कार्पासस्य सूत्रकरणं। सूत्रस्य वानं आच्छादनार्थं।) વણાટ એ પણ જો કે ગૃહઉદ્યોગ જ હતો તોપણ એમ માની લેવાનું નથી કે વણકરોનો જુદો વર્ગ હતો જ નહિ. વસ્તુતઃ ગ્રામજીવનમાં જ્ઞાતિવ્યવસ્થા દાખલ થઇ તેના ઠેઠ આરંભકાળથીજ વણાટ એ એક પૂરો પાધરો ધંધો બની ચૂક્યો હતો. વણકરો તેમજ રંગારાઓની સુવ્યવસ્થિત

જ્ઞાતિઓ પાછળ પાછળની સંહિતાઓ અને બ્રાહ્મણોના કાળમાં પણ માલુમ પડે છે. વેપાર અને ઉદ્યોગો સ્થાનિક તેમજ સામુદાયિક પદ્ધતિએ ચાલતા હતા, તેમાં વ્યક્તિગત અને સામુદાયિક હરિફાઈથી ચડઉતર થતી, જૂદી જૂદી શ્રેણીઓ ( મહાજનો ) નાયકો પટેલિયાઓ એ રાજાઓના મિત્રો અથવા મંત્રીઓ બનતા. ( જુઓ કેમ્બ્રિજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા પુ. ૧, પૃ. ૨૧૯). દક્ષિણ હિન્દમાં વણકરોની પેઢીઓ એટલી માલદાર અને વિશ્વાસપાત્ર હતી કે પ્રસંગે તેઓ શાહુકારી પેઢીઓની ગરજ પણ સારતી. તેઓ લોકોની રકમો વ્યાજુકી રાખતા. રાજાઓ પોતાના ભંડાર જાળવણી માટે વણકરોની પેઢીઓને સોંપતા એવાં વર્ણનો કેટલાક બૌદ્ધ શિલાલેખોમાં મળી આવે છે જાતક કથાઓમાં વણકરોની શ્રેણીઓની અને એમના प्रमुख, ज्येष्ठक અને भांडागारिकની વાતો આવે છે. આ શ્રેણીઓ પોતપોતાની આંતરિક વ્યવસ્થાના અને ઉમેદવારો રાખવાના તથા કેળવવાના સ્વતંત્ર નિયમો કરીને તે પ્રમાણે ચાલતી છેક नारदस्मृति જેવા પ્રાચીન લેખમાં ઉસ્તાદ કારીગરના ઉલ્લેખો જોવામાં આવે છે અને તેમાં જ ઉસ્તાદ અને ઉમેદવારના પરસ્પર ધર્મો કેવા હોય એના નિયમો વિસ્તારપૂર્વક આપવામાં આવેલા છે. *

---

÷ તદુપરાંત ધાર્મિક ક્રિયાઓમાં હાથે કાતેલું સુતર વપરાતું, એના અનેક ઉલ્લેખો ધાર્મિક ગ્રંથોમાંથી મળે છે. અને આજે પણ કેટલેક ઠેકાણે આચાર ધર્મમાં પણ જોવામાં આવે છે.

૧. પવિત્રા બારસને દિવસે વિષ્ણુ ભગવાનને सुतन्तुस्तन्तुवर्धनः — જે પવિત્રાં ધરાવવામાં આવે છે; તે હાથે કાંતેલા સૂતરનાં જ હોવા જોઈએ.

૨. બાળકોને ઉપનયન સંસ્કાર કરાવતી વખતે જે યજ્ઞોપવિત પહેરાવવામાં આવે છે તે જનોઈ બ્રાહ્મણ સધવા કે વિધવા સ્ત્રીઓએ કાંતેલા સૂતરની જ હોવી જોઇએ.

૩. વર કન્યાના લગ્ન કરતી વખતે પહેરાવવામાં આવતી વરમાળા પણ શુદ્ધ હાથકંતામણના સૂતરની જ હોવી જોઇએ.

૪. જે પતિવ્રતા નારીઓ વટસાવિત્રીનો તહેવાર ઊજવે છે. તેઓએ વડની પૂજા કરતી વખતે શુદ્ધ સૂતર જ વાપરવું જોઇએ.

૫. પહેલાં તો ક્ષત્રિયો પણ કેસરિયાં કરવા નીકળતા ત્યારે તેમને વિજયમાળ રેંટિયાના સૂતરની જ પહેરાવવામાં આવતી.

## મજૂરીનું કંતામણ અને કપડાંનાં ધોરણ

દેશની કરોડોની આમપ્રજાને માટે અન્ન કે વસ્ત્ર બજારમાં લેવા જવાપણું હતું જ નહિ કારણ કે બન્ને જરૂરિયાતો ઘરમાં જ તૈયાર

૬. રાજગાદી પર આવનાર નવા રાજકુમારને પહેલાં, દેશી રાજ્યોમાં ખાદીનોજ પોષાક પહેરાવવામાં આવતો.

ટુંકમાં જૂના વખતમાં સમાજના જીવનમાં, રેંટિયો ઓતપ્રોત થઇ ગયો હતો.

**બૌધ સાહિત્ય**માં પણ કાંતણને લગતા ઉલ્લેખો આવે છે.

"એક કપાસના ખેતરની રખવાળણે ખેતરની ચોકી કરતાં કરતાં ત્યાંજ ચોખ્ખું રૂ લીધું, તેનુ ઝીણું સૂતર કાંત્યું અને સૂતરનો દડો કર્યો. દડો ખોળામાં લઈને ગામમાં આવતાં પંડિતના તળાવમાં નહાઉં એમ વિચારીને, સાડલા ઉપર સૂતરનો દડો મૂકીને તે નહાવા ઉતરી. બીજી સ્ત્રીએ તે દડો દીઠો, એનું મન તેમાં લલચાણું. એટલે તેને ઉપાડીને, 'વાહ, કેવું સુંદર સૂતર છે! આ, બાઇ, તેંજ કાંત્યું કે?' એમ કહી, ચપટી વગાડી, જાણે નિહાળીને જોતું હોય તેમ દડો ખોળામાં નાખ્યો ને ચાલતી થઈ. પ્રથમ પ્રમાણે વાત વિસ્તારવી. પંડિતે ચોરને પૂછયું, 'તેં દડો કર્યો તે, અંદર શું નાખીને તે ઉપર સૂતર વીંટયું હતું?' તેણે જવાબ દીધો, 'કપાસિયો.' બીજીને પૂછયું તો તે કહે, 'ટીંબરૂનો ઠળિયો.' મેદિનીએ આ વાત સાંભળી લીધી એટલે પંડિતે દડો ઉકેલ્યો, તેમાંથી ટીંબરૂનો ઠળિયો નીકળ્યો, અને ચોરી પકડાઇ ગઈ. લોકો આથી હરખાઈ ગયા, અને ભારે ચુકાદો આપ્યો એમ કહેતા ધન્યવાદ આપવા મંડયા."

—[ **મહાઉમ્મગ્ગ જાતક અં. ૫૪૫** ]

## ઇસ્લામ ધર્મમાં રેંટિયો

ઇસ્લામ ધર્મમાં રેંટિયાને વિષે અનેક વાતો આવે છે. એમાંથી અત્રે એકજ ઉતારવામાં આવેલ છે. ઈબ્ને અસાકર આ વર્ણવે છે. "ઝીયાદ ઇબ્ને અબ્દુલ્લા કુરેશી કહે છે કે હું એક રોજ હજ્જાજ મીન યુસુફની રાણી હિંદ-મહલબની દીકરી-ની ખીદમતમાં હાજર થયો તો જોયું કે તે રેંટિયો કાંતતી હતી, મેં પૂછયું, રાણી છતાં તમે રેંટિયો કાંતો? તેણે જવાબ આપ્યો મેં મારા પિતા જે પેગમ્બર સાહેબના સાથે હતા તેમની પાસેથી પેગમ્બરનું આ પાક વચન સાંભળ્યુ છેઃ "તમારામાં જેનું સૂતર વધારે હશે, તેનેજ વધારે પુણ્ય મળશે. રેંટિયો શેતાનને ભગાડે છે, અને વિષયવિકાર મટાડે છે".

[ **નવજીવન—૨૩. નવેમ્બર ૧૯૨૪** ]

[ **અનુવાદકની નોંધ** ]

થતી. માત્ર રાજા રાણાઓ અને શહેરમાં વસનારાં શ્રેષ્ઠી લોકોને જ પગારદાર કાંતનારાઓ રોકવા પડતા, અને પોતાની જરૂરિયાતને ખાતર, બારીક સૂતર કાંતવાની કળાને ઉત્તેજન આપવું પડતું. દેશાવર મલમલ મોકલનારા વેપારીઓ મેળાઓ કે હાટ ભરાય ત્યાંથી સૂતર ખરીદીને પછી વણાવી લેતા. વળી કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં सूत्राध्यक्ष * તરીકે ઓળખાતા રાજ્યાધિકારીનાં કર્તવ્યો વિસ્તારથી બતાવેલાં છે તે ઉપરથી જોઈ શકાય છે કે રાજદરબારોમાં તો બારીક કાંતવાવણવાને માટે રીતસરનાં ખાતાં રાખવાનો વહીવટ હતો. આમાંના કેટલાક નિયમો ઉપરથી જૂના વખતમાં મજૂરી આપીને કંતાવવાનું કામ કેવી પદ્ધતિએ ચાલતું એનો ખ્યાલ મળતો હોવાથી ઘણા મહત્ત્વના છે "મૂળ રૂની સારી કે રાશી જાતને ધ્યાનમાં લીધા પછી પણ જો ઓછું સૂતર ઊતરે તો કંતામણમાંથી કાપી લેવામાં આવશે." આ બતાવે છે કે જુદી જુદી જાતનાં રૂમાંથી અમૂક આંક સુધીનુંજ સૂતર કંતાવું જોઇએ એવું ધોરણ રાજ્ય તરફથી નક્કી થતું અને તેનાથી ઊતરતું કોઈ કાંતી લાવે તેને કંતામણમાં કપાતને રૂપે દંડ ભરવો પડતો. કાંતનાર સાથેના વહેવારમાં રાજ્ય સખ્તીથી કામ લેતું; કાંતવાના કામ માટે કાઢેલા રૂનું સારામાં સારૂં સૂતર થાય એવી કાળજી રાખવામાં આવતી, અને કંતામણ લંબાઈના ઉપર આપવાનું સોનેરી ધોરણ રાખવામાં આવતું. સૂતરની શાસ્ત્રીય રીતે પરીક્ષા કરવામાં આવતી, અને તેની જાત ઉપર યોગ્ય ધ્યાન અપાતું. અર્થશાસ્ત્રમાં એક એવું પણ વાક્ય આવેછે કે कार्पासना અને શણ–क्षौमના દર પાંચ પલમાંથી એક પલ સૂતર ઊતરવું જોઈએ. આવાં નક્કી થયેલાં ધોરણો દેશમાં સૌને પરિચિત હોવાં જોઇએ. કાંતનારની જેમ વણકરને અમુક નક્કી થયેલા ધોરણને વશ રહેવું પડતું હતું. અર્થશાસ્ત્રમાં વણકર વિષે મનુની જૂની સ્મૃતિ ટાંકવામાં આવીછે કે જે વણકર દર ૧૦ પલ સૂતરના બદલામાં ચોખાના લાટની કાંજીની પવાયત ચડાવ્યા પછી ૧૧ પલ તૈયાર કપડું નહિ આપે તે સજાને પાત્ર થશે. વણકરે કાઢેલું થાન બારીક નજરે તપાસવામાં આવતું, જાડી ને વધારે પડતી કાંજી પાઇ હોય, વણાટ પાંખું હોય, વગરે જે કંઈ વણકરના દગાઓ જોવામાં

---

* अर्थशास्त्र—શામશાસ્ત્રીવાળી આવૃત્તિનું પૃ૦ ૧૪૦ તેમજ કારીગરોના હકોની ચર્ચા માટે પૃ૦ ૧૧૯.

આવે તેની નોંધ વણકરની વિરૂદ્ધ લેવામાં આવતી. આ સંબંધમાં અર્થશાસ્ત્રથી પણ વહેલાની શુક્રનીતિમાંનું વસ્ત્રપનું વર્ણન વાંચવા જેવું છે. એમાં વસ્ત્રપ નામના અધિકારીની ફરજ ઊન રેશમ આદિ સૂત્રોનાં ઉત્પત્તિસ્થાન, સફાઇદાર કે ખરાબ વણાટ, તેમજ વસ્તુનું ટકાઉપણું વગેરેની પરીક્ષા કરીને તેના ભાવ નક્કી કરવાની કહેલી છે. પ્રાન્ત કે રાજ્યની કંઇક કંઈક વિશેષતા રહેતી વંગદેશ दुकूल નામના એક સફેદ મુલાયમ કાપડને માટે પ્રખ્યાત હતો. અને પાંડય દેશમાં હીરાના પાસા જેવું લીસું, એક સરખું અને ભાતવાળા વણાટવાળું કાપડ થતું. મથુરા, અમરાવતી, કલિંગ, કાશી, વત્સ ( કૉસાંબી ), મહીશ અથવા માહિષ્મતી વગેરે નગરીઓ ત્યાં બનતા સૂતરાઉ કાપડ માટે પ્રખ્યાત હતી. ( अर्थशास्त्र અ૦ ૨. ૨ ).

## કાંતણકામ–ગરીબોનું સંકટનિવારણ—

કાંતવાનું કામ લોકોમાં સર્વસામાન્ય હોવાથી તેઓ જાણતા હતા કે બીજો કંઇ ધંધો ન મળે તે વખતે રેંટિયો ચલાવવાથી પ્રામાણિક રસ્તે રોજી મળી રહે છે. રેંટિયો એ દારિદ્ર્યપીડિતોનો રોટલો અને નોધારાંનો આધાર હતો. એક જાતકકથામાં આ વસ્તુનું સચોટ ઉદાહરણ છે. એ કથામાં એક સ્ત્રી પોતાના મરણપથારીએ પડેલા પતિને છેવટની ઘડીએ દિલાસો આપે છે કે “મને સૂતર કાંતવાની કળા આવડે છે તેનાવડે હું આપણાં બાળકોનું ભરણપોષણ કરી શકીશ”. કાંતણ એ સંકટનિવારણને અર્થે ખાસ ઉપયોગી હતું. અર્થશાસ્ત્રમાં કહેલા સૂત્રાધ્યક્ષને ખાસ હુકમ હતો કે તદ્દન ગરીબ અને અશક્ત, જેવાં કે અપંગ લોકો, ઘર બહાર નીકળે નહિ એવી ગરીબ સ્ત્રીઓ, ગુજરાન માટે જેમને કામ કરવું પડતું હોય એવી છોકરીઓ—એવાંઓને તેણે કાંતવાનું કામ પૂરૂં પાડવું. કાંતણ કામ એ એક જાતના સંકટનિવારણના કાયદાની ગરજ સારતું. મનુ મહારાજના દિવસોમાં પણ, જો આપણે તેમની સ્મૃતિના સમર્થ ટીકાકાર કુલ્લૂક ભટ્ટને માનીએ તો, તેમ જ હોવું જોઇએ. વિધવાઓ અને બીજા ગરીબ ભાઇઓ, જે ઘર બહારની મજૂરીએ જઇ ન શકે તેમને લાયક કામકાજની ચર્ચા કરતાં તે એવા જ નિર્ણય પર આવ્યા છે કે તેવાંઓની પ્રામાણિક શરીરયાત્રા માટે લાયક એવું કામ એકલું કાંતવાનું જ છે.

## સૂતરાઉ કાપડનો વેપાર અને વેપારના માર્ગો

જે સમયમાં બીજા દેશોએ રૂનું નામ પણ સાંભળ્યું નહોતું. તે સમયમાં હિન્દુસ્તાનમાં તો કાંતવા અને વણવાની કળાઓ સર્વવિદિ તેમજ સર્વસેવિત હતી એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. ઇશુખ્રિસ્તના જન્મથ કેટલાક હજાર વર્ષો પૂર્વે પણ હિન્દનો સૂતરાઉ માલ બાબિલોનમાં જતે એમ ઇતિહાસ કહે છે. પ્રસિદ્ધ અશુર ઇતિહાસકોવિદ ડૉ. સેઇસ બાબિ લોનની એક જૂની વસ્ત્રોની યાદીમાં બારીક મલમલને માટે 'સિન્ધુ' એવે શબ્દ વપરાયેલો છે તે તરફ લક્ષ દોરીને કહે છે કે બાબિલોન અ આર્ય ભાષા બોલનાર સિન્ધુતટનિવાસી લોકોની વચ્ચે સમુદ્ર માર્ગે વેપાર ચાલતો. મિસર દેશની મમ્મીઓ ઉપર હિન્દુસ્તાનની બારીક મલ મલનાં અસ્તર ચડાવવામાં આવતાં એ બાબતમાં મિ. બેર્ડન જેવા લેખો શંકા ઊઠાવે છે, તેમ છતાં તેથી હિન્દના સૂતરાઉ કાપડના વેપારન પ્રાચીનતા ઓછી થતી નથી. ગ્રીક ભાષામાં સૂતરાઉ કાપડને મા 'સિન્દોન' એવો શબ્દ છે તે મૂળમાં આપણી 'સિન્ધુ'ને મળતો છે વળી 'ગૅન્જેટિકા' એ શબ્દ ગ્રીક ભાષામાં મલમલનો સમાનાર્થક છે તે ઘણું કરીને એ ચીજના ઉત્પત્તિસ્થાન ઉપરથી પડેલું નામ હો જોઇએ, તેમજ 'કૅલિકો' એ નામ પણ એ જાતનું કાપડ કલિક બંદરથી જથ્થાબંધ ચડતું તે પરથી પડેલું છે. આ શબ્દો સૈકાંઓથ હિન્દી માલનો વેપાર સમુદ્ર માર્ગે ચાલતો તેના સૂચક છે. હિરોડૉટ નામનો મહાન ગ્રીક ઇતિહાસકાર રૂનું વર્ણન કરતાં તેને "ઘેટાંના ઊ કરતાં ચડિયાતું ઊન" એવું લખી ગયો છે તે એમ સિદ્ધ કરે છે કે ચ ઇતિહાસકારના સમય સુધી ગ્રીક લોકોને રૂ શી ચીજ છે એની ખબર નહોતી. સિકંદર બાદશાહના એક અમલદાર ઍરિસ્ટોબ્યૂલસ જે લેખકો પણ કપાસના છોડનું આ પ્રમાણે વર્ણન કરે છે. "એક જાત ઊનનું ઝાડ, જેને દાબડી જેવું ઊગે છે અને તેમાં બીઆં હોય છે. બીઆં કાઢી લઇને બાકી જે રહે છે તેને ઊનની જેમ પીંજવામાં આ છે". નિયાર્કસ નામના સિકંદરના દરિયાઇ અમલદારે પોતાના નિવેદનમ લખ્યું હતું કે "હિન્દુસ્તાનમાં એક જાતનાં ઝાડ થાય છે તેને ડાળી ડાળીએ કંઇક ઊન જેવું ઊગે છે, અને આ દેશના લોકો એ ઊન અત્યંત સફેદ એવાં વસ્ત્રો બનાવે છે". *

---

* યુરોપમાં મધ્યયુગમાં "તાર્તાર દેશના ઘેટા–ઝાડ" ની અથવા "સ્ક

રૂ એ આ દેશમાં એટલું બધું સર્વ સામાન્ય હતું અને છતાં પરદેશથી આવનારને માટે એટલી નવાઈની વસ્તુ હતી કે આ રૂના કેવા કેવા ઉપયોગ થઇ શકે, રૂની બનાવટોનો કેવો ભારે વેપાર ચાલી શકે એ તરફ કોઇનું લક્ષ દોરાયા વગર રહેતું નહિ.

હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તો વચ્ચે પણ પરસ્પર વેપાર રોજગાર ખૂબ ચાલતો, અને આપણા ખપ પૂરતું અહીં એટલું જ કહેવું બસ થશે કે એ બધા વેપારમાં સૂતરાઉ માલનું પ્રમાણ જેવું તેવું નહોતું. આખા દેશને વ્યાપી વળનારા ત્રણ મોટા વ્યાપારી રાજમાર્ગો નીચે પ્રમાણે હતા, ( ૧ ) પૂર્વથી પશ્ચિમનો માર્ગ—જે કાશીથી પશ્ચિમ કિનારાનાં ભૃગુકચ્છ કે ભરૂચ બંદર સુધી અને સૌવીર ને તેના રૂરૂક્કા બંદર સુધી જતો હતો, ( ૨ ) ઉત્તરથી અગ્નિકોણનો માર્ગ જે ગંધારથી મગધ દેશ તરફ જતો હતો. ( મેગેસ્થિનીસ જેનો પાટલીપુત્રથી સિન્ધુને જોડનારા રાજમાર્ગ તરીકે ઉલ્લેખ કરે છે તે ઘણે ભાગે આ જ માર્ગ. ) અને ( ૩ ) ઉત્તરથી નૈઋત્યનો, જે શ્રાવસ્તીથી પ્રતિષ્ઠાન પર્યંત જતો હતો અને જેમાં વચ્ચે વચ્ચે છ મુખ્ય ધર્મશાળાઓ આવતી. આ અને એવા બીજા રાજમાર્ગોપર થઇને સૂતરાઉ માલ દરિયાકિનારાનાં બંદરોમાં ઠલવાતો અને ત્યાંથી દેશ પરદેશ ખાતે ચડતો. બારીક મલમલ તેમ જ જાડું કાપડ મોટા જથ્થામાં આ દેશમાં બનતાં, અને જમીનમાર્ગે તેમજ દરિયા વાટે પશ્ચિમ એશિયાના દેશોમાં, સીરિયા, બાબિલોન, ઇરાન, ચીન, જાવા, પેગૂ, મલાક્કા, ગ્રીસ, રોમ અને મિસર એ દેશોમાં જતાં. તે જ પ્રમાણે સમરકંદ પાસેની અથવા હિન્દુકુશનાં બારાંઓના કે બોખારા ને ખૈબરનાં બારાંઓમાંથી નીકળતી મોટી વણજારવાટોએથી આ માલ તુર્કસ્તાન અને તાર્તર દેશોમાં થઇને રૂસ દેશમાં, તેમ જ મિસરમાં થઈને ભૂમધ્ય સમુદ્ર ઉપરના દેશોમાં જતો. હિન્દ અને ચીન વચ્ચે પણ દરિયાઇ માર્ગે જબરો વહેવાર હતો. સુવર્ણભૂમિ કે બ્રહ્મદેશથી ચીન

---

**ચન ઘેટા" ની એક વિચિત્ર કથા પ્રચલિત હતી. એવી માન્યતા હતી કે અમુક એક ઝાડને ફળ અથવા શિંગ થાય છે તે જ્યારે પાકીને ફાટે છે ત્યારે તેમાં એક નાનકડું ઘેટું જોવામાં આવે છે. આ વનસ્પતિજાત ઘેટાંઓના સુંદર સફેદ ઊનમાંથી તે તે દેશના લોકો પહેરવાનાં અને માથે બાંધવાનાં કપડાં બનાવતા. આ વહેમ, જેને ઇંગ્લંડમાં સર જૉન મૅન્ડેવિલે દાખલ કર્યો હતો, તે ઠેઠ ૧૭ મી સદી સુધી ત્યાંના લોકોમાં રહેલો.**

સુધીનો હિંદીચીનનો આખો કિનારો તેમ જ મલાયાના બેટો, એ બધી જગાએ ઠેરઠેર હિન્દી વસાહતો અને હિન્દી દરિયાઇ નાકાં સ્થપાયેલાં હતાં, અને પૂર્વસમુદ્રમાં ફરનારાં જહાજોને તે નાકાંઓનો વિશ્રામસ્થાન તરીકે ઉપયોગ કરવો સગવડભરેલો થઇ પડતો. જે સ્થળોથી કે બંદરોથી ઐતિહાસિક કાળના આરંભમાં સૂતરાઉ માલ પરદેશો ખાતે ચડતો તેવાં કેટલાંક આ પ્રમાણે હતાં. ( ૧ ) સિન્ધુ તટે બાર્બેરિકોન, ( ૨ ) ખંભાતનો અખાત ( Anake અથવા અપરાન્તકાનો પ્રદેશ ) (૩) ઉજ્જૈન, (જ્યાંથી અનેક પ્રકારનો માલ બર્યગાઝ અથવા ભરૂચ આવતો ), ( ૪ ) પૈઠણ અને દેવગિરિ— મહારાષ્ટ્રનાં મુખ્ય મથકો, ( ૫ ) સુરત અને નવસારી, ( ૬ ) કન્યાકુમારી, મસ્સલિયા ( મસુલીપટ્ટમ ) કાવેરીપટ્ટમ વિ૦ દ્રાવિડ દેશનાં બંદરો જ્યાં યવન વગેરે પરદેશી વેપારીઓ ટોળાબંધ જોવામાં આવતા. તે વખતના દરિયાઇ વેપારની મુખ્ય વિશેષતા એ હતી કે વહાણોમાં લદાતા માલમાં દેખાવમાં નાની પણ કિંમતમાં ઘણી ભારે એવી વસ્તુઓ સારા પ્રમાણમાં ચડતી. તેમાં પહેરવાનાં લુગડાંના બરના માલનું પ્રમાણ સારી પેઠે હોઇને આ દેશની વ્યાપારસમૃદ્ધિમાં એ માલ જ મોટો ભાગ ભજવતો. સૈકાંઓ સુધી પૂર્વ તેમ જ પશ્ચિમના બજારોમાં અહીંના વેપારની હાક વાગતી તે આ દેશની મશહૂર કારીગરી, વણાટકામ તેમ જ વ્યાવહારિક રસાયણશાસ્ત્રની અદ્ભુત શોધોને જ આભારી હતી. નીતવધતા એવા વેપારરોજગારનાં જંગી થાણાંઓ જેવાં આ દેશનાં બંદરોનો તે જમાનામાં જાણીતા દુનિયાભરના તમામ દેશોની સાથે સંબંધ હતો, આ દેશમાં આવનાર કોઇપણ પરદેશી મુસાફર એ બંદરોને જોતાં પ્રસન્ન થઇને સ્તુતિનોંધ લીધા વિના રહી શકતો નહિ.

## પરદેશીઓના અભિપ્રાયો

કાંતવાવણવાની કળાઓના પ્રાચીન ભારતવર્ષમાં એટલા બધા પ્રકારો પ્રચલિત હતા અને તે બધા એટલા કલામય અને શાસ્ત્રશુદ્ધ સંપૂર્ણતાએ પહોંચેલા હતા કે જે કોઇ પણ કારણસર આ દેશમાં આવી ચડતા તે એ કળાથી મુગ્ધ બની જઇને અહીંના કાપડ બનાવનાર કારીગરોનાં ગુણગાનમાં પોતાનો ફાળો આપી જતો. ‘ પેરિપ્લસ ઑફ ધી એરીથ્રિયન સી ’ નામના પ્રાચીન પુસ્તકનો લેખક કે જે દુનિયાના જૂનામાં જૂના વેપાર વણજના સંબંધમાં પ્રમાણભૂત મનાય છે તેણે ભારતવર્ષના સૂતરાઉ કાપડની

અનેક જાતો ગણાવી છે, અને कार्पासिक्ष એવો શબ્દ વાપરીને તે સાદા કાપડ અને ઊંચાં બારીક કાપડનો ભેદ પણ દર્શાવે છે. હિન્દુસ્તાનમાં રૂનો ઉપયોગ ગાદી તકિયા ભરવામાં થતો એમ પણ એણે કહ્યું છે. એજ સદીના અન્તમાં થઇ ગયેલો એરિયન લખી ગયો છે (ઇ.સ. ૧૩૧–૧૩૫) કે બીજા કોઇપણ દેશનાં કાપડને સફેદીમાં આંટે એવું હિન્દી રૂ ભરૂચથી આરબ લોકો લાલ સમુદ્ર અને આદુલી સુધી લઇ જતા; આગળ જતાં તેણે એમ પણ લખ્યું છે કે મસુલીપટ્ટમનાં રંગીન તાકાઓનો પણ મોટો વેપાર ચાલતો હતો. હિન્દી લોકોના પોશાકમાં બે વસ્ત્રો તેણે કહ્યાં છે, જે ઘણી વાર ભાતભાતના રંગોએ રંગેલાં રહેતાં તેમ જ તેમાં વેલ-બુટ્ટાની ભાતો પણ રહેતી. હિન્દુસ્તાન એ દરેક પરદેશીને કાર્પાસભૂમિ જ લાગતી. રોમ અને રોમન સલ્તનત હિન્દુસ્તાનના કાપડનાં જબરાં ઘરાક હતાં. હિન્દી માલ રોમ સુધી પહોંચાડવાનું કામ મોટે ભાગે મિસરની મારફત ચાલતું, અને હિન્દ મિસરનો આ દરિયાઇ વેપારનો સંબંધ લગભગ હજારેક વર્ષ સુધી ચાલુ હતો; તે સંબંધ ખલીફ ઉમરની સરદારી નીચે મુસલમાનોએ મિસર જીતી એ દેશનો અને હિન્દુસ્તાનનો વહેવાર તોડી નાખ્યો ત્યારે જ તૂટયો. રોમન લોકો હિન્દી કપડાં પહેરતા થયા તેનો કાળ ઇશુખ્રિસ્ત પૂર્વે પહેલી સદીનો ગણાય છે. રોમનો હિન્દુસ્તાનનાં મલમલ, રેશમી કાપડ તેમજ સોનાના ઝીક કસબના ભભકાબંધ ભરતકામવાળા માલના એટલા મનસ્વી દામ આપી નાંખતા કે મોટા પ્લિનીને એ ઊડાઉપણાની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢવી પડી છે. એ ઇતિહાસકાર કહે છે કે એ ઊડાઉપણામાં રાજ્યને એક કરોડ 'સેસ્ટર્સ'નું નુકસાન થયું છે. * હિન્દુસ્તાનનો સૂતરાઉ કાપડનો વેપાર સૈકાંઓ સુધી એક સરખો ધમધોકાર ચાલ્યાં કર્યો કારણ કે આખી દુનિયામાં એકલા આ દેશમાં જ તેવો માલ પેદા થતો હતો. ગુજરાતનાં તથા કોરોમાંડલ કિનારાનાં બંદરોથી સૂતરાઉ કાપડ દુનિયાના બીજા દેશોમાં વરસતું. જસ્ટીનિયનના કાયદા (ઇ. સ. ૫૫૨) માં જકાત લેવાની વસ્તુઓની યાદી ગણાવી છે

---

* રેશમી માલ, મલમલ અને સૂતરાઉ કાપડ રોમમાં ન માનવામાં આવે એટલી ભારે કિંમતે વેચાતાં. બાદશાહ ઑરેલિયનના વખતમાં રેશમ ભારોભાર સોનું લઈને વેચાઈ. છેવટે ટાઇબીરિયસ સીઝરને પારદર્શક એવાં રેશમી કપડાંને નાગો પોશાક ગણી તેવાં પહેરવાની મનાઇ કરનારો કાયદો ઘડવો પડયો હતો.

તેમાં હિન્દી કાપડ આવે છે. એવાં જૂનાં લખાણો છે કે બીજો ખલીફ ઉમર બાર ઠેકાણે ફાટેલો ઝભ્ભો પહેરીને ઉપદેશ આપતો. અલી બારીક સુતરાઉ ઝભ્ભો પહેરતો. સારાંશ, હિન્દી કાપડ એ સર્વત્ર સભ્ય સમાજનો પોશાક હતું.–ઈરાન, મેસોપોટેમિયા, એશિયામાઇનર જાવા આદિ હિન્દીચીનના દ્વીપમંડળમાંના અનેક બેટોમાં–બધે જ. ખરીદ કરનાર દેશોમાં બારીક માલ ઘણો જ લોકપ્રિય હતો. બંગાળની મલમલ એ જો કે એ પ્રાન્તની જ વિશેષતા હતી, છતાં અતિ બારીક અને નાજુક માલ દેશમાં ત્યાં એકલે જ થતો એમ નથી. બીજી પણ તેવી જ પ્રખ્યાત જાતો બીજા પ્રાન્તોમાં બનતી, જેનાં પોત, વણાટની ભાતો, રંગની મોહક મિલાવટ એ બધાનો જોટો જગતમાં ક્યાંયે ન હોતો. માર્કો પોલો, જે હિંદુસ્તાનમાં ૧૩મા સૈકામાં આવ્યો હતો, તેણે તેલુગુ દેશમાં બનતી ઘણી જ બારીક અને અતિ માંઘી પલમલનું વર્ણન કર્યું છે. તે કહે છે, "આ મલમલ ખરૂં જોતાં કરોળિયાની જાળ જેવી લાગે છે. દુનિયાનો કોઈપણ રાજા કે રાણી આવાં લુગડાં પહેરીને ખુશ થયા વગર ન રહે". વિઝાગાપટ્ટમનું પંજમ કાપડ, મસુલાની છીંટ, નેલ્લોરનું સેલમપોર અને અરણીની મલમલ એ બધાંની પરદેશમાં મોટી ઘરાકી હતી. ૧૫ મી સદીની શરૂઆતમાં આવી ગયેલો બારબોસા ખંભાતનું વર્ણન કરતાં તેને સર્વ દેશોના સોદાગરોથી અને ફ્લાંડર્સના જેવા કળાકારો અને કારીગરોથી ભરેલું શહેર કહે છે. તેણે કાપડનો વેપાર એક ભારે માલદાર ધંધો હતો એમ જોયું. બારબોસા અહીં આવ્યો તેના એકસો વર્ષો પહેલાં જ દક્ષિણયુરોપમાં પહેલી વાર કપાસનું બીજ દાખલ થયું હતું. * થોડો વખત કપાસમાંથી કાગળ બનાવવામાં આવતો. પછીથી ઇટાલીનાં રાજ્યોમાં પહેલી વાર તેનું કાપડ વણવાના પ્રયત્નો થયા. વેનિસ અને મિલાનમાં અને પાછળથી સૅક્સની અને પ્રશિયામાં રૂનાં કાપડ વણાવા લાગ્યાં, પણ હિન્દી માલની તોલે આવે એવું કાપડ કોઇ બનાવી શક્યું ન હોતું. હિન્દી માલનો ઉઠાવ જેવો ને તેવો ધીકતો જ ચાલુ રહ્યો. આરબો ભૂમધ્ય સમુદ્રના પૂર્વભાગમાં અને ઈટાલિયનો લેવૅંટના સમુદ્રમાં એ માલ પહોં-

---

*** જાપાનના સરકારી દફતરો બતાવે છે કે ૧૧ સૈકાં પૂર્વે બે હિન્દીઓએ પહેલી જ વાર એ દેશમાં કપાસ દાખલ કર્યો. (ઇન્ડો-જપાની એસોસીએશનના મુખપત્રના જાન્યુઆરી ૧૯૧૦ ના અંકમાં ડૉ. ટકકસૂનો "જાપાન ઉપર ભારતવર્ષનું ઋણ" એ નામનો લેખ.)**

ચાડતા. પાઇરાર્ડ, બારબોસા, નિકોલો-કોન્ટી, લીંશોતન વગેરે પ્રવાસીઓનાં પ્રમાણો પરથી જણાય છે કે હિન્દુસ્તાનની પૂર્વ તરફના તેમજ પશ્ચિમ તરફના સર્વ દેશોમાં અને સર્વ દ્વીપોમાં તેમ જ દક્ષિણ આફ્રિકાના દેશોમાં પણ હિન્દી કાપડની હાક વાગતી. વર્થેમા (૧૫૦૩-૧૫૦૮) બંગાળાની સંપત્તિ વિષે કહે છે કે એ દેશમાં દુનિયાના કોઇપણ દેશના કરતાં વધારે કાપડ થતું. તે એમ પણ જણાવે છે કે બંઘેલી બંદરેથી દર વર્ષે સૂતરાઉ અને રેશમી કાપડથી લાદેલાં ૫૦ જહાજો પરદેશ તરફ ઉપડતાં. ૬૦ વર્ષ પછી આવેલો વેનિસનો સોદાગર સીઝર ફ્રેડરિક પણ પણ સાન થોમ અને પેગૂ વચ્ચે ચાલતા તરેહવાર કાપડના વેપારનું વર્ણન કરે છે, જેમાં તે કહે છે, "આવા સુંદર રંગો એ એક નવાઇ છે, કારણકે એવું રંગીન કાપડ જાણે કે જાતજાતના રંગોથી તેને રસેલું હોય એવું લાગે છે, અને ખૂબી એ છે કે જેમ જેમ ધોવાતું જાય તેમ તેમ રંગો વધારે ચટકદાર થતા જાય છે". લીંશોતન (૧૬મી સદી નજીકનો) કહે છે કે નાગાપટ્ટમ, સેન્ટ થોમ અને મસુલીપટ્ટમમાં સુંદર બારીક સૂતરાઉ લિનન બને છે, તે માલ તરેહવાર રંગોવાળો, વણાટના અનેક પ્રકારોવાળો, ઘણો ઝીણો અને ભારે કારીગરીવાળો હોય છે, તેવું કાપડ હિન્દુસ્તાનમાં ઘણું પહેરાય છે અને એની કુમાશ તેમ જ કારીગરીને કારણે રેશમ કરતાં પણ તેને લોકો વધારે પસંદ કરે છે અને ભારે કિંમત આપે છે". ૧૭મી સદીનો મુસાફર બર્નિયર હિન્દી કાપડનું માન્યામાં ન આવે એવું અતિ બારીક પોત જોઇને ચકિત થઈ ગયો હતો. તેના જ કાળનો ટૅવર્નિયર બંગાળ અને માળવાના કૅલિકો વિષે કહે છે કે એ કાપડ એટલું ઝીણું હોય છે કે હાથમાં લો તો તમને ખબર પણ પડે નહિ; તેનું સૂતર કંતાતું હોય છે ત્યારે દેખી પણ શકાતું નથી. આ જાતનાં ગુણગાન બીજા મુસાફરોનાં વર્ણનોમાંથી બીજાં ઘણાં ઉતારી શકાય તેમ છે. આ આટલાં બધાં સમાન અર્થવાળાં પ્રમાણો દર્શાવે છે કે હિન્દના કાપડના કારીગરોની કારીગરી કોઇ કાળે જરા પણ ઉતરી નહોતી, સૈકાંઓથી ચાલી આવેલી આ કળા અને હસ્તકૌશલ્યે લોકસ્વભાવ ઉપર પોતાની છાપ પણ મૂકી છે; અને માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટને ઇ. સ. ૧૮૪૧માં "હિન્દુસ્તાનની સર્વ બનાવટોમાં સૌથી આકર્ષક એવી સૂતરાઉ કાપડની બનાવટ છે, જેની સુંદરતા અને કળાનાં લાંબા કાળથી

વખાણ થતાં આવ્યાં છે અને જેના બારીક પોતની કુમાશને બીજો કોઇ દેશ આજ સુધી પહોંચી શક્યો નથી" એવાં વાક્યો લખ્યાં તેમાં તેણે જમાનાઓના સિદ્ધ અભિપ્રાયનોજ પડઘો પાડ્યો છે.

## હિંદી કાપડની શ્રેષ્ઠતાનાં કારણો

હિંદુસ્તાનમાં એવી કઇ ખૂબીઓ હતી કે જેને લીધે આખા જગતમાં હિંદી કાપડની જ વાહવાહ ગવાઇ રહી હતી? એ વાત તો ચોક્સ છે કે તે જમાનામાં આખી દુનિયામાં માત્ર હિંદમાં જ રૂ ઊગી શકતું હતું. અને તેથી હિંદને કોઇ દિવસ કાચા માલની તાણ પડતી નહિ. જૂના વખતના એક મુસાફરે ખરૂં જ કહ્યું છે, કે હિંદુસ્તાનમાં અનાજની માફક કપાસના પણ અખૂટ ભંડારો ભર્યા રહેતા હતા; જે કુટુંબો અને મહાજનો કાંતવા પીંજવાનું યા વણવાનું કામ કરતાં તે કુટુંબોમાં અને મહાજનોમાં બધી કળા બાપદાદાથી ઉતરી આવતી હતી. અને એ વારસો દીપાવવા તેઓ તનતોડ મહેનત કરીને ખાદીકળાને ખીલવતા હતા, અને તેથી જ માણસજાતને હેરત પમાડે તેવા અત્યુત્તમ કાપડના નમૂનાઓ બનાવી શકતા હતા. ખરેખર હિંદમાં કુદરતની પૂરેપૂરી મહેર હતી; અને આખી ભારતીય જાતિના હાડમાં જ હસ્તકૌશલ્ય અને કારીગરી ભર્યાં હતાં એ કુદરતની જ બક્ષિસ હતી. હિંદી વણકરો કલાકોના કલાક સુધી સતત મહેનત કરવા હમેશાં તૈયાર રહેતા હોવાથી, અને વિશેષમાં રંગાટ અને છીપાકામનું જ્ઞાન તેમનામાં દિનપ્રતિદિન વધતું જતું હોવાથી, આખી દુનિયાની બજારો હિંદી વણકોરોના હાથમાં રમી રહી હતી. હિંદુસ્તાનની આબોહવા રંગાટકામને એટલી બધી અનુકૂળ હતી કે હિંદના બધાય રંગો પૂર બહારમાં ખીલી ઊઠતા અને એ રંગો એટલા બધા ચકચકતા અને ટકાઉ થતા કે હિંદી કાપડમાં કંઇક અનેરી શોભા આવી જતી. વણકરને મહેનતાણું ઘણું સારૂં મળતું. તેણે તૈયાર કરેલ માલના મનગમતા ભાવ મળતા. વણકરને પ્રજાનો સારો આશરો હતો; પ્રજાએ વણકરની કળાની કદર કરીને વણકરનું સ્થાન સમાજમાં ઘણું ઊંચું રાખ્યું હતું. પોતાના દેશમાં શરીરને શણગારનારા આવા સરસ કાંતનારા અને વણનારા પડ્યા છે એ જાણીને પ્રજા મગરૂર બનતી.

## મુસલમાનોનો આશ્રય

હિંદુસ્તાન પર અનેકવાર મુસલમાનોના હુમલાઓ થયા, અને તેમણે હિંદુસ્તાન જીતી લીધું, એ સમય દરમિયાન પણ હિંદની ઔદ્યોગિક આબાદીને સહેજ પણ આંચ આવી નહોતી, ઉલટી હિંદની આબાદી પ્રતિવર્ષ વધ્યે જતી હતી, કારણ કે મુસલમાન બાદશાહોએ હિંદી હુન્નર ઉદ્યોગને સારો આશ્રય આપ્યો હતો. હિંદુ રાજાઓની માફક મુસલમાન બાદશાહો પણ હિંદની ખાદીકળા પર ફીદા થઇ ગયા હતા, એ કળાને ખીલવવા તેઓએ વિવિધ પ્રકારની મદદ કરી હતી. અત્રે એક જ દાખલો લઇએ. જે ઢાકા મલમલનો વેપાર હિંદુ વણકરો અને કાંતનારાઓના જ હાથમાં હતો તે વેપાર ઢાકાના નવાબો અને દિલ્હીના પાદશાહોના સતત આશ્રયથી અને તેમની કૃપાદૃષ્ટિથી જ ખૂબ વિકાસ પામ્યો હતો. દબદબા અને મોજમજાના શોખીન નવાબો તેમ જ બાદશાહો દેશી હુન્નરકળાના વિકાસને ઉત્તેજન આપવામાં એકબીજાની હરિફાઈ કરતા હતા. પણ દુર્ભાગ્યે મોગલ બાદશાહના સમય દરમિયાન સૂતરની કળા કેટલી ખીલી હતી, કેટલા વાર કાપડ તૈયાર થતું હતું, વગેરે માહિતી પૂરી પાડે તેવી ચોકસ હકીકતો મળી શકતી નથી.

## અકબરના અવસાનકાળે

"અકબરના અવસાનકાળનું હિંદ" એ નામની ચોપડીમાં મિ. મોરલેંડે હિંદમાં કેટલું કાપડ થતું હતું તેનો અડસટ્ટો કાઢવા પ્રયત્ન કર્યો છે; અને છેવટે તેણે એવી ગણતરી કરી છે કે તે કાળની વસ્તીના માથા દીઠ ૧૩ વાર કાપડ તૈયાર થતું હતું. આ ગણતરી બહુ જ ઓછી છે. પણ મોરલેંડના નિર્ણયોની વિગતવાર ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નથી પરંતુ અત્રે એટલું કહેવું બસ થશે કે મોરલેંડ સાહેબની ગણતરી કરવાની રીત અત્યંત દોષમય છે. વહાણોમાં કેટલા ટન માલ ચડતો હતો તે પરથી, હિંદથી પરદેશ કેટલું કાપડ ચડતું હતું તેનો અડસટ્ટો તેણે કાઢયો છે. પણ આવી ગણતરીમાં ઘણી ભૂલો થવાનો અને મતભેદ ઉભા થવાનો પૂરેપૂરો સંભવ છે, કારણ કે માત્ર અંગ્રેજ અને ડચ કંપનીનાં જ વહાણોને લગતા હિસાબપત્રો અને ભરતિયાં પર જ મોરલેંડે બધો આધાર રાખ્યો છે; અને દેશના ખપને પહોંચી વળવા માટે જે માલ બનતો હતો

તે માલનો આંકડો પણ ગમેતેમ કરીને આડીઅવળી ગણુતરી કરી ઓછો આંકી દીધો છે". તેમ છતાં એક વાત તો મોરલેંડને પણ કબૂલ કરવી પડી છે કે "હિંદની કાપડબજારનો ઇજારો તો હાથસાળોએ જ લઈ લીધો હતો, અને તે ઉપરાંત અરબસ્તાન અને તેથી પણ દૂર બ્રહ્મદેશ અને પૂર્વના ટાપુઓ ઉપરાંત એશિયાના બીજા ભાગોમાંનાં નાનાં નાનાં અનેક બારાં, તેમજ આફ્રિકાનો પૂર્વ કિનારો એ બધી જગાએ કાપડનો ઘણોખરો વેપાર હિંદના જ હાથમાં હતો". ૧૬ મી સદીની શરૂઆતમાં હિંદમાં આવેલો પાઈરાર્ડ નામનો મુસાફર તો ખંભાત, સુરત, કલીકટ અને ગોવા * બંદરોનો વેપાર અને જાહોજલાલી જોઇને છક થઇ ગયો હતો. તે લખે છે કે "હિંદની દોલત એટલે મુખ્યતઃ તો રેશમી અને સૂતરાઉ કાપડ. કન્યાકુમારીથી માંડીને ઠેઠ ચીનની સરહદ સુધી એવો એકે પુરૂષ કે સ્ત્રી નથી કે જે નખથી શિખ પર્યંત, રેશમી કે સૂતરાઉ કપડાં ન પહેરતો હોય. આ કપડાં ઉપર ભાતભાતના શણગાર સજાય-છે, અને રૂમાંથી બરફ જેવું સફેદ, અત્યંત કુમાશવાળું અને ઝીણું કાપડ

---

* પાઇરાર્ડે કેટલાંક બંદરો અને મુખ્ય શહેરોનું જે સવિસ્તર વર્ણન કર્યું છે તેનો ટુંકો સાર નીચે આપવામાં આવ્યો છે.

**સુરત**—મક્કાની બારી અથવા 'સૂર્યપુરી' ગુજરાતનું પ્રખ્યાત બંદર હતું. ત્યાંના લોકો ગંભીર અને ન્યાયપ્રિય હતા. તેમનો બાંધો કદાવર હતો; તેઓ સફેદ કેલીકોના અને રેશમી ભભકાદાર ઝભ્ભા પહેરતા. આ બંદરેથી દર વરસે, ભાતભાતનાં રંગીન, સફેદ અને કિનારીવાળાં, બધી જાતનાં કપડાં જેને માટે ગુજરાત ખાસ મશહુર હતું તે પરદેશ ચડતાં.

**ભાઉલ**—આ દેશ અત્યંત ધનવાન છે. હિંદુસ્તાન અને પૂર્વના દેશોનાં મોટાં મોટાં શહેરોમાંથી તરેહતરેહની કિંમતી ચીજો અત્રે વેચાવા આવતી; ખાસ કરીને અહીં રેશમ એટલું બધું થાય છે કે આખા ગોવાની તો શું પણ લગભગ આખા હિંદુસ્તાનની માગને સહેજ પહોંચી શકાય. ઉત્તમોત્તમ સૂતરાઉ કપડાં પણ અહીં ખૂબ વેચાય છે.

**સોનાગોવા**—પૂર્વ તેમ જ પશ્ચિમ તરફના તમામ દેશોના વેપારીઓ અહીં સોદા કરવા ભેગા થતા. હિંદુસ્તાનની બધી ચીજો અહીંથી પરદેશ ચડતી.

**કાલીકટ**—કેલીકોના નામથી પ્રખ્યાત થયેલાં ઝીણાં સૂતરાઉ કપડાં તેમ જ વિધવિધ રંગ અને છાપવાળા પડદા દુનિયાના તમામ ભાગોમાં અહીંથી ચડતા હતા, તમામ કોમોના લોકો અહીં ભેગા થતા હતા.

બનાવવામાં આવે છે. ( પાઇરાર્ડની મુસાફરી, ભાગ બીજો ). આગળ જતાં વળી પાઇરાર્ડ ઉમેરે છે; "તેમના કારીગરીનું ખાસ જાણવાજેવું લક્ષણ તો એ છે કે, તે કારીગરી કળાનો અત્યુત્તમ નમુનો હોવા છતાં, તે ઘણી સસ્તી છે" હિંદુસ્તાનનો માલ મુખ્યત્વે કરીને, ખંભાતના અખાત, કોરોમાંડલ અને બંગાળાનાં બંદરો અને સિંધુ કાંઠાનાં મેદાનો વાટેજ પરદેશ ચડતો હતો. પાઇરાર્ડ પણુ, તેની પહેલાં હિંદમાં આવી ગયેલા અનેક મુસાફરોની માફક, કાપડનો ધીકતો વ્યાપાર જોઇ દંગ થઇ ગયો હતો: પાઇરાર્ડની પછી આવેલા બરનિયર અને ટૅવરનિયર પણુ એટલા જ હેરત પામી ગયા હતા. અહીં જરાપણુ અતિશયોક્તિ વાપર્યા સિવાય નિષ્પક્ષપાતપણે કહી શકાય કે હાથકંતામણુ અને હાથવણુાટની કળા, મોગલ શહેનશાહોની કારકીર્દી દરમિયાન, વર્ષ પ્રતિવર્ષ ખીલ્યે જતી હતી.

## મુસલમાન વણુકરો

વળી એમ પણુ અનુમાન કરી શકાય છે કે મોગલ સમયમાં હિંદુઓના હાથમાંથી વણુાટની કળા નીકળીને મુસલમાનના હાથમાં ગઇ હોવી જોઇએ. સંયુક્ત પ્રાંત, બિહાર અને પંજાબ જેવા ઉત્તરહિંદના કેટલાક પ્રાંતોમાં આજે પણુ વણુકર વર્ગનો મોટો ભાગ જુલાહા મુસલમાન વણુકરોનો જ છે. અને હિંદુ વણુકરોનું પ્રમાણુ તો હવે આ પ્રાંતોમાં ઘણું જૂજ રહ્યું છે. જેમ હિંદમાં આવી મુસલમાનોએ બીજા વેપાર ધંધા હિંદુઓની હારોહાર ઊભી હાચ કર્યા હતા. તેમ વણુાટનો ધંધો પણુ મુસલમાનોએ હસ્તગત કરી લીધો હતો. વણુાટનો ધંધો તે વખતે પ્રતિષ્ઠિત ગણુાતો. જેમ જૂના કાળમાં દક્ષિણુમાં તામીલ નાડુમાં તીરૂવલ્લુવર નામનો વણુકર મોટો સંત થઇ ગયો હતો, તેમ આ સમયમાં વણુકરને ઘેર જન્મેલ કબીર સાહેબ પણુ મોટા સંત થઇ ગયા. કબીર સંત થયા પણુ તેમણે પોતાનો ધંધો છોડ્યો નહોતો. વણુાટના ધંધામાં તે પરમ શાંતિ અને સુખ અનુભવતા હતા.

## પીંજારાની ઉત્પત્તિ

કાપડના વેપારને પ્રભાવે આ સમયે એક નવોજ ધંધો ઊભો થયો હતો. હિંદુસ્તાનના સંયુક્ત પ્રાંત સિવાયના બધા ભાગોમાં આજકાલ પીંજારા મુસલમાન હોય છે. તે પરથી એમ સહેજે અનુમાન નીકળી

શકે કે મુસલમાની રાજ્યમાંજ પીંજારાનો અલગ વર્ગ પહેલી વાર ઊભો થયો હશે. શરૂઆતમાં તો ધંધાદાર પીંજારો માત્ર ગોદડાં ગાદલાં કે ઓશીકાં ભરવાનું જ કામ કરતો હશે પછી. તે કાંતનારા માટે પુણી બનાવવા લાગ્યો, અને છેવટે તો એવો પણ પૂરાવો મળે છે કે તે દેશના કેટલાક ભાગોમાં દલાલના જેવું કામ કરતો હતો. વણકર અને કાંતનારની વચ્ચેનો સંબંધ પીંજારા મારફત જળવાતો હતો. પીંજારો જ રૂ સંઘરતો: તેજ કાંતનારીઓને પૂણી વહેંચતો, અને તેમની પાસેથી સૂતર એકઠું કરી વણકરોને આપતો આને લીધે પીંજારાને પોતાની મજૂરી ઉપરાંત રૂ અને સૂતરના વેચાણમાંથી પણ થોડીઘણી કમાણી થતી. એવો પૂરેપૂરો સંભવ છે કે પહેલાંના વખતમાં હિંદુઓ હાથવતી જ પીંજી લેતા; અથવા તો આજ દિવસ સુધી બંગાળા અને દક્ષિણ હિંદમાં જે જાતનું નાનું કામઠું હજારો કાંતનારીઓ વાપરે છે તેવાં કામઠાથી પીંજી લેતા કામઠું કયારે વપરાવા લાગ્યું, અને પીંજારાનો સ્વતંત્ર ધંધો કયારથી ગણાવા લાગ્યો, એ જાણી લેવું રાષ્ટ્રની દષ્ટિએ એટલું બધું મહત્વનું છે કે ઇતિહાસના અભ્યાસીએ તેની તપાસ કરવા જેવી છે.

## યુરોપીઅનોના ઝગડા

૧૫ મી સદીની શરૂઆતમાં યુરોપનાં જુદાં જુદાં રાષ્ટ્રો હિંદનો તેમજ પૂર્વના બીજા દેશોનો વેપાર સર કરવા માંહેમાંહે ઝગડવા લાગ્યાં હતાં. કેમ જાણે પૈસાનાં ઝાડ હિંદમાં અને એશિયાના બીજા દેશોમાં ઊગતાં હોય અને તે ખંખેરી ખાવાનાં હોય તેમ એક પછી એક ફીરંગી વલંદા ફ્રેન્ચ અને છેવટે અંગ્રેજોનાં ટોળાં અહીં ઊતરી આવ્યાં હતાં. તેમનો મુખ્ય ઉદ્દેશ તો વેપાર ખેડવાનો હતો. હિંદી વણકરો ને બીજા કારીગરોના માલના ભાવ યુરોપમાં ઘણા સારા આવતા હોવાથી તે ચડાવવામાં તેઓને વધારેમાં વધારે નફો થવા લાગ્યો.

ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ પહેલ વહેલી કોઠીઓ પણ જ્યાં વણકરોનાં ખાસ મથકો હોય એવે ઠેકાણે એટલે કે સુરત, હુગલી, મછલીપટ્ટમ અને કાલીકટમાં નાખી હતી. હિંદી કેલીકોની માગ ઈંગ્લંડમાં દહાડેદહાડે વધ્યે જતી હતી. ખુદ કંપનીના ડીરેકટરોએ ૧૬૬૫માં હિંદના પોતાના મુનીમોને કાગળ લખી જણાવ્યું હતું કે "તમારે ત્યાંથી જેટલી ચીજો આવે છે તે બધાંમાં વધારેમાં વધારે ખપત હિંદી કેલીકોની થાય છે તેથી હિંદી

કેલીકો જેટલી બને તેટલી વધારે અહીં ચડાવતા રહેજો" પરદેશ સાથેનો આ વેપાર એક સદીથી પણ વધુ વખત સુધી ધીકતો ચાલતો હતો. તેનું પરિણામ શું આવ્યું તે આપણે હવે પછી જોઇશું.

ટૂંકમાં જે કળા અને હુન્નર પર કરોડો માણસોનો ગુજારો ચાલતો હતો તે ગોરાઓની વ્યાપારી ઇર્ષાને લીધે પડી ભાંગ્યો. અને એ પડી ભાગતાં એને આશ્રયે નભતી વસ્તી કંગાલ થઇ ગઈ અને તેનું નૂર હણાઇ ગયું. પણ જે હસ્તકૌશલ્ય જે હાથકારીગરી સેંકડો વરસથી વંશપરંપરાએ ઊતરી આવેલાં હતાં, અને જેને લીધે ઉત્તમોઉત્તમ કારીગરીની ચીજો પેદા થતી હતી, તે કૌશલ્યને જડમુળથી ઉખાડી નાખવું એ કાંઈ રમત વાત નહોતી. મરતાં મરતાં પણ એ કળા પરદેશી માલના આક્રમણ સામે ઝુઝી. ઢાકાની મલમલનોજ દાખલો જુઓ. ઢાકાની મલમલનો વેપાર કેમ ખીલ્યો અને પડી ભાગ્યો તેનો ઇતિહાસ બહુ જાણવા જેવો છે.

## ઢાકાની મલમલ

અગાઉ કહેવાઇ ગયું છે કે પ્રાચીન કાળના ગ્રીકો પણ બંગાળાની મલમલને 'ગૅંજેટિકા'ના નામથી ઓળખતા હતા, જેને પેરીપ્લસમાં 'ડાયાક્રોસીઆ' નામ આપ્યું છે. તે ડાયાક્રોસીઆ એટલેજ ઢાકાની ભાતીગર મલમલ. જો કે એપોલોનિયસે ડાયાક્રોસીઆનો અર્થ પટાવાળી મલમલ એવો કર્યો છે.

રોમન સામ્રાજ્યની જાહોજલાલીના કાળમાં રોમન નાગરિકોને હિંદની કિંમતી ભભકાદાર મલમલ પહેરવી બહુ ગમતી. બંગાળાની મલમલનું વર્ણન કરતાં પ્લીની કહે છે કે, મલમલ એટલી બધી સફેદ અને ઝીણી હોય છે કે એ પહેરનારનું શરીર પણ ચકચકાટ મારી ઉઠે છે. આ કાપડનું સૌંદર્ય અને કુમાશની પ્રશંસા એક પછી એક મુસાફરોએ કરી છે. નવમી સદીમાં હિંદમાં આવેલા સુલેમાન નામના આરબ મુસાફરે લખ્યું હતું, "આ દેશમાં એક એવી ચીજ થાય છે જેનો જોટો આખા જગતમાં મળે નહિ. આ વસ્તુ એટલી ઝીણી અને નાજુક છે કે તેનો પોશાક બનાવ્યો હોય તો આખોય પોશાક વીંટીમાંથી સહેજ પસાર થઇ જાય આ ચીજ સૂતરમાંથી બને છે અને તેવો એક તાકો મેં નજરોનજર જોયો છે." ઉપરનું વર્ણન ઢાકાની મલમલ વિષે જ હોવું જોઇએ. એતો દેખીતું છે.

કેટલાંયે સૈકાઓ થવાં આ કળા ખીલ્યે જતી હતી. અને જ્યારે પાદરાર્ડ બંગાળામાં આવ્યો હતો ત્યારે તેણે પણ એવીને એવીજ કળા જોઇ હતી. તે લખે છે, "કેટલાંક કપડાં તો એટલાં બધાં ઝીણાં હતાં કે એવાં કપડાં પહેરનારે કપડાં પહેર્યાં છે કે તદ્દન નાગો છે એ દૂરથી કળી શકાય નહિ. રાલ્ફ ફીચ લખે છે કે હિંદુસ્તાનમાં ઉત્તમોત્તમ સૂતરાઉ કપડાં ઢાકા પાસે આવેલા સોનારગામમાં બને છે. મલમલની બનાવટમાં આવી અપૂર્વ કળા દેખાડનાર કારીગરોને આશ્રય આપવામાં અને તેમને ચડાવવામાં મોગલ બાદશાહોએ પૈસા સામું જોયું નહોતું. એકલી મહારાણી નુરજહાંએ પણ આ કળાને ભારે ઉત્તેજન આપ્યું હતું. તેના આશ્રય પછી ઢાકાની મલમલનો ઉદ્યોગ સોળે કળાએ ખીલી ઉઠયો હતો અને તે વિશેષ જગમશહુર બની હતી. પોતાના રાજદરબારમાં આવનાર પ્રખ્યાત એલચીઓનું જ્યારે બાદશાહો મોટામાં મોટું સન્માન કરવા ઇચ્છતા ત્યારે તેમને દેશની અમૂલ્ય ચીજ મલમલની એનાયત કરવામાં આવતી. આવી ભેટનું રસપૂર્વક વર્ણન કરતાં ટેવર્નિયર જણાવે છે કે "ઇરાની એલચીએ પોતાના શાહને શાહમૃગના ઈંડા જેવું રત્નજડિત નાળિયેર ભેટ કર્યું હતું. જ્યારે તે ઉઘાડવામાં આવ્યું ત્યારે તો અંદરથી ૬૦ હાથની લાંબી પાઘડી નીકળી પડી હતી. મલમલની માગ તો ચારે કોરથી થતી હતી. અને જ્યારે કંપનીના નોકરો બંગાળામાં આવતા ત્યારે તો મલમલ પાછળ મોટી પડાપડી શરૂ થતી. ઠેઠ ૧૮૪૦ સુધી તો હિંદમાંથી નિકાસ થતી ચીજોમાં મલમલનો લગભગ પહેલો નંબર આવતો હતો. પછીથી જ્યારે વિલાયતી સસ્તાં અને તકલાદી કપડાં હિંદની બજારોમાં ઘૂસવા લાગ્યાં અને મલમલને પદભ્રષ્ટ કરવા લાગ્યાં ત્યારે હિંદમાં મલમલ બનાવવાનું કામ ધીમે ધીમે બંધ થવા લાગ્યું." ૧૮૩૬ માં ડૉ. ઉરે પોતાની નોંધપોથીમાં લખ્યું છે, "યુરોપની કારીગરીમાં જેનો જોટો ન મળે એવું સરસ ઝીણું સૂતર હજી ઢાકામાં કંતાતું હતું, અને મલમલ પણ વણાયે જતી હતી. આ બધું જોઇને એક વિચક્ષણ અનુભવીના હૃદયમાંથી સહેજ ઉદ્ગાર નીકળી ગયા હતા કે ઇંગ્લંડના ઊંચામાં ઊંચા નંબરના સૂતર કરતાં પણ વધારે ઝીણું સૂતર આ નાનકડા રેંટિયા ને ત્રાકપર કેમ કાંતી શકાતું હશે, અને જેવી તેવી સાળ પર કેમ વણી શકાતું હશે. તે અજાયબીનો ખેલ મારા ખ્યાલમાં તો આવીજ શકતો નથી" સૌની આંખે ચડેલ મલમલના

ધંધાનો ઐતિહાસિક અને વર્ણનાત્મક હેવાલ ૧૮૪૦ માં લખતાં ડૉ. ટેલર કહે છે, "ઢાકાની મલમલના અહીં સુંદર નમૂનાઓ તો વરધી આપવાથી ગમે ત્યારે તૈયાર થતા હતા. ખાસ કરીને આવી વરધી હિંદના રાજા મહારાજા, અમીર ઉમરાવ કે શેઠ શાહુકાર તરફથી મળતી. જો કે મોગલ બાદશાહના વખતમાં જેટલી માગ થતી તેના કરતાં હમણાં તો ઘણીજ ઘટી ગઇ છે. તોપણ એટલું તો જરૂર કહી શકાય કે હજી કળાને જીવંત રાખવા જેટલી તો માગ નીકળે છે ઉપયોગના અભાવે કળા નાબૂદ થઇ જાય એવો અવસર હજુ આવ્યો નથી."

## ઢાકાની કાંતણ કળા

ઢાકાના કાંતનારા કેવું રૂ વાપરતા, કેવી જાતનું સૂતર કાઢતા, અને પછી એ સૂતર કેવી રીતે વણતા તે સંબંધી છૂટક છૂટક થોકબંધ માહિતી મળી આવે છે; એટલું તો નિઃશંકપણે કહી શકાય કે જે કપાસમાંથી ઝીણી મલમલ બનતી તે કપાસ તેજ જિલ્લામાંથી પેદા થતો હતો. તે કપાસ દેશી કપાસ નામે ઓળખાતો હતો. ત્યાંની જમીન વિશિષ્ટ પ્રકારની હોવાથી ત્યાં પેદા થતો પાક પણ વિશિષ્ટ પ્રકારનો હતો. બંગાળાના બીજા કપાસ સાથે સરખાવતાં આ 'દેશી' કપાસ વધારે સુંદર અને વધારે લાંબા રેસાવાળો માલુમ પડતો; પણ આજના અમેરિકાના કે દક્ષિણના ટાપુઓના કપાસની સરખામણીમાં તો દેશી કપાસ કાંઈ હિસાબમાં નહોતો. પરદેશી કપાસના પ્રમાણમાં દેશી કપાસના રેસા ઘણા ટૂંકા ઊતરતા. આ ઢાકાનુંજ 'દેશી' રૂ છે કે નહિ તેની ખાત્રી કરવા વણનારાઓ કપાસને ધોતા અને જો કપાસ ફૂલે છે એમ તેને ખાતરી થાય તો તેઓ માનતા કે આ 'દેશી' કપાસ છે; ઢાકાના કાંતનારાઓ જે જાતનો કપાસ વાપરતા તે કપાસના છોડનો બારિક અભ્યાસ કરીને એક વનસ્પતિશાસ્ત્રીએ દેશી કપાસ સંબંધી ચાર મુદ્દાઓ નોંધ્યા છે.

૧ આ છોડની ડાળીઓ પ્રમાણમાં વધારેપડતી સીધી હોય છે, અને તેનાં પાન અણિયાળાં હોય છે.

૨ આખા છોડપર એવી જાતની લાલાશ ફેલાઇ ગયેલી હોય છે કે પાંદડાંઓની રેખાઓ અને પાંદડાંની દાંડીઓ પણ ઓછી પારદર્શક થઇ જાય છે એટલે કે તે વધારે ઘેરી બની જાય છે.

૩ જે ડાંખળીઓપર કપાસનાં ફૂલ લચી રહેલાં હોય છે તે ડાંખળીઓ વધારેપડતી લાંબી હોય છે. અને ફૂલપાંદડીઓની બહારની કોરપર લાલાશ છવાઇ ગઈ હોય છે.

૪. બંગાળાના બીજા કપાસના પ્રમાણમાં ‘દેશી’ કપાસના રેસા વધારે લાંબા, વધારે ઝીણા, અને વધારે સૂંવાળા હોય છે. *

આ કપાસના છોડ દર વરસે નવા ઊગતા હતા. છોડની ઉંચાઇ પાંચ ફુટ હતી. જ્યારે હાથકંતામણ અને હાથવણાટનો ધંધો ધમધોકાર ચાલતો હતો, ત્યારે આ જાતના કપાસનું વાવેતર ઘણું થતું; પણ ત્યારેય રેસામાં જરાક ફેર પડી જતો કે તરતજ જાત ઓળખાઇ જતી. ‘દેશી’ રૂમાં સારી માઠી જાતનો ભેદ ઓળખી કાઢવામાં આવતો. જ્યારે ડૉ. ટેલરે ઢાકા વિષે લખ્યું હતું ત્યારે કપાસની જાતમાં ઘણોજ ફેર પડી ગયો હતો. અસલી જાતજ બગડી ગઇ હતી. ડૉ. ટેલર લખે છે, “કપાસનો પાક જેટલો પહેલાં ઉતરતો તેટલો હવે ઉતરતો નથી. કપાસનું વાવેતર પણ ઘણું ઘટી ગયું છે. વળી એ પણ કહેવું જોઇએ કે હાલના કપાસના રેસા ઉપરઉપરથી તો પહેલાં જેવાજ ઝીણા અને સૂંવાળા દેખાય છે, પણ હવે તે રેસા ઘણાજ ટૂંકા થઇ ગયા છે. અને રેસા બીયાં સાથે વધારે પડતા ચોંટી જાય છે.”

આજ રૂને વાંસની નાની કામઠીપર તાંત કે મૂંગા રેશમની દોરી ચડાવીને પીંજવામાં આવતું હતું. ત્યારે કેવી રીતે રૂ પીંજાતું તથા કંતાતું તેનું સ્વવિસ્તર વર્ણન ડૉ. ટેલરે નીચે પ્રમાણે કર્યું છે:

“પ્રથમ તો કાંતનારી બાઇઓ કપાસને સારી પેઠે સાફ કરે છે; કપાસમાંથી કપાસિયા કાઢી નાખવા, ચરખી (ચરખો) અને દુલમ કાડી નામનાં સાધનો વાપરવામાં આવે છે. ચરખામાં તો બે વેલણ બરાબર બેસાડી દીધાં હોય છે; અને તે એકલો માણસ સહેલાઇથી ચલાવી શકે છે. મધ્યમ પ્રકારનું કાંતવા માટે આવો જ ચરખો દેશભરમાં ચાલે છે. પણ જો ઘણુંજ ઝીણું સૂતર કાઢવું હોય અને ઓછું કામ કરવું હોય

* આજકાલ ગંજામના કાંતનારા જે રૂ વાપરે છે તે પણ એક નવીજ જાતનું દેશી રૂ છે. તેના રેસા લાંબા હોતા નથી પણ રેશમ જેવા લીસા અને સૂંવાળા હોય છે; જ્યાં ખૂબ વરસાદ થાય છે એવા પહાડના ઢોળાવ પર આ રૂ ઉગાડવામાં આવે છે.

તો લોકો દુલમ કાઠીનો ઉપયોગ કરે છે: (દુલમ કાઠી એટલે આપણા સાદાં વેલણુ અને પાટલો) આ લોઢાનું વેલણુ મધ્યમાં જાડું અને બે છેડે પાતળું બનાવવામાં આવે છે. પાટલા પર વેલણુ હાથ કે પગવતી ફેરવવામાં સગવડ પડે તે માટે પાટલાની પહોળાઇ કરતાં વેલણુ સહેજ લાંબુ રાખવામાં આવે છે. પાટલા પર રૂ ફેલાવીને તેના પર પછી વેલણુ ફેરવવામાં આવે છે: * ચરખા કરતાં દુલમ કાઠીમાં રેસા ઓછા તૂટે છે.

રૂ પીલાઇને તૈયાર થયા પછી તેમાં જો કંઇ કસ્તર રહી ગયું હોય તો તે કાઢવાનું એટલે પીંજવાનું કામ હાથમાં લેવામાં આવે છે. આ ક્રિયા નાની કામડી પર તાંત કે મૂંગા રેશમની દોરી ચડાવીને કરવામાં આવે છે. પણુ જે કપાસ અત્યંત ઝીણા સૂતરને માટે અલાયદો રાખવામાં આવે છે તે કપાસ પર પીલવા કે પીંજવાની ક્રિયા થાય તે પહેલાં તે પર ઓળવા યા તો પીંખવાની ક્રિયા થાય છે. કપાસ પીંખવા કે ઓળવા માટે બાવલી માછલીનું[1] સૂકાયલું જડબું વપરાય છે. આ જડબું બે ઇંચના વ્યાસ જેવડી કમાનના આકારનું હોય છે અને તેની અંદર સંખ્યાબંધ ઝીણા વળેલા દાંતો હોય છે. જેમ કાંસકીથી વાળ ઓળાય છે, તેમ આ જડબાથી કપાસને ઓળી લેવામાં આવે છે, અને તેમાંથી કપાસના માત્ર ઝીણા રેસા જ બહાર નીકળી આવે છે. [2]

આ રીતે રૂ છૂટું થઇ જાય એટલે પછી કામઠાવતી તેને પીંજી છૂટાં છૂટાં વાદળાં જેવો સૂંવાળો પોલ બનાવવામાં આવે છે, અને બહુ જ સંભાળપૂર્વક એ પોલને ચીતુલ યા કચીઆ માછલીની સૂકાયલી ચામડીના

---

* ઘણું ઝીણું સૂતર કાંતવા માટે ગંજામની કાંતનારીઓ પણ આજ સાધન રૂ પીલવામાં વાપરે છે.

(૧) આંધ્ર દેશમાં ઝીણું કાંતનારી બહેનો પણ આજે જડબાનો ઉપયોગ કરે છે. આ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે ઝીણું સૂતર કાઢવાની પ્રથા દેશભરમાં એકજ રીતે ચાલતી હતી.

(૨) "કપાસના દાણાને ઓળવાથી તેમાં રહેલા કપાસિયાની આસપાસ રૂના તંતુઓ આછા વાદળમાંથી ફૂટી નીકળતાં સૂર્યકિરણોની માફક પ્રસરેલાં જોવામાં આવે છે, અને અપકવ તથા નબળા રેસાઓ ખેંચાઇ અલગ થઇ જાય છે". 'વણાટશાસ્ત્ર'માંથી'.

સૂંવાળા ભાગપર ફેલાવી દેવામાં આવે છે. આ પોલની પૂણી કેળના પાન કે બીજી કોઇ એવડમાં રાખી કાંતવામાં આવે છે.

કાંતવાની બધી સામગ્રી એક નાનકડી ટોપલીમાં માઈ જાય છે. પૂણી, નાજુક લોઢાની તકલી, માટીમાં બેસાડેલું છીપલું, કાંતનારાને હાથે રાખ લગાડવા માટે રાખનું છાલવું, એટલી વસ્તુ હાથમાં આવી કે કાંતવાનું સહેજે ચાલી શકે છે. તકલી મોટા સોયા કરતાં વધારે જાડી હોતી નથી.* તકલી ૧૦ થી ૧૪ ઈંચ લાંબી હોય છે. અને ફેરવતી વખતે પૂરતું વજન અને સમતોલપણું જળવાય તે માટે તકલીના નીચેના છેડા પર કાચી માટીનો નાનકડો ગોળો લગાડવામાં આવે છે. તકલીની નીચેનો છેડો છીપ કે છાલવામાં મૂકી તેને ઢળતી ઝાલી જમણા હાથની ચપટીથી કાંતનારી બાઈ ફેરવે છે. સાથે સાથે ડાબા હાથમાં ઝાલેલી પૂણીમાંથી એક એક તાર ખેંચતી જાય છે, અને તકલી પર વળ પણ ચડાવતી જાય છે."

જ્યારે આવી રીતે સૂતર કંતાઇને તકલી ભરાઈ જાય છે, ત્યારે તે પરથી સૂતર ઉતારીને અટેરણ પર લપેટી લેવામાં આવે છે. સૂકી હવામાં બરાબર ઝીણા કે લાંબા તાર નીકળી શકતા નહિ, તેથી ઝીણા યા સારા કંતામણ માટે સૂકી હવા અનુકૂલ નથી એવી સામાન્ય રીતે માન્યતા થઈ ગઇ હતી. ડૉ. ટેલરે લખ્યું છે કે ઉત્તમ હાથકંતામણ માટે હવામાં અમુક ભેજ અને ૮૨ અંશ ગરમી હોવી જોઇએ. ઢાકાની કાંતનારીઓ જેમાંનો ઘણો મોટો વર્ગ તો હિંદુ સ્ત્રીઓનો જ હતો—તેઓ તો સવારે પ્હો ફાટે કે તરત જ કાંતવાનું શરૂ કરી દેતી તે ૯–૧૦ વાગ્યા સુધી ચલાવતી, અને પછી ગરમીમાં રેંટિયાને છોડી દેતી. પાછી ૩ કે ૪ વાગે શરૂ કરી ઠેઠ ઘડીભર દિવસ રહે ત્યાં સુધી રેંટિયો ચલાવતી. ઢાકામાં દરેક વર્ણની સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત કાંતવામાં જ ગાળતી. એ ખાસ જાણવા જેવું છે કે ૧૮ થી ૩૦ વરસની વચ્ચેની જુવાન બહેનો જ સારામાં સારૂં અને ઝીણામાં ઝીણું કાંતતી હતી.

* ડૉ. ટેલરે નોંધ કરી છે કે જાડું એટલે ૯૦ થી નીચેના આંકનું સૂતર તકલી પર કાંતવામાં આવતું નહિ. આવું સૂતર રેંટિયા પર કંતાતું હતું.

## સૂતરની પેદાશ તથા તેની જાત

જે બહેનો રોજ સવાર આખી તકલી પર કાંતતી તેઓ સતત મહિનો કામ કરે ત્યારે માંડ અડધો તોલો કાંતી શકતી. આ બહેનોનો વેગ કલાકે ૪૦ થી ૫૦ વાર કરતાં વધારે નહિ હોય. પણ આવું સરસ કાંતનારી બહેનોનું સૂતર ૮ રૂપિયે તોલો વેચાતું હોવાથી, જો તેઓ આખો દિવસ કામ કરે તો સહેજે મહિનામાં ૪ રૂપિયા એટલે વરસે ૪૮ રૂપિયા કમાઇ શકતી. પણ સામાન્યતઃ કાંતનાર બાઇની સરાસરી કમાણી વરસે ૨૦ થી ૪૦ રૂપિયા જેટલી થતી. આ સૂતરની જાતમાં કોઇ વાતની મણા રહેતી નહિ. અને ઘણા અનુભવી નિષ્ણાતોએ પોતાનો મત જાહેર કર્યો છે કે પરદેશી મીલના સૂતરને દરેક બાબતમાં ટક્કર મારી શકે તેવું ઢાકાનું સૂતર નીકળતું હતું. તે કેટલું ઝીણું હશે એનો ખ્યાલ વાંચકને નીચેના બે દાખલા પરથી સહેજે આવી શકશે. દિલ્હીના બાદશાહી દરબાર સારૂ જે મલમલ વણાતી હતી, તે મલમલના રતીભાર સૂતરમાંથી ૧૫૦થી ૧૬૦ હાથ લાંબો તાર થવો જ જોઇએ એવી સામાન્ય પ્રથા પડી ગઇ હતી. ડૉ. ટેલરે પણ એક જગ્યાએ નોંધ કરી છેઃ "૧૮૪૬ માં એક હિંદી વણકર સૂતરનો દડો લાવ્યો હતો. અને તે મારી સમક્ષ તેણે માપ્યો હતો. પછી બહુ જ ચોકસાઇથી તેને જોખવામાં આવ્યો હતો. હિસાબ કરતાં માલૂમ પડયું કે એક રતલ સૂતરમાંથી ૧૫૦ માઇલ કરતાં પણ વધારે લાંબો તાર નીકળે છે એ જોઇ અમે બધા દંગ થઇ ગયા." આ સૂતર ૫૦૦ થી પણ ઊંચા નંબરનું હોવું જોઇએ. એવો પૂરેપૂરો સંભવ છે કે જ્યારે કાંતવાની કળા પૂરજોસમાં ખીલેલી હતી ત્યારે આના કરતાં પણ વધારે ઊંચા નંબરનું કંતાતું હશે. વધારે આશ્ચર્યકારક બીના તો એ છે કે જે કદાચ મીલકંતામણના ઉપયોગમાં ન આવે, તેવા પ્રમાણમાં ટૂંકા રેસાવાળા ઢાકાના રૂમાંથી આવું સરસ સૂતર કાઢવામાં આવતું હતું. મીલના ઝીણામાં ઝીણા તાર કરતાંયે ઢાકાના સૂતરમાં વધારે મજબૂત વળ ચડતો. તે ઉપરાંત ઢાકાનું સૂતર પ્રમાણમાં વધારે મજબૂત અને ટકાઉ પણ હતું.

મિ. ફોર્બ્સ વોટસને પોતાના "હિંદના પહેરવેશ અને કાપડની કારીગરી" નામના પુસ્તકમાં ઢાકા સૂતર વિષે અનુભવી નિષ્ણાતોનો મત નીચે પ્રમાણે ટાંક્યો છેઃ

"ત્રણ બાબતમાં તો ઢાકા સૂતર ઊંચામાં ઊંચી જાતના મીલ-સૂતર કરતાં ચડી જ જાય છે. એ વિષે લેશમાત્ર સંદેહ નથી.

(૧) યુરોપના ઝીણામાં ઝીણા સૂતર કરતાં ઢાકા સૂતરનો વ્યાસ ઓછો હોય છે.

(૨) યુરોપના સૂતર કરતાં ઢાકા સૂતરના દરેક તારમાં રેસાની સંખ્યા ઘણી જ ઓછી હોય છે.

(૩) ઢાકા સૂતરની ખરી ખૂબી તો એમાં જ સમાયલી છે કે તે સૂતરમાં પ્રમાણમાં ઘણા જ ઓછા રેસા હોય છે."

જે ઊંડી તપાસ કર્યા પછી ઉપરના ત્રણ મુદ્દા તારવી કાઢવામાં આવ્યા છે તે તપાસની રીત નીચેના કોઠામાં બતાવવામાં આવેલી છે:—

| વર્ણન | ઇંચના પણ અનેક અંશનો સૂતરનો વ્યાસ | ઇંચ દીઠ તાર પર ચડેલા વળની સંખ્યા. |
|---|---|---|
| ૧૮૬૨ ના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં મૂકાયેલી ફ્રેંચ મલમલ. ... | .૦૦૧૯ | ૬૮-૮. |
| ૧૮૫૧ ના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં મૂકાયેલી ૪૪૦ નંબરની વિલાયતી મલમલ. ... ... | .૦૦૧૮ | ૫૬-૬. |
| હિંદુસ્તાનના સંગ્રહસ્થાનમાં મૂકાયેલી ઢાકા મલમલ. ... | .૦૦૧૩૩૭૫ | ૧૧૦-૧. |
| ૧૮૬૨ ના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં મૂકાયેલી ઢાકા મલમલ. ... | .૦૦૧૫૬૨૫ | ૮૦-૭. |

વળમાં જે મોટો ફેર છે એજ ખાસ મહત્ત્વની વસ્તુ છે; કારણકે આ પરથીજ આપણને ખાતરી થાય છે કે મીલકાપડ કરતાં હાથે બનાવેલ કપડું હમેશાં વધારે ટકાઉ હોય છે; એ તો જગમશહુર વાત છે કે યુરોપની મલમલ પહેરવામાં બીલકુલ ટકતી નથી ત્યારે, હાથે કાંતેલી વણેલી મલમલ તો વરસોનાં વરસ વાપરો તોયે ફાટતી નથી. વિલાયતની કે યુરોપની મલમલ એક બે વાર ધોબીને ત્યાં જાય એટલે તે ફાટી જાય છે, જ્યારે હાથકંતામણની મલમલ જેમ વધુ ધોવાય, તેમ વધારે

મજબૂત અને વધારે સફેદ થતી જાય છે. એટલું તો ખરૂંજ છે કે ઢાકાની 'વણાયલી હવા'—'બાફ્તેઆફતા'ની તોલે આવે એવો એક પણ નમૂનો પશ્ચિમના ઉત્તમોત્તમ સંચાઓ પર હજુ સુધી તૈયાર થયો નથી.

## ઢાકા મલમલનું વણાટ.

જેમ ઢાકાનાં કાંતનારાં કાંતવામાં એક્કા હતાં તેમ ત્યાંના વણકરો પણ પોતાની કળામાં નિષ્ણાત હતા. તેઓ ૧૨૬ જાતની જુદીજુદી વણાટની રીતો જાણતા હતા. તાણા કરવાની, પવાયત કરવાની, કાંજી બનાવવાની, ધોવાની જે જે ખાસ ક્રિયાઓ ઢાકામાં ચાલતી હતી તેનું વિગતવાર વર્ણન ડૉ. ફૉર્બ્સ વૉટસને એની ચોપડીમાં કર્યું છે; ઢાકામાં તમામ વણકરો હિંદુ જ હતા; તેમનો બાંધો પાતળો અને નાજુક હોવાથી તેમજ તેમનામાં સ્ફુર્તિ બહુ હોવાથી તેઓ સખત કામ કરી શકતા; તેમનામાં ધીરજ તો એટલી બધી હતી કે ગમે તેટલું અટપટું કામ હોય તો પણ તેઓ થાકતા નહિ. તેમના હાથ એવા તો સરસ કેળવાઈ ગયા હતા કે હાથમાં કોઈ પણ ચીજ લેતાં તરતજ તેના વજનનો અને માપનો ખ્યાલ તેમને આવી જતો. અને તેથી જે જાતનું વણાટ કરવા, કે જે જાતની ભાત થાન પર ઊઠાવવા કે થાનને જે જાતનું રૂપ આપવા તેઓ ધારતા તે તેઓ સહેજે કરી શકતા. તેમને હાથે તૈયાર થયેલો એકએક તાકો બધી દૃષ્ટિએ સર્વાંગ સુંદર બનતો. ટૂંકમાં તેમના તાકામાં કોઇ પણ જાતની ખોડખાંપણ રહેતી નહિ. તેઓ શેકેલા ચોખાની કાંજી બનાવતા અને 'શબનમ' માટે જે ખાસ કાંજી બનાવવામાં આવતી તેમાં હમેશાં થોડુંક કાજળ પણ ભેળવવામાં આવતું. વણકરો છાંયડે બેસીને કામ કરતા. વણાટ માટે ઉત્તમ અનુકૂળ મોસમ તો ચોમાસું જ ગણાતું, કારણકે ચોમાસામાં વાતાવરણમાં સારી પેઠે ભેજ રહેતો હોવાથી તાર ઓછા તૂટતા; ઉનાળામાં વણતી વખતે વણકરો સાળ નીચે કથરોટોમાં પાણી ભરી મૂકતા. મલમલનો તાકો સામાન્ય રીતે ૩૬ ઇંચ પનાનો ૨૦ વાર લાંબો બનતો. મલમલના ત્રણ વર્ગ પાડી દેવામાં આવ્યા હતા, અને વર્ગ પ્રમાણે આવો તાકો બનાવતાં ૧૦ થી માંડીને ૬૦ સુધી દિવસ લાગતા. ઉત્તમ પ્રકારનો, 'મલમલ ખાસ' કે 'સરકાર આલી' જાતનો તો અર્ધો તાકો બનાવતાં પાંચ છ મહિના લાગતા. ઝીણા, ભાતવાળા, જરીવાળા, અને ભાતભાતની રંગીન છાપવાળા મલમલના તાકાઓ બજારમાં

વેચાવા આવતા. 'જામદાની' જાતની મલમલ બનાવવામાં વધારેમાં વધારે ખર્ચ થતું. મલમલ પર જે ભાતભાતના અટપટા બુટ્ટાઓ ઉઠાવવામાં આવતા અને તેના પર જે અપૂર્વ હસ્તકૌશલ્ય વાપરવામાં આવતું તેને લીધે તે મલમલજ હિંદી કળાનો શ્રેષ્ઠ નમૂનો ગણાવા લાગ્યું હતું.

જરીનું મુખ્ય કામ નીચલા દરજ્જાની મુસલમાન સ્ત્રીઓ અને ધોબણોએ પોતાનું કરી લીધું હતું. તેઓ પોતાના કામમાં એટલી બધી પ્રવીણ થઇ ગયેલી હતી કે જરી ભર્યા પછી એક પણ ઠેકાણે શીવણનો ટાંકો દેખાતો નહિ. મલમલની વણાટમાં જરાતરા ભૂલ રહી ગઇ હોય તો તે સુધારવા રફુગરોને રોકવામાં આવતા; અને તેઓ એવી સફાઇથી અને સહેલાઇથી મલમલના આખા તાણામાંથી બગડેલો તાર કાઢી, સરસ તાર બરાબર બેસાડી દેતા કે તે જોઇને લોકો તાજુબ થઇ જતા.

ઝીણી સુંદર મલમલને પેક કરવાની રીત પણ અનોખીજ હતી. વીસ વાર લાંબુ કપડું પણ માઇ શકે એવડો પોલો વાંસ લઇ તેમાં મલમલ પેક કરીને વાંસને ઢાંકી દેવામાં આવતો હતો. તેમાંએ જ્યારે 'મલમલ ખાસ' પેક કરીને દિલ્હી મોકલવામાં આવતું ત્યારે તો આવી ડબીઓ પર લાખ ચડાવીને સોનાનો વરખ ચડાવવામાં આવતો. મલમલના આવા તાકાની ૧૦૦ થી ૪૦૦ રૂપિયા જેટલી કિંમત થતી. આ કાપડ એટલું બધું ઝીણું અને પારદર્શક થતું કે તેના 'શબનમ' (સાંજની ઝાકળ) 'બાદ બાફ્તા' (વણેલી હવા), આબ્રેવાન (વહેતું જળ) જેવાં ખાસ કાવ્ય-મય કાલ્પનિક નામો પાડવામાં આવ્યાં હતાં. શબનમનો તાણો જ્યારે પથરાતો ત્યારે જાણે પરોઢની ઝાકળ પડી હોય એવો દેખાવ થઇ જતો. પણ આવી ઉત્તમ ચીજ—શબનમ તે વખતે કાંઇ પહેલા દરજ્જાની મલમલ ગણાતી નહિ. શબનમનો તો ત્રીજો નંબર આવતો. પહેલો નંબર 'મલમલ ખાસ' (બાદશાહી મલમલ)નો અને બીજો નંબર 'અબ્રેવાન' (વહેતું પાણી)નો હતો.

મલમલની ખૂબીઓ વર્ણવતી કેટલીયે લોકવાર્તાઓ સમાજમાં આજ સુધી ચાલે છે. એવું કહેવાય છે કે એકવાર નવાબ અલીવર્દીખાનના દરબારમાં એક હિંદુ વણકર સુંદર ઝીણો મલમલનો તાકો લઇને જઇ ચઢયો. ભૂલમાં બેદરકારીને લીધે એ તાકો ઘાસ પર રહી ગયો અને બાદશાહની

ગાય ઘાસ જાણીને મલમલનો આખો તાકો ચાવી ગઇ. બાદશાહને આ વાતની ખબર પડી ત્યારે તે ગુસ્સે થઇ ગયો અને તે હિંદુ વણકરને તેણે ધમકાવી નાખ્યો, અને બીજા વણકરોને ધડો બેસે તે ખાતર તેને શહેર બહાર કાઢી મૂક્યો. આવી બીજી પણ એક મશહુર વાર્તા છે. એકવાર ઔરંગજેબની દીકરી પિતા પાસે દરબારમાં આવી ત્યારે શાહજાદીને લગભગ નાગી જોઇને બાદશાહની આંખ એકદમ ફરી ગઇ. તરતજ શાહજાદીએ સામો જવાબ આપ્યો કે "આપ નકામા શાને ક્રોધે ભરાઓ છો? મેં એક તો શું પણ એક પર એક એમ સાત કપડાં પહેર્યાં છે!"

## મલમલના વેપારની પડતી

મોગલ આશ્રયથી આ કળા સંપૂર્ણતાની ટોચે પહોંચી હતી. પણ જ્યારે પરદેશોથી તકલાદી અને સસ્તી મલમલ હિંદમાં જોશબંધ ઠલવાવા લાગી, અને હિંદી માલ પર ઇંગ્લંડમાં ૭૫ થી ૮૦ ટકા જકાત બેસાડવામાં આવી ત્યારે એ કળા મરણતોલ થઇ ગઇ. ૧૫૦૩ માં વાર્થેમા, ૧૫૯૮ માં ફીચ, અને ઠેઠ ૧૬૬૬ માં ટૅવરનિયર એમ એક પછી એક હિંદમાં ફરનારા અનેક મુસાફરોએ પોતપોતાની નોંધપોથીમાં હિંદુસ્તાનનો અરબસ્તાન, ઇરાન, ઇજિપ્ત, પેગુ, મલાક્કા, સુમાત્રા, અને ભૂમધ્ય સમુદ્રના બીજા કેટલાયે દેશોમાં જે ધમધોકાર વેપાર ચાલતો હતો તેનું સવિસ્તર વર્ણન કર્યું છે. ૧૭૭૨ માં લખતાં મિ. બોલ્ટસ જણાવે છે કે નવાબ અલીવર્દીખાનના વખતમાં તો બાહોશ વણકર એકી સાથે આઠઆઠસોના મલમલના તાકા વેપારીને વેચવા નીકળતો અને એ કોઇને નવાઈ ભરેલું ન લાગતું. ૧૭૮૭ માં ઢાકાના કલેક્ટર મિ. ડેએ ઢાકાનો વેપાર કરોડ રૂપિયાનો છે એવો અડસટ્ટો કાઢ્યો હતો; પણ એ કરોડ રૂપિયામાંથી ૩૦ થી ૪૦ લાખ રૂપિયા તો યૂરોપ ચઢાવવાનો માલ લેવામાં ખર્ચાઇ જતા.

ઇંગ્લંડમાં ૧૭૮૫ માં પહેલવહેલી મલમલ બનાવવામાં આવી હતી. પણ હિંદુસ્તાનમાં વિલાયતી મલમલ ઘણાં વરસો વીત્યા બાદજ દાખલ થઇ શકી. પણ એટલું કહેવું જોઇએ કે આ સમય દરમીઆનજ ઢાકાનો નિકાસી વેપાર ગુંગળાવી નાખવામાં આવ્યો હતો. પરદેશી સૂતર આ દેશમાં પહેલવહેલું ૧૮૨૧ માં દાખલ થયેલું અને ધીમે ધીમે ઢાકાના સૂતરને પદચ્યુત કરવા લાગ્યું હતું. વરસો વરસ ઢાકાનો વેપાર ઘસાતો ગયો, અને ઢાકા એની પડતી જોઇ રહ્યું. જે કળાહુન્નર હજારો વર-

સોથી ધમધોકાર ચાલ્યાં આવતાં હતાં તે કળાહુન્નર, પરદેશી માલ હિંદમાં કોઇ પણ જાતની જકાત ભર્યા સિવાય છૂટેદોર ઠલવાયે જતો હોવાથી અને ઇંગ્લંડમાં આયાત થતા હિન્દી માલ પર જબરી બેસુમાર જકાતો નાખવામાં આવતી હોવાથી એકદમ પાયમાલ થઇ ગયાં. અને છેવટે જ્યારે ૧૮૪૦ માં મલમલની બનાવટ જ હિન્દમાં બંધ થઇ ગઇ ત્યારપછી એ કળાને ફરી કોઇ સજીવન કરી શકયું નહિ. પરદેશ સાથેનો વેપાર વરસો વરસ કેટલો ઘટતો ગયો તે નીચેના કોઠા પરથી સમજાય છેઃ

| વરસ | પરદેશ ચઢતા માલની કિંમત રૂ. | |
|---|---|---|
| ૧૮૦૭ | રૂ. ૮,૬૨, | હજાર |
| ૧૮૧૦ | ૫,૫૭, | ,, |
| ૧૮૧૩ | ૩,૩૮, | ,, |
| ૧૮૧૭–૧૮ | ૧૫,૨૫, | ,, |
| ૧૮૨૧–૨૨ | ૧૨,૧૬, | ,, |
| ૧૮૨૫–૨૬ | ૬,૨૯, | ,, |
| ૧૮૨૯–૩૦ | ૫,૦૫, | ,, |
| ૧૮૩૧–૩૨ | ૩,૬૨, | ,, |
| ૧૮૩૪–૩૫ | ૩,૮૭, | ,, |

૧૮૪૦ પછી તો હિન્દનો પરદેશ સાથેનો વેપાર તદ્દન પડી ભાંગ્યો. હિન્દુસ્તાનમાં પણ મલમલની માગ એકદમ ઘટી ગઇ. વરધી મળવાથી જે છૂટક છૂટક થોડાએક તાકા બનતા તે સિવાય મલમલનું ઉત્પન્ન જ બંધ થઈ ગયું. ૧૮ મી સદીની શરૂઆતમાં તો વણકર પોતાને જોખમે મલમલ બનાવીને વેપારીઓને નફેથી વેચતો, પણ ૧૫૦ વરસ બાદ ૧૮૫૦ માં એક પણ વણકર પોતાને જોખમે થોડો પણ માલ પેદા કરી શકે તેવી સ્થિતિ રહી નહોતી. હવે તો ખાસ જ્યારે પહેલાં પાકી વરધી મળે અને માલ પેટે પૂરતા બાનાના પૈસા મળે તો જ વણકરો માલ બનાવવાની હિંમત કરતા.

## ભાવોમાં મોટો ફરક

દેશી અને પરદેશી માલના ભાવમાં એટલો બધો દેખીતો ફેર પડી ગયો હતો કે તે કોઇની પણ આંખે ચડયા વિના ન રહે. ૧૮૦ થી વધારે

નહિ એવા આંકના સૂતરના કાપડમાં અને પરદેશી માલ વચ્ચે તો ભાવમાં ચાર પાંચ ગણો ફેર પડી જતો. હિન્દી માલને પરદેશી માલની હરિફાઇમાં ટકવા માટે કેટલું સોસવું પડયું હતું તે ૧૮૪૦ માં ઊંચા નંબરના દેશી અને પરદેશી સૂતરના કેવા ભાવ ચાલતા હતા તે જોવાથી સહેજે જણાશે.

| સૂતરનો આંક | સૂતરનું વજન. | ૧૧/૨ આંટીની કિંમત | |
|---|---|---|---|
| | | વિલાયતી | હિંદી |
| | રૂ. આ. ગુંડી. * | રૂ. આ. ગુંડી. | રૂ. આ. ગુંડી. |
| ૨૦૦ | ૧—૦—૦ | ૦—૩—૦ | ૦—૧૩—૦ |
| ૧૯૦ | ૧—૦—૧૮ | ૦—૨—૧૫ | ૦—૧૦—૦ |
| ૧૮૦ | ૧—૧—૧૫ | ૦—૨—૧૫ | ૦—૬—૦ |
| ૧૭૦ | ૧—૨—૧૬ | ૦—૨—૧૦ | ૦—૫—૦ |
| ૧૬૦ | ૧—૪—૦ | ૦—૨—૧૦ | ૦—૪—૦ |
| ૧૫૦ | ૧—૨—૧૬ | ૦—૨—૧૦ | ૦—૩—૧૦ |

૧૮૪૦ પછી ૩૦ થી ૨૦૦ આંક સુધીનું વિલાયતી સૂતર જ ઢાકાની બજારમાં વેચાતું હતું. ઢાકાની તળ બજાર પણ પરદેશી ઝીણા સૂતરે સર કરી લીધી હતી. તે પછી ઢાકામાં જે થોડો ઘણો માલ બનતો તે ૩૦ થી નીચા આંકનો બનતો. માત્ર ૩૦ વરસની ટૂંકી મુદતમાં ઇંગ્લંડ સાથે ઢાકા જે ૩૦ લાખ રૂપિયાનો વેપાર ખેડતું હતું તે આખોય વેપાર સમૂળગો બંધ પડી ગયો. અને ઢાકા પરગણામાં પૂર્વે ઘેર ઘેર જે રેંટિયા ચાલતા હતા તે બધાય રેંટિયા માળિયે ચડી ગયા. જે હાથકંતામણ અને હાથવણાટના ધંધા પર લાખો ઉદ્યોગી લોકોનો ગુજારો ચાલતો હતો તે ધીકતો ધંધો ફક્ત અર્ધા સૈકામાં બીજાના હાથમાં ચાલ્યો ગયો. આથી હિન્દનો પરદેશી વેપાર તૂટી ગયો, એટલુંજ નહિ પણ હિન્દુસ્તાનને પણ પરદેશીઓ કપડાં પહેરાવે ત્યારે પોતાનું અંગ ઢાંકી શકે એવી તેની દીન દશા થઇ ગઇ.

પાશ્ચાત્ય દેશોની સસ્તી મલમલે ઢાકાની અમૂલ્ય કળાનો ઘાણ વાળી નાંખ્યો. એ કળાના રક્ષણ માટે કંઇજ કરવામાં ન આવ્યું. કથીર અને કંચનનો ભેદ કોઈ ન કળી શકયું અને ઢાકાની કીર્તિનો અસ્ત થઇ ગયો.

---

* ૨૦ ગુંડી=૧ આનો.

૧૮૦૦ ની સાલમાં જે ઢાકા શહેરમાં ૨ લાખ માણસો રહેતાં હતાં ત્યાં ૧૮૪૦ માં વણકરો અને બીજા કારીગરો ખેતીનો કે બીજા કોઇ ધંધાનો આશરો લઇને ઢાકા શહેર છોડી જવાથી માત્ર ૮૦ હજાર જ માણસો રહ્યાં હતાં. અને જ્યારે સર ચાર્લ્સ ટ્રિવેલિયને પાર્લામેન્ટની સીલેક્ટ કમિટી સમક્ષ જુબાની આપતાં ઢાકા મલમલની દુઃખદાયક કહાણી કહી સંભળાવી, ત્યારે આ અપૂર્વ કળા, નાજુક હસ્તકૌશલ્ય, અને ઢાકા મલમલની સહીયર એવી ઉત્તમ સંસ્કૃતિને પુનર્જીવન આપી શકાય તેવી સ્થિતિ રહી નહોતી. કારણ કે આ સમય દરમિયાન આ હુન્નરકળા ભૂતકાળની અંધારી ખાણમાં અલોપ થઇ ગઇ હતી. તેના પર વિસ્મૃતિનાં અનેક પડ ચઢી ગયાં હતાં. એ પડો ઊખેડી ઊંડે જોઈ શકે એવો નર ત્યારે પાક્યો નહોતો.

## પ્રકરણ ૨ જું.

# હાથકંતામણ અને હાથવણાટનો નાશ.

### અંગ્રેજો હિન્દમાં કેમ આવ્યા?

બ્રિટિશોના આગમન પહેલાં અને તે પછી પણ દોઢ સદી સુધી સુતરાઉ કાપડની બાબતમાં દુનિયાની બજારોમાં હિન્દુસ્તાન એક રીતે સર્વોપરી સત્તા ભોગવતું હતું. પણ ત્યાર પછી તરત હિન્દુસ્તાનની આર્થિક લૂંટ શરૂ થઇ અને જમાનાઓથી મશહુર થયેલો હિન્દનો મુખ્ય ધંધો તૂટી પડયો. અને પરદેશી કાપડનું 'મોટામાં મોટું ઘરાક' બનીને હિન્દુસ્તાન દીન હાલતમાં આવી પડયું. માલ પેદા કરનાર હિન્દ ઘરાક કેમ બન્યું અને ઘરાક હતા તે માલ પૂરો પાડનાર કેમ થઇ ગયા—એવો આફતરૂપ ફેરફાર શી રીતે થયો તે સમજાવવાનો અત્રે ઉદ્દેશ રાખવામાં આવેલો છે. હિન્દુસ્તાનના વેપાર ધંધામાં સારી પેઠે બરકત રહે તેમ છે એમ સમજીને યૂરોપીઅન પ્રજાઓ હિન્દમાં આવી હતી. તે આપણે જોઇ ગયા છીએ. તે જમાનામાં યૂરોપીઅન પ્રજાઓ પાસે કે ગ્રેટબ્રિટન પાસે હિન્દમાં લાવવા લાયક એક પણ નામીચી ચીજ નહોતી. હિંદની પૂર્વે આવેલા ટાપુઓના તેજાના અને હિન્દના કાપડના વેપારમાં પુષ્કળ નફો મળતો હોવાથી ફીરંગી, ડચ, ફ્રેંચ અને આખરે અંગ્રેજ એમ એક પછી એક પ્રજા જ્યાં ધીકતા વેપારની છોળો ઊડી રહી હતી ત્યાં પહોંચવા

ઉથલપાથલ કરવા લાગી. પૂર્વની બજારોનો કાયમી કબજો સાચવવા જે વ્યાપારી યુદ્ધો મચ્યાં તેમાં બધી સત્તાઓને હાંકી કાઢી સાર્વભૌમ સત્તા જમાવવામાં બ્રિટન ફાવી ગયું. પૂર્વના પ્રદેશોમાં બ્રિટનની સાર્વભૌમ સત્તા તરીકે સંપૂર્ણ ફતેહ શી રીતે થઇ તેનું વર્ણન ઇસ્ટ ઈંડિયા કંપનીના ઇતિહાસમાં આવી જાય છે.ઇલિઝાબેથ રાણીના ઇ. સ. ૧૬૦૦ ના પટાને પરિણામે એ કંપની સ્થપાઇ, પણ હિન્દુસ્તાન દેશમાં કોઠીઓ નાખતાં કંપનીને એકથી ચાર દાયકા વીતી ગયા. ૧૬૧૦માં મછલીપટ્ટનમાં, ૧૬૧૨માં સુરતમાં, ૧૬૩૯ માં મદ્રાસમાં અને ઠેઠ ૧૬૪૦ માં હુગલીમાં કોઠીઓ નંખાઇ. આ પહેલાં થાણું સ્થપાયા પછી સૂતરાઉ કાપડ હિન્દથી સીધેસીધું ઇંગ્લંડમાં જવા લાગ્યું. પણ તે સમય પહેલાં ઇંગ્લંડમાં હિન્દી સૂતરાઉ કાપડ અને કેલીકોની જે થોડી ઘણી માગ હતી તેને પહોંચી વળવા બીજા દેશોમાં ફરીફરીને હિન્દી માલ ઇંગ્લંડ જતો હતો. હિન્દથી આયાત થતો માલ અત્યુત્તમ હોવાથી, માલની માગણી ઝપાટાબંધ વધવા લાગી અને વેપાર પણ એકદમ જામવા લાગ્યો. ડચ લોકો દેશના અંદરના ભાગોમાં પહોંચી ગયા હતા. તેમણે એક તરફ કોરોમાંડલ કિનારા પર કોઠીઓ નાખી હતી, અને બીજી બાજુ સૂતરાઉ માલની ખરીદી માટે સુરતથી અંદરના ભાગમાં આગળ વધતા હતા. અને એ રીતે તેમણે બીજાઓને રસ્તો દેખાડ્યો હતો ૧૬૨૫ ની સાલ પછી દર વરસે ડચ લોકો બટેવિયા કેટલો માલ ખેંચી જતા હતા તેનો જે અડસટ્ટો ડૉ. મોરલેંડે કાઢ્યો છે તે પરથી વેપાર કેટલો ઝપાટાબંધ વધ્યે જતો હતો તે જાણી શકાય છે.

| વરસ | કોરોમાંડલ | બંગાળ | ગુજરાત | કુલ |
|---|---|---|---|---|
| ૧૬૨૫ | ૧૭૦૦ ગાંસડી | ...... | ૮૦૦ | ૨૫૦૦ |
| ૧૬૪૧–૪૪ (વાર્ષિક) | ૨૫૦૦ ,, | ...... | ૧૦૦૦ | ૩૫૦૦ |
| ૧૬૫૭–૬૧ (વાર્ષિક) | ૪૦૦૦ ,, | ૫૦૦ | ૧૨૦૦ | ૫૭૦૦ |

સુરતથી જાવા જતાં વહાણોમાંના એક વહાણમાં એકલા સૂતરાઉ કાપડની જ ૩૦ જુદી જુદી જાતની નોંધ ભરતિયામાં કરવામાં આવી હતી. હિન્દુસ્તાનમાંથી લગભગ ૧૫૦ જાતનું કાપડ નિકાસ થતું એ હકીકત પરથી જ હિન્દી સૂતરાઉ કાપડ મંગાવનારા દેશોમાં તે કેટલું લોકપ્રિય હશે

તેનો ખ્યાલ આવે છે. ફૉસ્ટરના 'ઈંગ્લિશ ફેકટરીઝ' નામના ગ્રંથોની વિષયસૂચિમાં આ બધી જાતોનાં નામ આપેલાં છે.

શરૂઆતમાં, હિન્દમાં સોનું મોકલતાં ઇંગ્લંડ જરાતરા અચકાતું હોય એમ દેખાય છે. હિન્દમાં બનાવેલ માલની માગણી ઇંગ્લંડમાં નજીવી છે અને તેથી સુતરાઉ કાપડનો વેપાર મોટે ભાગે એશિયા અને આફ્રિકા પૂરતો જ કરવામાં આવે તો વધારે લાભદાયક થઈ પડશે, એવી સૂચના સર ટૉમસ રોએ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેક્ટરોને કરી હતી. પણ રોની સલાહ તરત જ ખોટી ઠરી, કારણ કે હિંદી માલની માગણી ઇંગ્લંડમાં દહાડે દહાડે વધ્યે જતી હતી. તેથી એક પછી એક ગુજરાત કોરોમાંડલ અને બંગાળનાં બજારો હાથ કરવામાં આવ્યાં. કોરોમાંડલ પર વધારેમાં વધારે નફો દેખાવાથી વલંદાની માફક અંગ્રેજો પણ ત્યાં ઘણાં વરસો સુધી ચોંટી રહ્યા. સુરતથી પણ કેલીકો વધુ ને વધુ જથામાં પરદેશ ચડયે જતું હતું. ૧૬૧૪ માં સુરતથી ૧૨,૫૦૦ થાન પરદેશ ગયાં હતાં, ૧૬૨૫ માં એ સંખ્યા વધીને ૧,૬૫,૦૦૦ની થઇ હતી. ૧૬૧૮–૧૯ માં હંકારેલા 'રૉયલ ઍન' નામના વહાણમાં ૧૪,૦૦૦ થાન લઇ જવામાં આવ્યાં હતાં. પણ છ વરસ બાદ તો માલની માગણી ૧૫ ગણી વધી ગઇ હતી. ૧૬૧૪ માં ૫૦૦ પાઉંડનું સૂતર ચડયું હતું, પણ પછી તેની માગ એટલી બધી વધી પડી કે અહીંના કંપનીના નોકરોને ફરમાવવામાં આવ્યું કે જો તૈયાર માલ ન મળે તો સાદું, કોકડાંવાળું; કે ગૂંચાયલું સૂતર પણ જેટલું હાથમાં આવે તેટલું ઘરભેગું કરો. ૧૬૨૮ માં ૫૨૮ સૂતરની ગાંસડીઓ ઇંગ્લંડ ચડી હતી. કંપનીના ડીરેકટરો લખતા, "**સૂતર વેચવાથી અહીંનું બજાર ગળાબૂડ ભરાઇ જશે** એવી બીક રાખવાનું કશું કારણ નથી, કારણ કે હિંદુસ્તાનથી અત્યાર સુધીમાં જેટલો માલ આવ્યો છે તેના કરતાં પણ વધારે અહીં વેચી શકાય તેમ છે." સૂતરની નિકાસથી હિંદમાં સૂતરની કિંમત વધી પડી અને વણકરોને નુકશાન થવા લાગ્યું. મામલો એટલો ગંભીર થઇ પડયો કે સુરત ભરૂચના વણકરોએ જ્યાંસુધી સૂતરની નિકાસ અટકે નહિ ત્યાં સુધી કાપડ વેચવાનું બંધ કર્યું. ૧૬૨૭થી ૧૬૪૦ સુધી દર વરસે કેલીકો સારા પ્રમાણમાં વિલાયત ચડતું હતું. કોઇપણ વરસે ૫૦ હજારથી ઓછાં થાન ચડયાં નહોતાં. હિંદમાં જે થાનની કિંમત સરાસરી ૭ શિલિંગ બેસતી તે જ થાનના

લંડનમાં ૨૦ શિલિંગ સહેજે ઉપજતા. તેથી નફો સારી પેઠે થતો હતો. આ અરસામાં જ હિંદી વેપારની વિરુદ્ધ પેદા થયેલા કેટલાક વિરોધના જવાબ આપતાં ઈસ્ટ ઇંડિયા કંપનીએ ભાર દઈને જણાવ્યું હતું કે અગાઉ ૫ લાખ પાઉંડ દર વરસે હોલેંડ અને ફ્રાન્સને લીનન, લૉન, અને કેમ્બ્રીક નામનાં કાપડ માટે આપણે આપવા પડતા હતા, તેને બદલે હવે લીનન, લૉન અને કેમ્બ્રીકને આંટી દે તેવું હિંદી કાપડ પૂરૂં પાડવા માટે પરદેશીઓ ૫ લાખ પાઉંડ આપણને ભરે છે. ત્રીસ વરસ પછી પણ વેપાર એવો ને એવો જ ધીકતો રહ્યો હતો. ૧૬૫૧માં ઈસ્ટ ઇંડિયા કંપનીના ડીરેકટરોએ નિવેદન પત્રમાં જણાવ્યું હતું કે "હિંદથી આવતા માલમાં સૌથી વધારે પડાપડી કેલીકો પર થઈ હતી."

## નફો અને બૂમાબૂમ.

હિંદુસ્તાનની કારીગરીએ અંગ્રેજ ઘરાકોની અભિરુચિ બદલી નાખી હતી. હિંદી કાપડનો ખપ દહાડે દહાડે વધ્યે જ જતો હતો તેથી કંપનીનો વેપાર પણ બહુ મોટા પ્રમાણમાં વધી ગયો હતો. કાપડના વેપારમાં ગજવાં સારી પેઠે ભરાય છે એમ સૌ કોઈ જાણી ગયા પછી ખાનગી વેપારીઓ પણ કંપનીની સાથે સાથે, કાપડનો વેપાર ખેડવા લાગ્યા. તેઓને પણ એટલો જ ભારે નફો મળવા લાગ્યો. એટલે થોડા વખતમાં ખાનગી વેપાર પણ મોટા પાયા પર ચાલુ થઇ ગયો. એક ઇતિહાસકાર લખે છે, "બીજા ચાર્લ્સના વખત પહેલાં ભાગ્યે જ ટેમ્સના એકાદ વહાણે ગંગાના મુખનાં દર્શન કર્યાં હશે. પણ બીજા ચાર્લ્સના રાજ્યારોહણ પછીનાં ૨૪ વરસ દરમિયાન, એ સમૃદ્ધ અને વસ્તીવાળા મુલકમાંથી પહેલાં વરસે જે ૮૦૦૦ પાઉંડનો માલ આયાત થતો હતો તેને બદલે ત્રણ લાખ પાઉંડનો માલ આયાત થવા લાગ્યો હતો. વેપારમાં નફો એટલો બધો થતો કે ૧૬૭૬માં કંપનીના દરેક ભાગીદારને તેણે રોકેલી મૂડી જેટલા જ પૈસા પાઘડી તરીકે મળ્યા હતા. અને એ બેવડી થયેલી મૂડી પર ૨૦ ટકા લેખેનું વ્યાજ પાંચ વરસ સુધી આપવામાં આવ્યું હતું." આવો નફો જોઇને બજારના બીજા વેપારીઓની દાઢ સળકી. કેટલાક ધુસણિયાઓ નવી કંપનીઓ સ્થાપી, કંપનીના હરિફ તરીકે વેપાર ખેડવા લાગ્યા, અને આજ સુધી રણીધણી થઈ પડેલ કંપનીનો પગ હિંદમાંથી કાઢી નાખવા દાવપેચ રમવા લાગ્યા. ઇંગ્લંડમાં ઉદ્ભવેલી વ્યાપારી

ઝઘડાને લીધે જે ઉથલપાથલ થઇ તેની વિગતમાં ઉતરવાનું આ સ્થાન નથી. આપણે માટે તો એટલું જાણવું બસ છે, કે ૧૭ મી સદીને અંતે ઇંગ્લંડમાં વેપાર કરતી બધી કંપનીઓ વચ્ચેનાં તડ સંધાઈ ગયાં હતાં. બીજી બધી કંપનીઓ ઇસ્ટ ઇંડિયા કંપનીમાં ભળી ગઈ હતી, એટલે વેપારનો કુલ ઇજારો ઇસ્ટ ઈંડિયા કંપનીના જ હાથમાં ચાલુ રહ્યો. લગભગ આજ અરસામાં ઇંગ્લંડમાં હિંદી કાપડની વિખ્યાતિનો કળશ ચઢ્યો હતો. ૧૬૭૭ માં ઇંગ્લંડમાં કેલીકોની વાર્ષિક આયાત ૧,૬૦,૦૦૦ પાઉંડની અડસટવામાં આવી હતી. ૧૬૮૧ માં આમની સભામાં જાહેર કરવામાં આવ્યું હતું કે, કપડાં, પથારી, પડદા વગેરે બનાવવા ભાતીગર અને રંગીન કેલીકો તથા બીજા હિંદી કાપડ પાછળ દર વરસે ૩ લાખ પાઉંડ કરતાં યે વધારે રકમ ઇંગ્લંડ ખરચે છે. ૧૬૭૩ થી ૧૬૭૮ ના પાંચ વરસના આયાતના આંકડા સાથે ૧૬૮૦ થી ૮૩ સુધીના આયાતના આંકડા સરખાવવાથી, વેપાર કેટલા અજબ વેગથી વધ્યે જતો હતો તે જોઇ શકાશે.

| વરસ | થાન |
|---|---|
| ૧૬૭૩–૭૮ | ૩૯,૦૩,૫૦૦ |
| ૧૬૮૦–૮૩ | ૮૫,૬૪,૦૦૦ |

દર વરસે સરાસરી ૨૦ લાખ થાનની આયાત વધ્યે જતી હતી. અત્રે એટલું યાદ રાખવું જોઇએ કે દરેક થાનપર ૯ પેન્સથી માંડીને ૩ શિલિંગ સુધીની જકાત ઈંગ્લંડમાં નાખવામાં આવેલી હોવા છતાં આયાતમાં આવો ભારે વધારો થવા પામ્યો હતો. આ બધું જોઇને ઈંગ્લંડમાં ઊનનું કાપડ બનાવનારાઓ અદેખાઇથી બળી રહ્યા હતા. તેઓએ હિંદી કેલીકો× અને રેશમી કાપડ વિરુદ્ધ જબરી ઝુંબેશ ઉઠાવી. તેઓએ ઇસ્ટ ઇંડિયા કંપનીના રેશમી કાપડના પહેરવેશની સદંતર બંધી કરવા માટે પાર્લામેન્ટની આમની સભાને અરજીઓ કરી. આખરે સુતરાઉ અને રેશમી કાપડની આયાત પર ભારે જકાત નાંખવામાં આવી. "ઈંગ્લંડમાં

× 'કેલીકો' અને 'મલમલ' હિંદુસ્તાનમાં બનતાં છતાં હિંદુસ્તાનમાં કાપડ, એ નામોથી કદી ઓળખાતું નહિ. આ નામો યૂરોપીયન વ્યાપારીઓએ જ પ્રથમ પ્રચલિત કર્યાં. પ્રાચીનકાળમાં જાપાનમાં, હિંદી છાપવાળી કેલીકો "સરસ" એ નામે ઓળખાતી. સરસ એટલે સૂરતથી આવતો માલ. અનુવાદકની નોંધ

આયાત થતી સર્વ પ્રકારની કેલીકો, હિંદી લીનન, હિંદી રેશમી કાપડ, હિંદી સૂતર, રેશમ, શણુ કે રૂના સર્વ માલ પર" ૧૬૮૫માં ૧૦ ટકાની આયાત જકાત નાખવામાં આવી. ૧૬૯૦ માં એ જકાત બમણી કરવામાં આવી. આવાં બંધનો છતાં હિંદી રેશમી કાપડ અને કેલીકો લોકોનો સામાન્ય પહેરવેશ થઇ પડ્યાં. ૧૬૮૮ના ઈંગ્લંડના વિપ્લવ પછી જ્યારે રાણી મેરી પોતાના પતિ સાથે ઈંગ્લંડ આવી ત્યારે તે હિંદની રંગીન કેલીકો પાછળ કેવી ગાંડાતૂર થઇ ગઇ હતી, અને રાણીની ઘેલછા સમાજના દરેક વર્ગમાં કેટલી ઝપાટાભેર ફેલાઇ ગઇ તેનું વર્ણન ઇતિહાસકાર લેકીએ એના ઈંગ્લંડના ઇતિહાસમાં કર્યું છે. યૉર્કશાયર, વીલ્ટશાયર, નૉરીચ અને સ્પીટલફીલ્ડ્સના વેપારીઓ અને શેઠિયાઓએ પણ આની વિરુદ્ધ જબરો પોકાર ઊઠાવ્યો. આ વર્ગની દલીલનો સાર મૅકૉલેએ પોતાના 'ઈંગ્લંડના ઇતિહાસ' માં છટાદાર શૈલીમાં આ પ્રમાણે આપેલો છે. "જે વખતે આપણા જ દેશનાં ઘેટાંના ઊનના, આપણી જ સાળો પર વણેલા કાપડમાંથી દરેકે દરેક માણસના ઝબ્ભા, જાકીટ અને ગોદડાં ગાદલાં બનતાં ત્યારે આપણાં ગોચરોમાં વસતા ભરવાડો તેમજ આપણાં કારખાનાંવાળાં ગામોની વસ્તી બન્નેને સારૂ સુખના દહાડા હતા. ઇલીઝાબેથ રાણીના સમયમાં આરાસના જે પ્રાચીન પડદાઓ બાદશાહી મહેલોની દીવાલોના શણગાર હતા તે આજે ક્યાં લોપ થઇ ગયા? જેના પૂર્વજો ઇંગ્લીશ ઊનનાં હાથે બનાવેલ કપડાં સીવાય બીજા કોઇ કાપડ સામું નજર સરખી નાંખતા નહિ તેના જ વંશજને આજે કેલીકોના લેબાસમાં અને અને મુર્શિદાબાદી રેશમી મોજાંમાં સજ્જ થઇ બહાર ફૂકડની માફક ફરતો જોઇને કોને શરમ આવ્યા વિના રહેશે?" ૧૬૯૬ માં પ્રસિદ્ધ થયેલી 'નગ્ન સત્ય' નામની એક નનામી પત્રિકામાં યે આવા જ પ્રકારનો પોકાર ઉઠાવવામાં આવ્યો હતો. મલમલ તેમજ બીજા કાપડના વેપારમાં કંપની સ્વાર્થાંધ થઈ ગઇ છે એવી ફરીયાદ એ પત્રિકામાં કરવામાં આવી હતી. મલમલ વિષે તે પત્રિકામાં અડધા ગુસ્સાથી અને અડધા તિરસ્કારથી નીચે પ્રમાણે બખાળા કાઢવામાં આવ્યા છે. "ફેશનને ડાકણનું ઊપનામ મળ્યું છે તે સાચું છે. કોઇ પણ ચીજ જેમ મોંઘી થાય કે એની અછત થાય તેમ તેને વિષેની મોહિની વધે છે. એકવાર મલમલના ૩૦ શિલિંગ! અને મળે ત્યારે માછલાંની જાળ!"

આ પત્રિકા પ્રકટ થઇ તે પહેલાં થોડાં વરસ અગાઉજ, પાર્લામેન્ટે એવો કડક કાયદો પસાર કર્યો હતો કે દફન–ક્રિયામાં, શબને ઊનનાંજ કપડાં પહેરાવવાં જોઇએ. "આ પ્રકારનું બંધન જીવતા માણસોને પણ લાગુ પાડવામાં આવશે એવી આશા રાખનારા કાપડિયાઓનો તોટો નહોતો. અંગ્રેજ વેપારીઓના ક્રોધાગ્નિને વાણીદ્વારા મૂર્ત રૂપ આપવાનું કામ ડૅનિયલ ડીફોને ભાગે આવ્યું. તેણે ઝમકદાર વાણીમાં આ પ્રમાણે લખ્યું છેઃ

"ઇસ્ટ ઇંડિયાના માલ પર લોકો એટલા ફીદા થઇ ગયા છે કે જે છીંટ અને રંગીન કેલીકોનો ઉપયોગ અગાઉ શેત્રંજી ગોદડાં માટે યા છોકરાંનાં અને મામુલી માણસોનાં કપડાં માટે કરવામાં આવતો તે છીંટ અને કેલીકો આજે બહેનો પહેરવા લાગી છે. ફૅશને આપણને એટલા બધા આંજી દીધેલા છે કે જે હિંદી શેત્રંજીના પહેરવેશ, ઘરકામ કરનાર ખવાસણને પણ ગમતા નહિ તે શેત્રંજીના પોષાક આપણાં ખાનદાન કુટુંબોમાં વપરાવા લાગ્યા છે; જમીન પર રગદોળાતી છીંટ આજે આપણા શરીર પર ચડી બેઠી છે. પગલૂછણાંમાં ઘસાતી છીંટના બહેનો આજે ઘાઘરા બનાવવા લાગી છે. અને આ વખતે તો ખુદ રાણી સાહેબ પણ ચીનાઈ અને જાપાની રેશમી અને કેલીકોના કપડાં પર મોહાઇ પડ્યાં છે. વાત આટલેથી અટકી નથી. આપણાં દીવાનખાનાં તથા શયન-ગૃહોમાં, પડદામાં, તકિયામાં અને ખુરશીમાં પણ કેલીકોએ પગ પેસારો કર્યો છે. અરે! પથારી સુદ્ધાંનો પણ કેલીકો અને હિંદી માલેજ ઇજારો લઇ લીધો છે. ટૂંકમાં સ્ત્રીઓના પહેરવેશમાં કે ઘરના રાચરચીલામાં જ્યાં અગાઉ ઊન કે રેશમ વપરાતું હતું, ત્યાં લગભગ બધો માલ હવે હિંદમાંથી પૂરો પાડવામાં આવે છે. હિંદથી ખરીદાયેલા માલનો $\frac{3}{4}$ ભાગ આપણે ખર્ચેજ બનાવવામાં આવે છે. હિંદથી આયાત થતા માલ પર બેહદ નફો ચડતો હોવા છતાં, આપણા સસ્તામાં સસ્તા માલ કરતાં તે સોંઘો વેચી શકાય છે."

હિંદી માલ અસાધારણ સસ્તો, અને અતિશય ટકાઉ હોવાથી તે બ્રિટિશ બજાર હાથ કરી શક્યો હતો. બ્રિટનના દેશી કારીગરોના ધંધા તૂટી પડવાથી તેમનો પિત્તો એટલો તો ઊછળી ઊઠ્યો હતો કે એકવાર કોલ્ચેસ્ટરમાં હુલ્લડ થઇ ગયું હતું. ડીફો કહે છે કે ત્યાં જે સ્ત્રીઓએ હિંદી કેલીકોનો પોષાક પહેર્યો હતો તેમને ટોળાએ ઘેરી લઈ તેમનું

અપમાન કર્યું હતું. હિંદી હુન્નર ઉદ્યોગ વિરુદ્ધ જે ચળવળ શરૂ થઈ હતી તેથી પાર્લામેન્ટ સવેળા જાગી ઊઠી, અને ૧૭૦૦ પછી એક પછી એક અનેક કાયદા તેણે પસાર કર્યા અને હિંદી કાપડના પહેરવેશની ગ્રેટબ્રિટન-માંથી બંધી કરી દીધી.

## પ્રતિબંધ નીતિ

૧૭૦૦ માં હિંદમાંથી રંગીન કેલીકોની આયાત પર પ્રતિબંધ મૂકવાનો કાયદો પસાર થયો. એટલે લોકો સાદા કેલીકોને હિંદથી મંગાવી ઇંગ્લંડમાં રંગવા લાગ્યા. આ સ્થિતિને પહોંચી વળવા ૧૭૨૧ માં પાર્લામેન્ટે બીજો કાયદો કર્યો, અને જાહેર કર્યું કે જે કોઇ રંગીન કેલીકોનો ઉપયોગ કરશે કે પહેરશે, તેનો દર ગુન્હાદીઠ ૫ પાઉન્ડનો દંડ કરવામાં આવશે, અને જેણે એને કેલીકો વેચી હશે તેનો ૨૦ પાઉન્ડ દંડ કરવામાં આવશે. સોળ વરસ બાદ તદ્દન સૂતરાઉ રંગીન કાપડનો ઉપયોગ કરવાની પણ કાયદાને બળે મનાઇ કરવામાં આવી, અને મિશ્રિત કાપડ પર પહેલાં જે અટકાયતો નાખવામાં આવી હતી તે રદ કરવામાં આવી. તેમ છતાં કેલીકોનો વાપર "સ્ત્રીઓની અવળાઇને લીધે અને ફેશનની ઘેલછાને લીધે" ચાલુ રહ્યો.× ૧૭૭૪ માં પાર્લામેન્ટે વળી બીજો કાયદો પસાર કર્યો કે, ઇંગ્લંડમાં વેચાતું તમામ સૂતરાઇ કાપડ, ઇંગ્લંડમાંજ કંતાઇ વણાઇને તૈયાર થયેલું હોવું જોઇએ; પરદેશ નિકાસ કરવા પૂરતું જ હિંદી કાપડની આયાત કરવાની મંજૂરી આપવામાં આવશે. ટૂંકમાં ઇંગ્લંડના વાપર માટે હિંદી કાપડની આયાત સામે દરવાજા બંધ કરવામાં આવ્યા. આવા પ્રતિબંધક કાયદાઓ કરવા પાછળ અને તેનો અમલ કરાવવા સારૂ ભારે દંડ વસુલ કરવા પાછળ જે હેતુ સમાયલો હતો તે સમજવો કઠણ નથી. હરીફાઈમાં ટક્કર મારી રહેલા હિંદી વેપારને અંગ્રેજ માત્ર ગુંગળાવી

---

× ફ્રાન્સમાં અઢારમા સૈકામાં જ્યારે હિંદી કાપડ છીંટ—ખાસ. કરીને સૂરતી છીંટ—પ્રથમ વખત દાખલ થઈ ત્યારે તેની તરાહો અને રંગો પર લોકો એટલા બધા ગાંડાતૂર બની ગયા હતા કે મધ્યમ સ્થિતિના લગભગ બધા સ્ત્રી પુરુષો હિંદીઓ જેમ પોષાક સજવા લાગ્યા હતા. આથી ફ્રાન્સના કાપડ ઉદ્યોગને જબરદસ્ત ફટકો પડયો. અને ત્યાં મોટો ગભરાટ ફેલાયો હતો. અંતે ફ્રેંચ સરકારે હિંદી રંગીન કાપડની આયાત સદંતર બંધ કરી દેવાનું ફરમાન કાઢયું હતું. અનુવાદકની નોંધ.

નાખવા અત્યાર સુધી મથી રહ્યા હતા તેમને મદદ કરવાને જ ઉપરનો એકેએક કાયદો ઘડાયો હતો. મલમલ, સાદું કેલીકો અને એના જેવા બીજા કાપડની આયાત તદ્દન બંધ નહોતી કરવામાં આવી, તેવા કાપડ પર ભારે જકાત નાખવામાં આવી હતી, એ આપણે આગળ પર જોઇશું.

## ૧૮ મી સદીની સ્થિતિ

આ જકાત કેવી જાતની હતી એ ચર્ચામાં આપણે ઉતરીએ તે પહેલાં ૧૮ મી સદીના હિંદમાંના બ્રિટિશ વેપાર અને રાજ્યવહીવટ પર ટૂંકમાં નજર નાખવાની જરૂર છે. ૧૮ મી સદીની શરૂઆતમાં ઈંગ્લંડમાં કેલીકોની આયાત નીચે પ્રમાણે થતી હતી:

| વરસ | કેલીકોની આયાત |
|---|---|
| ૧૬૯૯ | ૮,૫૩,૦૩૪ થાન |
| ૧૭૦૦ | ૯,૫૧,૧૦૯ ,, |
| ૧૭૦૧ | ૮,૨૬,૧૦૧ ,, |

આ ધીકતા વેપારમાં ઈંગ્લંડને અઢળક ફાયદો થયો. જેમ વરસો વીતતાં ગયાં તેમ તેમ હિંદથી આયાત થતા માલ સામે અકળાવે એવી બંધીની નીતિ શરૂ થઇ. ૧૭૦૮ થી ૧૭૮૮ સુધીના બંધીના સમય દરમિયાન ઇસ્ટ ઈંડિયા કંપની ૪,૪૨,૩૮૦ પાઉંડનું સોનું અને, ૯૨,૨૨૮ પાઉંડનો માલ ઇંગ્લંડમાંથી નિકાસ કરી શકી હતી, ત્યારે મુખ્યત્વે કરીને હિંદી કેલીકો અને બીજા વણાયલા માલની તથા કાચા રેશમની આયાત ૭,૫૮,૦૪૨ પાઉંડ જેટલી થઈ શકી હતી—ઇસ્ટ ઈંડિયા કંપની હિંદમાં નજીવી કિંમતનો માલ વેચી શકતી પણ પરદેશી બજારમાં હિંદી સુતરાઉ અને રેશમી કાપડની લાટબંધ ગાંસડીઓ વેચવામાં કંપની સારી પેઠે ફાવી ગઇ હતી. ૧૭૭૪ થી ૧૭૯૨ સુધીમાં બંગાળ, મદ્રાસ અને સુરતથી કેટલું કાપડ કંપની મગાવીને વેચતી તેના આંકડામાંથી ઘણું શીખવાનું મળે એમ છે.

| વરસ. | બંગાળાથી જતો માલ તાકા. | બંગાળાથી જતો માલ વેચાણ કિંમત પાઉંડ. | મદ્રાસથી જતો માલ તાકા. | મદ્રાસથી જતો માલ વેચાણ કિંમત પાઉંડ | સુરતથી જતો માલ તાકા | સુરતથી જતો માલ વેચાણ કિંમત પાઉંડ | કુલ... તાકા | કુલ... વેચાણ કિંમત પાઉંડ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭૭૧ | ૬,૦૪ હજાર. | ૧૦,૭૩ હજાર | ૧,૧૪ હજાર. | ૨,૬૧ હજાર. | ૧,૩૧ હજાર. | ૯૧ હજાર. | ૮,૫૦ હજાર | ૧૪,૨૭ હજાર |
| ૧૭૭૨ | ૬,૨૬ ,, | ૧૦,૩૫ ,, | ૨,૭૩ ,, | ૫,૨૩ ,, | ૧,૪૭ ,, | ૮૭ ,, | ૧૦,૪૬ ,, | ૧૦,૪૫ ,, |
| ૧૭૭૩ | ૭,૬૧ ,, | ૧૨,૨૪ ,, | ૧,૩૪ ,, | ૫,૦૫ ,, | ૫૮ ,, | ૬૫ ,, | ૯,૫૪ ,, | ૧૭,૯૫ ,, |
| ૧૭૭૪ | ૬,૧૬ ,, | ૧૧,૦૫ ,, | ૨,૦૭ ,, | ૬,૪૪ ,, | ૩૮ ,, | ૫૪ ,, | ૮,૬૧ ,, | ૧૮,૦૪ ,, |
| ૧૭૭૫ | ૫,૧૭ ,, | ૯,૬૦ ,, | ૧,૮૧ ,, | ૫,૮૩ ,, | ૪૭ ,, | ૬૨ ,, | ૭,૪૭ ,, | ૧૬,૦૬ ,, |
| ૧૭૭૬ | ૬,૦૭ ,, | ૧૦,૯૦ ,, | ૨,૦૯ ,, | ૫,૧૫ ,, | ૧૮ ,, | ૧૩ ,, | ૮,૩૬ ,, | ૧૬,૧૯ ,, |
| ૧૭૭૭ | ૬,૫૫ ,, | ૧૧,૧૪ ,, | ૨,૨૪ ,, | ૪,૯૨ ,, | ૮૩ ,, | ૪૮ ,, | ૯,૬૨ ,, | ૧૬,૫૬ ,, |
| ૧૭૭૮ | ૮,૦૫ ,, | ૧૧,૯૪ ,, | ૨,૯૬ ,, | ૪,૨૨ ,, | ૬૧ ,, | ૩૨ ,, | ૧,૬૨ ,, | ૧૬,૪૯ ,, |
| ૧૭૭૯ | ૩,૩૮ ,, | ૫,૨૪ ,, | ૭૪ ,, | ૨,૦૩ ,, | ૩૧ ,, | ૧૩ ,, | ૪,૪૪ ,, | ૭,૪૧ ,, |
| ૧૭૮૦ | ૪,૭૪ ,, | ૯,૮૪ ,, | ૧,૭૦ ,, | ૨,૫૭ ,, | ૧૮ ,, | ૧૧ ,, | ૬,૦૦ ,, | ૧૨,૫૩ ,, |
| ૧૭૮૧ | ૩,૦૧ ,, | ૫,૮૨ ,, | ૯૫ ,, | ૨,૩૩ ,, | ૩૩ ,, | ૨૩ ,, | ૪,૩૦ ,, | ૮,૩૮ ,, |
| ૧૭૮૨ | ૪,૪૬ ,, | ૧૦,૩૩ ,, | ૭૨ ,, | ૨,૦૪ ,, | ૩૬ ,, | ૨૯ ,, | ૫,૬૫ ,, | ૧૨,૬૭ ,, |
| ૧૭૮૩ | ૪,૩૭ ,, | ૧૦,૪૯ ,, | —— | —— | ૮૨ ,, | ૭૯ ,, | ૫,૨૦ ,, | ૧૧,૨૯ ,, |
| ૧૭૮૪ | ૫,૧૬ ,, | ૯,૦૮ ,, | ૪૪ ,, | ૧,૧૬ ,, | ૩૧ ,, | ૨૨ ,, | ૫,૯૨ ,, | ૧૦,૪૭ ,, |
| ૧૭૮૫ | ૭,૬૮ ,, | ૧૪,૨૬ ,, | ૪૫ ,, | ૧,૧૫ ,, | ૨૬ ,, | ૧૮ ,, | ૮,૪૦ ,, | ૧૫,૬૦ ,, |
| ૧૭૮૬ | ૭,૬૪ ,, | ૧૪,૫૮ ,, | ૪૩ ,, | ૯૭ ,, | —— | —— | ૮,૦૭ ,, | ૧૫,૫૫ ,, |
| ૧૭૮૭ | ૭,૪૫ ,, | ૧૧,૩૭ ,, | ૩૮ ,, | ૮૪ ,, | ૪૧ ,, | ૨૮ ,, | ૮,૨૫ ,, | ૧૪,૩૧ ,, |
| ૧૭૮૮ | ૫,૯૪ ,, | ૯,૭૮ ,, | ૯૬ ,, | ૧,૯૧ ,, | ૪૧ ,, | ૨૯ ,, | ૭,૩૨ ,, | ૧૨,૦૦ ,, |
| ૧૭૮૯ | ૬,૧૪ ,, | ૯,૪૩ ,, | ૧,૧૨ ,, | ૨,૨૫ ,, | ૪૪ ,, | ૩૩ ,, | ૭,૭૧ ,, | ૧૨,૦૧ ,, |
| ૧૭૯૦ | ૮,૬૬ ,, | ૧૪,૮૫ ,, | ૧,૨૬ ,, | ૨,૫૩ ,, | ૩૩ ,, | ૯ ,, | ૧૦,૨૫ ,, | ૧૭,૪૮ ,, |
| ૧૭૯૧ | ૭,૦૯ ,, | ૧૧,૩૧ ,, | ૧,૪૪ ,, | ૪,૭૫ ,, | ૫૭ ,, | ૪૪ ,, | ૯,૧૧ ,, | ૧૬,૫૧ ,, |
| ૧૭૯૨ | ૬,૦૭ ,, | ૧૧,૯૪ ,, | ૨,૪૦ ,, | ૫,૭૭ ,, | ૨૫ ,, | ૨૧ ,, | ૮,૭૩ ,, | ૧૭,૯૩ ,, |
| કુલ... | ૧,૩૩,૮૦ હ૦ | ૨,૩૮,૧૮ હ૦ | ૨૮,૮૪ હ૦ | ૬૯,૮૬ હ૦ | ૧૦,૯૦ હ૦ | ૮,૨૦ હજાર | ૧,૭૩,૫૪ હ. | ૩,૧૬,૨૪ હ. |

વેપાર ઝપાટાબંધ વધ્યો, પણ વેપાર કરતાંયે ઝપાટાબંધ રાજ્ય અને સત્તા વધારવાની લાલસા વધી. ઠેઠ ૧૭૪૫ સુધી હિંદમાં જ્યાં કંપનીની જ રાજ્યસત્તા ચાલે એવાં ઘણાંજ ઓછાં થાણાં હતાં. વેપારી મંડળીના જેવી જ કંપનીની સ્થિતિ હતી. જો કે રાજ્ય વધારવાની મહત્ત્વાકાંક્ષાવાળા લોકો કંપનીને વેપારી યુદ્ધમાં સંડોવતા. તેને પરિણામે ૧૬૯૦માં મુંબઈના ગવર્નર ચાઇલ્ડની કારકીર્દીમાં બન્યું તેમ કેટલીકવાર કંપનીના સર્વ હકો અને સનદો ડૂલ થઇ જતાં. કંપનીની મૂળ સ્થિતિ કેવી હતી તે કોઠીઓમાં કામ કરનારા મુખ્ય આડતિયાઓના હોદ્દા પરથી સ્પષ્ટ સમજાઈ જાય છે. કાઉન્સીલના પ્રથમ સભ્ય નામદાર એજન્ટ અને ગવર્નરને વાર્ષિક માત્ર ૩૦૦ પાઉંડનો પગાર મળતો. એજન્ટ પછી 'હિસાબનીસ,' 'મુકાદમ,' અને 'જકાતદાર'ના હોદ્દા ગણાતા. કાઉન્સીલના સર્વ સભ્યો મળીને 'મોટા વેપારી'ને નામે ઓળખાતા. કંપનીની નોકરીમાં નવા માણસો 'લહિયા' કે 'ઉમેદવાર' તરીકે દાખલ થતા. તેઓ બધા એક પેઢીનાં જુદાં જુદાં અંગો હતા. પણ વેપારીઓનો લોભ એટલો તો વધવા લાગ્યો હતો કે કંપની તો શું પણ કંપનીના નાનામોટા તમામ નોકરો પણ પોતપોતાના ગજા જેટલો વેપાર ખેડી કંપનીને નામે દાણચોરી કરવા મંડયા હતા. ઇંગ્લંડ યા હિંદમાં, કંપનીના ખાતામાં જાહેર સેવાની વૃત્તિવાળા, પ્રામાણિક માણસો ઘણાજ જૂજ હતા. કંપનીની નોકરીમાં દાખલ થનાર સૌના મનમાં એક જ વિચાર રમી રહેતો કે યેનકેનપ્રકારેણ પૈસા ભેગા કરવા.

કલકત્તાના મેયરના દરબારના ઑલ્ડરમૅન અને કંપનીના જૂના અનુભવી સેવક મિ. બોલ્ટ્સે કંપનીના વહીવટદારોની નીતિ વિષે લખતા ૧૭૧૨માં નીચે પ્રમાણે આકરા ઉદ્દગારો કાઢેલા છે." નિષ્પક્ષપાતપણે એટલું તો જરૂર કહી શકાય, કે ઇંગ્લંડમાં યા હિંદમાં કામ કરતા કંપનીના અગ્રગણ્ય પુરૂષોમાં લોકહિતની છાંટાભાર ભાવના જણાતી નથી. ખીસાં તર કરી માતબર થવાની એક માત્ર વૃત્તિ તેમનામાં તરી આવે છે 'મારા ખીસામાં કેટલા લાખ ભરી શકીશ, અથવા પરાધીન રાજ્યની કંગાળ રૈયતને નીચોવીને મારા કેટલા દીકરા ભત્રીજા કે ફઇમામાના ને અથવા આશ્રિતોને ધંધે લગાડી શકીશ'—એવાજ પ્રશ્નો, હમણાં

હમણાં, મહાસાગરની બન્ને બાજુએ વસતા કંપનીના અમલદારો ઘણીજ ઝીણવટથી જાણી રહ્યા છે. રોમન સામ્રાજ્યની પડતી દરમિયાન જેમ તેના દૂર આવેલા પ્રાંતો સુબાઓની મુનસફી પર છોડવામાં આવ્યા હતા, તેમ આજે એશિયાના પ્રદેશો કંપનીના સટોરિયા અને વેપારીઓના હાથમાં છોડી દેવામાં આવ્યા છે, ને એનો શિકાર કરવાનો એમનો હક મનાય છે. વાત એટલી બધી વીફરી ગયેલી છે કે ઇતિહાસમાં જેનો જોટો ભાગ્યે જ મળી શકે એવા કેર વર્તાવીને રાજ્યના ઘણા નોકરો નાણાંના કોથળા ભરી ભરીને ઇંગ્લંડ પાછા ફર્યા છે, અને ત્યાં કોઇ પરગણામાં ઉમરાવ તરીકે, યા ઇસ્ટ ઇન્ડિયાના મોટા વેપારી તરીકે મોટા ભા થઇને દેશના કે દબાયલી નિર્દોષ રૈયતના હિતાર્થે કરેલા કાયદાઓનું પણ ઉલ્લંઘન કરવાની ધૃષ્ટતા બતાવવા લાગ્યા છે."

## જુલમ અને અંધેર

ચારે કોર જુલમ અને અરાજકતાનાં વાદળાં છવાઇ રહ્યાં હતાં. બ્રિટિશ આડતિયાનો એકએક નોકર જાણે મોટો શેઠિયો હોય એવી સત્તા પચાવી બેઠો હતો, અને આડતિયો તો કંપનીની કુલ સત્તા જાણે પોતાના જ હાથમાં હોય એમ રણીધણી થઇને ફરતો હતો. માલ મોંઘો ખરીદવાની અને સસ્તો વેચવાની દેશી કારીગરોને ફરજ પાડવામાં આવતી. તે ઉપરાંત તેમને અનેક ગેરકાયદેસર સજાઓ કરવામાં આવતી. કંપનીનો એકએક હલકો નોકર મોટો રાજા થઇ પડયો હતો, અને જકાતખાતાના તમામ કાયદાઓનો ભંગ કરી, ગેરવ્યાજબી વેપાર કરી, સજડ નફો મેળવી થોડા વખતમાં પૈસે તર થઇ જતો હતો. આ સમયનું વર્ણન કરતાં મૅકોલેએ લખ્યું છે: "કંપનીના નોકરનો મુખ્ય ધંધો જ આ થઇ પડયો હતો. લાખ બે લાખ નગદ પાઉંડ જેમ તેમ કાઢી લેવા, ગરમીને લીધે તબીયત લથડે તે પહેલાં ઘેર જતા રહેવું, ત્યાં ઉમરાવની છોકરીને પરણવું, અગર કોર્નવોલ પરગણામાં એકાદ મતદારમંડળ હાથ કરી લેવું; અથવા સેન્ટ જેમ્સના ચોગાનમાં નાચપાર્ટીઓ આપવી."

નફટાઇ વાપરીને મોટા થવાનો તે જમાનો થઇ ગયો હતો. લાંચ રૂશવત અને જુલમનો ચારેકોર સીતારો ચાલતો હતો. દાખલા તરીકે ૧૭૫૭માં મીરજાફર ગાદીનશીન થયો તે તકનો લાભ લઇ,

બંગાળાનો રાજ્યવહીવટ ચલાવનાર કાઉન્સીલના સભ્યો સુદ્ધાં તમામ નોકરોએ ૨૬,૯૭,૭૫૦. પાઉંડની તેની પાસે હકની રૂએ માગણી કરી હતી. માગેલી રકમ જેટલાં નગદ નાણાં ત્રીજોરીમાં ન હોવાથી રકમનો ત્રીજો હિસ્સો દરદાગીના, ઝવેરાત અને ઠામવાસણ આપીને પૂરો કરવામાં આવ્યો હતો. જેવી સ્થિતિ બંગાળામાં પ્રવર્તી રહી હતી લગભગ તેવીજ હાલત કર્ણાટકની પણ થઇ રહી હતી. આર્કટના ભોળા નવાબ પર ખોટું લેણું કાઢવામાં આવ્યું હતું. કંપનીના ત્રણ બદામના નોકર પૅાલ બેન્ડફીલ્ડે તાંજોરની તમામ ઉપજ પોતાના નામ પર ચડાવવા જે દાવો માંડયો હતો તે એટલો જગજાહેર છે કે તેનું વર્ણન અત્રે કરવાની જરૂર નથી. છેતરપીંડીની સાથે જુલમ પણ એટલોજ ગુજરી રહ્યો હતો. આપણા દેશના વણકરો અને બીજા કારીગરો પર કેવો જુલમ ગુજરેલો એ જોવા આપણે આ સમયનો ઇતિહાસ તપાસવો પડશે.

## ઇજારાથી ચાલતું રાજ્ય

કંપનીનું રાજ્ય ભયંકરમાં ભયંકર ઇજારાપદ્ધતિથી ચાલતું હોવાથી એનાં માઠામાં માઠાં પરિણામ હિંદુસ્તાનને સોસવાં પડયાં. કંપનીના વેપારની વૃદ્ધિ સાથે ખાનગી મંડળીઓનો વેપાર પણ વધવાથી, કંપનીની 'મૂડી' યુરોપમાં રોકવાની પ્રથા શરૂ થવાથી, હિંદી વણકર અને વેપારી પર વિશેષ શિરજોરી થવા લાગી. કંપનીની 'મૂડી' યુરોપમાં રોકવાની પ્રથા શા માટે દાખલ કરવામાં આવી હતી તે જાણવાજેવું છે. કંપનીના નોકરોને પગાર આપવા, ભાગીદારોને નફાનો હિસ્સો તથા વ્યાજનાં નાણાં ચુકવવા, તથા હિંદમાં વ્યાપારી યુદ્ધો કે રાજ્ય લોભાર્થે ઉપાડેલાં યુદ્ધોનું દેવું પતવવા, કંપની, હિંદની મહેસુલમાંથી ઉપજતા લાખો પાઉંડનો માલ ખરીદી ઈંગ્લંડમાં નફેથી વેચવા ચડાવતી. ખાનગી પહેરવેશ કે વાપર માટે કેટલીક જાતનાં કેલીકો પર ઇંગ્લંડમાં અટકાયત મૂકવામાં આવી હતી. તેમ છતાં મલમલ, સાદી છીંટો અને બંગાળના બાસ્તા જેવી બીજી ચીજો એવી હતી કે જેને ઇંગ્લંડમાં લાવવા માટે કશો બાધ નહોતો. પણ જે વસ્તુઓ પર અટકાયત મૂકાયલી હતી તે વસ્તુઓ ઈંગ્લંડ આણી પાછી પરદેશ ચડાવવા ખાતર જથાબંધ સંઘરવામાં આવતી. અંગ્રેજ વેપારીઓ સુતરાઉ કાપડના વેપારના ઇજારા સાચવવા મરી પડતા હતા. અને તેથી ઇજારાપદ્ધતિને

લીધે જે અનિષ્ટ પરંપરા સામાન્ય રીતે ચાલે છે તે અહીં પણ દેખાવા લાગી હતી.

સુરતમાં ૧૭૯૬ ની સાલમાં કંપનીના આડતિયાઓની સામાન્ય કાર્યપદ્ધતિ કેવી હતી તેનું કમકમાટી ઉપજાવે એવું વર્ણન મી. રીચર્ડ્સે ૧૮૧૩ માં પ્રસિદ્ધ થયેલા પોતાના પુસ્તકમાં કરેલું છે. "સુરતમાં થાપણુ રોકવાનું કામ તોબા પોકરાવે એવી સખ્તાઈ અને સીતમ ગુજારીને લેવામાં આવતું. વણકરોની લેશમાત્ર ઇચ્છા ન હોવા છતાં, કંપની જોડે બંધણીમાં ઉતરવાની તથા પોતનો લાભ જતો કરીને પણ કંપનીનુંજ કામ કરવાની તેમને ફરજ પાડવામાં આવતી. તેથી કેટલાક જણુતો જોરજુલમથી કામ કરવા કરતાં ભારે દંડ ભરીને પણ એમાંથી છૂટવાનું બહુ ક્યવાઇને પસંદ કરતા. કંપની નીવડેલ કે ચડિયાતા માલના વણકરોને જે ભાવ આપતી, તેના કરતાં વલંદા, ફિરંગી, ફ્રેંચ અને આરબ વેપારીઓ હલકા માલનાંયે વધારે સારા ભાવ આપતા હતા. આને લીધે પરદેશી કોઠીઓના મુકાદમો અને કંપનીના આડતિયાઓ વચ્ચે વારંવાર રકઝક, ચડસાચડસી અને ઝગડા થતા. આ તકનો લાભ લઈ વણકરો પણ છટકી જતા અને કેટલીકવાર માલ પણ આડો અવળો કરી દેતા. આમ કરતાં જો તેઓ પકડાઈ જતા, તો તેઓ જિંદગીભર યાદ કરે અને બીજા ધડો લઇ શકે તેવી સખત સજાને પાત્ર ઠરતા. આડતિયાઓએ જાતે કબૂલ કર્યું હતું કે તમામ વેપારની કુલ સત્તા પોતાના જ હાથમાં જાળવી રાખવાની તેમની ચોખ્ખી દાનત હતી. આ કાર્યની સિદ્ધિ અર્થે મારપીટ અને જુલમ એટલે હદ સુધી વધી ગયાં હતાં કે કેટલાક વણકરો પોતાનો બાપીકો ધંધો છોડવા લાગ્યા હતા. **વણકરો ધંધો ન છોડે તે ખાતર અંગ્રેજ અધિકારીના પરવાના સિવાય તેમને શહેરના દરવાજામાંથી નીકળવા દેવામાં આવતા નહિ.** જ્યાંસુધી વણકરો નવાબની રૈયત ગણાતા ત્યાં સુધી વણકરોની કહેવાતી 'ઉદ્ધત વર્તણુક' માટે તેમની બરાબર ખબર લેવા સારૂ નવાબને વારંવાર અરજીઓ કરવામાં આવતી. અને જ્યારે વણકરો પર સખ્તાઇ ગુજારવામાં આવતી ત્યારે રખેને કંપનીના નોકરો વિરુદ્ધ વણકરો ક્રોધાગ્નિથી ભભૂકી ઊઠે, તે ખાતર આ જુલમ નવાબે પોતે સ્વેચ્છાનુસાર કર્યો છે, તેમાં કંપનીને કે કંપનીના સ્વાર્થને કશી લેવાદેવા નથી, એવું સ્પષ્ટ કરવાને બ્રિટિશ રાજ્યના હાથમાં રમી રહેલ

નવાબને ફરજ પાડવામાં આવતી. વણકરો બીજા વેપારીઓ સાથે લેવડદેવડ ન કરી શકે તે ખાતર તેમને અગાઉથી નાણાં ધીરી, ઓછા ભાવ આપી કાપડનો વેપાર એકહથ્થુ રાખવા, આડતિયાઓ ખાસ મથી રહ્યા હતા. બીજા વેપારીઓ કરતાં કંપનીના આડતિયા અને દલાલ પર ખાસ મીઠી નજર રાખવામાં આવે, અને કોઇ પણ સંજોગોમાં બીજા કોઇપણ માણસને કાપડ ન વેચવામાં આવે, એવા હુકમો પોતપોતાના મુલકોમાં કાઢવા પાડોશી રાજ્યોને પણ દબાવવામાં આવતાં હતાં. પછી જ્યારે સુરત બ્રિટિશ સરકારના હાથમાં ગયું ત્યારે પણ અદાલતની સત્તાની વચ્ચે પડી આ પ્રકારના જ જોહુકમી અને સિતમ ગુજારનારા કાયદાઓ કરવામાં આવ્યા હતા."

કંપનીનાં બીજાં વ્યાપારી સંસ્થાનોમાં પણ ઉપર પ્રમાણે આપખુદીથી કામ લેવામાં આવતું હતું. બંગાળમાં તો આડો આંક વળ્યો હતો. મિ૦ બોલ્ટ્સે એનો ચિતાર નીચે મુજબ આપ્યો છે. "કાંઇ પણ અસત્ય વિના કહી શકાય કે દેશનો અંદરનો બધો વેપાર—અને ખાસ કરીને યુરોપની ખરીદી માટે થતો વેપાર કાયમના સિતમ રૂપ છે, અને તેની માઠી અસર દેશનો દરેક વણકર તેમજ કારીગર ખમી રહ્યો છે." નાના પ્રકારની કનડગત અને ત્રાસ સહેજે વર્તાવી શકાય એવી પદ્ધતિએ જ કાપડની ખરીદી કરવામાં આવતી. જ્યારે કંપનીના વાણિયા અને દલાલ, દેશી ગુમાસ્તા સાથે અંદરના પ્રદેશોમાં ખરીદી કરવા નીકળતા ત્યારે તે તે પ્રદેશોમાં રહેતા મોટા રાજા અને જમીનદારો પર કંપનીના આડતિયાઓને સર્વ પ્રકારની મદદ કરવાની ખાસ ચીઠ્ઠી, ખુદ તે પ્રાંતનો ગવર્નર લખી મોકલતો." ગુમાસ્તો શહેરમાં આવી પડાવ નાંખે છે તેને પોતાની કચેરી કહે છે. ત્યાં પોતાના સિપાઈ અને હરકારાની મારફત દલાલ અને પાયકરોની સાથે વણકરોને બોલાવે છે. અને પોતાના શેઠે મોકલેલા પૈસા આવી જાય પછી અમુક માલ અમુક વખતે અને અમુક કિંમતે આપવાની કબૂલતો તે વણકરો પાસે કરાવી લે છે. તેને થોડા પૈસા અગાઉથી આપે છે. બિચારા વણકરની 'હા' 'ના'નો તો ભાવ જ કોણ પૂછે? કારણ કે ગુમાસ્તા કંપની વતી ખરીદી કરવા આવે છે ત્યારે પોતાની ઇચ્છા પ્રમાણે વણકરો પાસેથી સહી કરાવી લે છે. અને જો અગાઉથી અપાતા પૈસા લેવાની વણકરો ના કહે તો તેઓ

તેમની ગાંઠે એ પૈસા જોરજુલમથી બંધાવે છે. આમાંના કેટલાયે વણકરો તો કંપનીના ગુમાસ્તાના ચોપડાઓ ઉપર ચઢાવેલા હોય છે; અને તેમ હોવાથી તેઓ બીજા કોઇને માટે કામ કરી શકતા નથી. અને એકની પાસેથી બીજા ગુમાસ્તા પાસે ગુલામની માફક તેમની બદલી થાય છે. બિચારાઓને એક પછી બીજા એમ અનેક ગુમાસ્તાઓના જુલમ અને લબાડીના ભોગ થવું પડે છે. આ ખાતામાં જે લબાડી ચાલે છે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. માત્ર આ બધાનું પરિણામ ગરીબ વણકરને લૂંટવામાં આવે છે. કારણ જાંચ કરનારાઓ અને ગુમાસ્તાઓ મળીને માલની જે કિંમત ઠરાવે છે તે જો તે જ માલ ભરબજારમાં છૂટથી વેચવામાં આવે તો જેટલી કિંમત ઉપજે તેના કરતાં ૧૫ ટકા અને કેટલીકવાર તો ૪૦ ટકા જેટલી ઓછી હોય છે."

કંપનીને જ માલ પૂરો પાડવા માટે, વણકરોને અગાઉથી બાંધી લીધેલા હોવાથી, વણકરો પર કાયમનો મારો ચાલતો એ તો દીવા જેવું સ્પષ્ટ હતું. દક્ષિણ હિંદની હાલત પણ બંગાળાની હાલત કરતાં કંઇ ઉતરે તેવી નહોતી. કંપનીના આડતિયાઓ કેવી આડાઇ કરીને માલ એકહાથ કરી લેતા તે મદ્રાસ સરકારના ચોપડામાંથી એક નમૂનાદાખલ ઉતારો જોવાથી બરાબર સમજી શકાશે. આર્કટના નવાબને રાજખટપટ કરી સકંજામાં લેવામાં આવ્યો હતો. તેથી તેણે ૧૭૩૨ માં પોતાના અમલદારો પર નીચે પ્રમાણે ફતવો કાઢ્યો—ના, તેને ફતવો કાઢવો પડ્યો. "કાપડ-ખરીદી અર્થે મદ્રાસના ગવર્નર સાહેબ તમારા ઇલાકામાં આવતા હોવાથી, તમને જણાવવામાં આવે છે કે તમારી હદમાં જેટલો સારો માલ વેપારીઓ પાસે હોય તે મદ્રાસના ગવર્નરને જ અને તેમનાં માણસોને જ વેચવો જોઇએ. જે કંઇ કાપડ વેપારીઓ પાસે તૈયાર હોય તે ગવર્નરના ગુમાસ્તાને તાબડતોબ તેઓ હવાલે કરે, એ પ્રમાણે વેપારીઓને ખાસ આજ્ઞા કરજો. **જે માલ તેઓ નાપસંદ કરે તે માલ ગમે તે જગ્યાએ વેચવાની વેપારીઓને રજા આપજો. તેમના માણસો સિવાય તમારી હદમાં આવો માલ બીજા કોઈ ન ખરીદે તેની ખાસ તાકીદ રાખજો;** કારણ કે આવો મારો કડક હુકમ છે. અને તમામ વેપારીઓ હુકમનું યથાર્થ પાલન કરે એ ખાતર તેમની પાસેથી પ્રથમથી જ મુચરકા લેજો." પ્રજાને ચૂંસવામાં, આવા પ્રકારના કાગળો વારંવાર

લખી કંપનીને નવાબ મદદ કરતો. મદ્રાસ ઇલાકામાં કંપનીનું રાજ્ય વધારે ફેલાયા પછી પણ તેવી ને તેવી જ શિરજોરી અને ત્રાસ ચાલુ રહ્યાં હતાં. તેનો પૂરાવો મોટામાં મોટા સરકારી અમલદાર લૉર્ડ વેલેસ્લીએ, ઘણાં વરસો વીત્યા બાદ ૧૮૧૪ ની ૧૯ મી જુલાઇને રોજ મદ્રાસ સરકારને જે નામચીન કાગળ લખ્યો હતો તે પરથી આપણને મળે છે. તે કાગળમાં જણાવેલું છે કે કંપનીની વ્યાપારી સત્તા વધારવા અતિશય જહાંગીરી પદ્ધતિએ વહીવટ ચાલતો. દેશના કાયમી અને ખરા હકદાર વેપારીના ધંધા અને સ્વાર્થને ધક્કો લગાડે તેવાં નડતરો ખાનગી ઉદ્યોગ-ધંધામાં નાખવામાં આવતાં. માલની કિંમત અને માલ પૂરો પાડવાની રીત કંપની પોતાની મરજી મુજબ ઠરાવતી. માલની યોગ્ય કિંમત ન મળવાથી વણકરો પૈસા લેવાની ના પાડતા તો "**તેઓને મુશ્કેટાટ બાંધી, ફટકા મારીને કાઢી મૂકવામાં આવતા.** એ બીના સારી પેઠે પ્રસિદ્ધ થયેલી છે." ભરબજારના ભાવ કરતાં કંપની ઘણા જ ઓછા ભાવ આપતી, અને વણકરને તે ભાવ નીચી મુંડી કરીને સ્વીકારવા પડતા. ૧૭૭૦ ના ભયંકર દુકાળે બંગાળા અને બીજા પ્રદેશોમાં હજારો ઘરબાર ઉજ્જડ કરી મૂક્યાં હતાં ત્યારે પણ કંપનીના નોકરોની નફટાઇ અને જુલમ બંધ નહોતાં થયાં. એ વરસ બાદ પ્રજાની હાડમારી અને ત્રાસ સંબંધી વૉરન હેસ્ટિંગ્સે તપાસ કરી ત્યારે તેણે જાતે લખેલું: "ચારે કોર લોકો કાળા કેર અને જુલમની બૂમ સામાન્ય રીતે મારતા હતા; અને તેના પૂરાવામાં ઘણીજ વિશ્વાસનીય હકીકતો પણ સંભળાતી. પણ તેમ છતાં મોટા ભાગની ફરિયાદોની કાયદેસર સાબીતી મેળવવી અશક્ય હતી." કંઈ પણ કારણ બતાવ્યા સિવાય કોઇપણ માણસને તેના સ્થાનકેથી તાબડતોબ બોલાવી લેવાની કે બરતરફ કરવાની ગવર્નરને કુલ સત્તા આપવી જોઇએ એમ હેસ્ટિંગ્સ માનતો હતો.

## કાયદેસર જુલમ

કંપનીના રાજ્યમાં ગામડે ગામડે સડા અને બળાત્કારે હાહાકાર વર્તાવી મૂક્યો હતો. આ જુલમને કાયદેસર મંજૂરી આપવા જાણે એકા કોમ તેમ વણકર કોમ પર અત્યાર સુધી લાદવામાં આવેલ અનીતિમય બેડીઓ અને બંધનોને કાયદેસર ઠરાવવા, સંખ્યાબંધ નવા ધારાઓ

ઘડવામાં આવ્યા. એક કાયદાની રૂએ એમ ઠરાવવામાં આવ્યું કે કંપની પાસેથી અગાઉથી નાણાં લેનાર વણકર કંપની સિવાય બીજા કોઇપણ માણસને—પછી ભલે તે યુરોપીઅન હોય કે દેશી—કોઈપણ કારણસર, ઉત્પન્ન કરેલ માલ કે કરારનો માલ આપી જ ન શકે. જો મુકરર કરેલું કાપડ આપવામાં વણકર ગફલત કરે તો માલ જલદી તૈયાર કરાવવા માટે વણકરો પર પહેરો મૂકવાનો અધિકાર આડતિયાઓને આપવામાં આવે છે. પટાવાળાનો પહેરો એટલે વણકરને દિવસ દીઠ એક આનાનો દંડ. બિચારા વણકરને પગે કાયમની બેડી પડી; વળી બીજા કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે જો વણકર બીજા કોઇને માલ વેચે તો તેના પર દિવાની અદાલતમાં ફોજદારી કામ ચલાવવામાં આવશે. જે વણકર પાસે એક કરતાં વધારે સાળ હોય અને જે એક કે વધારે મજૂર રાખીને કામ કરાવતો હોય તે જો કરાર પ્રમાણે કંપનીને માલ ન આપી શકે તો તે નક્કી કરેલી કિંમતના ૩૫ ટકા જેટલા દંડને પાત્ર ગણાશે. વણકર સ્વતંત્ર કારીગર તરીકે કામ કરવા ઇચ્છે તોપણ તે ગુલામીમાંથી ઉગરી શકતો નહિ; કારણ કે કંપનીના વેપારી અમલદારોને વણકરો પાસે જવામાં કશી હરકત ન કરવી એવો તમામ જમીનદારોને અને ખાતેદારોને હુકમ કરવામાં આવ્યો હતો.

દેશના ગૃહ ઉદ્યોગોને ગુંગળાવવા અને પરદેશી વેપારીના હાથમાં ધંધામાત્રની લગામ જાય એ નિશાન રાખીને જ આવા જંગલી અને અકળાવનારા બંધીના કાયદાઓ કરવામાં આવ્યા હતા. વણકરો પર ગુજરતા જુલમની પૂરેપૂરી બાતમી જાણનાર ટૉમસ મનરોએ, પાર્લામેન્ટની કમિટી આગળ ૧૮૮૩ માં જુબાની આપતાં જણાવ્યું હતું કે 'કંપનીના નોકરો મારફત, વણકરોને એકઠા કરવાનો શિરસ્તો પડી ગયો છે, અને જ્યાં સુધી કંપનીના જ માણસોને માલ પૂરો પાડશે એવી લેખી કબૂલાત તેઓ આપે નહિ ત્યાં સુધી તેમના પર સખ્ત જાપ્તો રાખવામાં આવે છે.' કેમ જાણે વણકરોએ ગિરમીટ કરી આપી હોય એવી રીતે તેઓ ગુલામની જેમ વૈતરું કરતા. બોલ્ટ્સ કહે છે કે એક પ્રસંગે અંગ્રેજ અને વલંદા વેપારીઓ વચ્ચે વણકરોને વહેંચી લેવાની યોજનાયે ઘડાઇ હતી. પણ વણકરોના સદ્‌ભાગ્યે 'ભાગલા' જેવા નર્યા બેશરમ કૃત્યને કંપનીના ડિરેક્ટરોએ સંમતિ ન આપી. વણકરોને વખતોવખત સખ્ત

જેલની, દંડની અને કેટલીકવાર ફટકાની પણ સજા કરવામાં આવતી. એના થોકડાબંધ વિશ્વાસનીય પૂરાવાઓ આજે પણ મોજુદ પડ્યા છે. કોઇ કોઈવાર તો વણકરોને હેડમાં પૂરવામાં આવતા. તેમનું ઇરાદા-પૂર્વક અપમાન કરવામાં આવતું અને હાથ પગે બેડી નાખી શહેરની પોળે પોળે તેમને ફેરવવામાં આવતા. અયોગ્ય દંડ વસુલ કરવા, અને ઘણીવાર તો કંપનીના માણસ સિવાય બીજા કોઇને પોતાનો માલ વેચવાની ધૃષ્ટતા બતાવવા ખાતર પણ વણકરોનાં ઠામઠીકરાં જપ્ત કરવામાં આવતાં. "દંડ, જેલ, ફટકા પરાણે લેવાતા મુચરકા વગેરે વિધવિધ પ્રકારની અસંખ્ય સખ્તાઇઓ કરી કંપનીના આડતિયાઓ અને ગુમાસ્તાઓ દેશમાં રોજ જે કાળો કેર વર્તાવી રહ્યા હતા, અને જેને પરિણામે દેશમાં વણકરની વસ્તી એકદમ ઘટી ગઇ હતી," તેની વિરુદ્ધ બોલ્ટ્સે પોતાનો અણગમો જાહેર કર્યો હતો. કંપનીના વેપારીના હાલ પણ વણકર જેવા જ થયા હતા. યૂરોપના પહોળા પનાનું કપડું કંપનીના ભાવે બજારમાં સરળતાથી ન વેચી શકાય તેવું હોય તો પણ, વેપારીઓને તે ખરીદવાની તથા તે હિંદી બજારોમાં દાખલ કરવાની ફરજ પાડવામાં આવતી હતી.

વારંવાર કંપનીના વેપારીઓની હાજરી કેવી રીતે લેવાતી અને તેઓને જેલનો ડર બતાવીને, જીવલેણ કરારો તેમની પાસે કેવી રીતે કરાવી લેવામાં આવતા તેનો તાદૃશ ચિતાર 'જુના કાળનું મદ્રાસ' નામના પોતાના પુસ્તકમાં ટ્રૂલબોય જે, વ્હીલરે જુદે જુદે સ્થળે આપેલું છે.* પોતાનો સ્વાર્થ સુધારવા કંપનીએ સખ્તાઇનો છડેચોક અને છૂટેહાથે ઉપયોગ કર્યો હતો.

## કંપનીની કાર્યપદ્ધતિ

પોતાના રાજ્યમાં તેમ જ પાડોશી રાજ્યમાં દેશપરદેશ સાથેના સુતરાઉ કાપડના વેપારનો કુલ અખત્યાર લેવા કંપનીએ શી શી રીતો

---

* બંગાળાના નવાબે ૧૬૭૨ના માર્ચ માસમાં કાગળ લખી ફરિયાદ કરી હતી કે રૈયત કે વેપારીની ચીજ કે માલના, રૂપિયાના ચાર આના આપી કંપનીના આડતિયાઓ ધરાર ઉઠાવી જાય છે, અને રૂપિયાની કિંમતના પાંચ રૂપિયા તેઓ જોર જુલમ કરીને, મારપીટ કરીને રૈયત પાસેથી કઢાવે છે.

અજમાવી હતી તેનો ખ્યાલ અત્યાર સુધી જે વર્ણન કરવામાં આવ્યું છે તે પરથી આપણને સહેજે આવી જાય છે. ટૂંકમાં તે રીતો નીચે પ્રમાણે હતી.

(૧) ખુદ ગવર્નરના પરવાના સિવાય કોઇ પણ માલ ખરીદવા કે માલ પૂરો પાડવા, વેપારીઓ પોતાના ગુમાસ્તાઓને અંદરના પ્રદેશમાં ન જ મોકલી શકે એવા સખત હુકમો છોડવામાં આવ્યા હતા, ત્યારે બીજી બાજુ કંપનીના ગુમાસ્તાઓ આખાયે દેશમાં ચારેકોર નિરંકુશપણે ફરી અસંખ્ય જુલમો ગુજારી રહ્યા હતા.

(૨) વણકરો પાસેથી ગુમાસ્તાઓએ પરાણે મુચરકા લખાવી લીધેલા હોવાથી, કંપનીની મુનસફી પ્રમાણે ઠરાવેલા ભાવે કંપનીના માણસોને જ માલ પૂરો પાડ્યા સિવાય વણકરોને એકે આરો નહોતો.

(૩) દંડ, ફટકા અને બીજી સજાઓ વણકર પર લાદવામાં આવતી.

(૪) ખાનગી વેપારી અને વણકર, બન્ને પાસેથી માલ પરાણે ઝૂંટાવી લેવામાં આવતો.

(૫) દેશમાં વેપાર કરનાર ખાનગી વેપારીઓ પર ભારે મુલ્કી જકાત નાખવામાં આવતી હતી.

આ બધાનું પરિણામ એ આવ્યું છે કે વરસોનાં વરસો સુધી દેશી ઉદ્યોગધંધા અને કારીગરીને ગુંગળાવી નાખે તેવા દાબ મૂકાયા, અને બિચારા વણકરોને ઘણી જ ઓછી રોજીએ, માત્ર કંપની માટે જ કામ કરવાની ફરજ પડતી. આવી અસહ્ય ગુલામીભરેલી સ્થિતિમાં રહેવા કરતાં પોતાનો બાપીકો ધંધો છોડી, જીવનનિર્વાહ માટે બીજો કોઈ પણ હાથ આવે એવો ધંધો કરી લેવાનું તેઓ વધારે પસંદ કરતા. એક જ દાખલો લઇએ. મી૦ બોલ્ટ્સ સાક્ષી પૂરે છે કે "જંગલકુરીની આસપાસ આવેલાં પરગણાંમાં જુલમ શરૂ થવાથી એકીસાથે ૭૦૦ વણકર કુટુંબો પોતાનાં ઘરબાર અને ધંધાપાણી છોડીને જતાં રહ્યાં છે." નગોડજાતના રેશમનાં કોકડાં ભરનારાઓએ તેઓની પાસેથી બળાત્કારે કામ ન કરાવવામાં આવે તે ખાતર પોતાના અંગુઠા કાપી નાખ્યા હતા એનો ઉલ્લેખ પણ મી. બોલ્ટ્સે કરેલ છે. બંગાળામાં ચારેકોર વેપાર ધમ-

ઘોકાર ચાલતો હોવાથી જુલમની અસર ત્યાં પણ કમકમાટી ઉપજાવે તેટલી ઊંડી પહોંચી હતી. ૧૭૬૭ના માર્ચની ૧૭ મી તારિખના કાગળમાં બંગાળના ગવર્નર હેરી વરલેસ્ટ 'વણકરોની તંગી'ની નોંધ લેતાં જણાવે છે: "આ બીના દેશમાં સર્વત્ર ચાલી રહેલ અંધાધુંધી અને અરાજકતાને આભારી છે, કે હિંદનાં સર્વ બંદરો પર ચાલી રહેલી વ્યાપારની સર્વ-સામાન્ય મંદીને આભારી છે, એ કહી શકાય નહિ. પણ એટલું તો ચોક્કસ છે કે વણકરોની ઘણી મોટી સંખ્યા પોતાના ધંધાને હમેશને માટે તિલાંજલિ આપી જીવનનિર્વાહ માટે, કોઇ ઓછા જોખમી ધંધા શોધવા ફાંફાં મારે છે" દહાડે દહાડે વધતી જતી હાડમારી અને હેરાનગતિને લીધે ઘણે સ્થળે આખી બજારોને બજારો ઉજ્જડ થઇ ગઇ હતી. જોહુકમી અને જુલમને કારણે કેટલાક વિભાગોમાં તો ગૃહઉદ્યોગો પૂરેપૂરા અસ્તવ્યસ્ત થઇ ગયા હતા.

### હાથકંતામણ અને હાથવણાટ ૧૮૦૦ થી ૧૮૦૫

તેમ છતાં હિંદના મુખ્ય ગૃહઉદ્યોગ તરીકે કંતામણ અને વણાટ જ ગણાતા હતા. આ ધંધાઓ તૂટ્યા નહોતા, એટલુંજ નહિ પણ દેશના કેટલાક ભાગોમાં તો પૂર્વે કદી ખીલ્યા નહોતા તેટલા આ ગાળા દરમિયાન ખીલી આબાદ થયા હતા. ૧૭૮૨ માં લખતાં જનરલ ઑર્મ પોતાનો અનુભવ ટાંકે છે કે **કોરોમંડળના કિનારા પર અને બંગાળા પ્રાંતમાં, ધોરી રાજમાર્ગથી કે વેપારના મુખ્ય મથકથી થોડે દૂર ગયા પછી એવું એક પણ ગામડું નજરે ચડવું મુશ્કેલ છે કે જ્યાં બાળકથી માંડીને ઘરડા ડોસા સુધી નાનુંમોટું દરેક માણસ કાપડ બનાવવાની કોઇને કોઇ ક્રિયામાં રોકાયું ન હોય.** તે લખે છે કે "હાલ આ પ્રાંત (ઉત્તર સરકાર) નો સૌથી મોટો વિભાગ, આ એકમાત્ર ઉદ્યોગપર નભી રહ્યો છે. વિશેષ નોંધવા જેવું તો એ છે કે જે જિલ્લામાં જમાના થયાં બાપ પાસેથી દીકરાના હાથમાં એમ વંશપરંપરાથી આ હુન્નર ઊતરી આવે છે તે જિલ્લામાં તો ખાસ જાતનાં કાપડ તૈયાર થાય છે. કારીગરીની સોળે કળા ખીલવવામાં ઉપરના રિવાજે જ મોટો ભાગ ભજવ્યો હોવો જોઇએ." જનરલ ઑર્મની માન્યતા પ્રમાણે હિંદુસ્તાનની અર્ધી વસ્તીનો નિભાવ સતરાઉ કાપડપર ચાલતો હતો. "માણસને કામે લગાડી શકાય તેવા હળવામાં હળવા ધંધા તો કંતામણ અને વણાટના જ હતા. અને આ

ધંધા સિવાય બીજું કાંઇ પણ કરનારાની સંખ્યા દહાડે દહાડે વધ્યે જતી હતી. વણકરો પોતાનું કામ ખુલ્લામાં બેસીને કરતા; સાળને લગતી તમામ ક્રિયાઓમાં ધણિયાણીની તથા કુટુંબની સહેજે મદદ મળતી હોવાથી લોકોનું વલણ કાપડના ધંધા પર વિશેષ દોરાતું હતું. હિંદુઓમાં વણકરનો ધંધો હલકી જાતનો ગણાતો નથી. વણકરની જાત લહિયા (કાયસ્થ) થી ઊતરતી અને બધાય કારીગરોથી ચડિયાતી ગણાતી. પોતાના ધંધા સાથે સીધો સંબંધ ધરાવતી મજૂરી સિવાયના બીજા કામમાં વણકર પડતો કે તેનો જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવામાં આવતો." જ્યારે વણાટનો ધંધો ભારે વખણાતો અને તે ભારે ધમધોકાર ચાલતો ત્યારે રેંટિયાનો પ્રચાર પણ સાર્વત્રિક થયો હતો.

## ડૉ. બુકાનનની તપાસ

આપણે સદ્ભાગ્યે ૧૮૦૬ થી ૧૮૧૦ સુધી ડૉ. બુકાનને કરેલી દેશની આર્થિક સ્થિતિની સવિસ્તર તપાસ, જેમાં મ્હૈસુર, કાનડા અને મલબાર જેવા દક્ષિણ હિંદના મોટા પ્રાંતો, તથા બંગાળા* અને બિહારના પ્રાંતોનો સમાવેશ થયેલો છે, તે આપણી પાસે મોજુદ છે. ઉત્તર હિંદમાં ડૉ. બુકાનને કરેલી આંકડાવાર તપાસ પરથી તૈયાર કરેલું નીચેનું કોષ્ટક જોવાથી ત્યાંની ખાસ વિશેષતા આપણને માલમ પડે છે.

---

* ૧૮૦૫ માં બંગાળામાં વેપાર સબંધી પૂર્વ જોડેના વેપાર પર લખેલા ડૉ. મિલબર્નના ગ્રંથો કિંમતી માહિતી પૂરી પાડે છે. ઉત્તર હિંદમાં ઠેરઠેર ઘણા મોટા જથ્થામાં નીચેની જાતનું કાપડ બનતું હતું.

| કાપડની જાત | પેદાશનાં સ્થળો |
|---|---|
| **બાસ્તા—** | પટના, ટાંડા, ચિત્તાગાંગ, અલાહાબાદ, બીરભૂમ, કોયરાબાદ લૂકાપોર. |
| **કોસિયા—** | પટના, ટાંડા, પ્રયાગ, હુરીયલ, શાન્તિપુર, મહુ અને લખનૌ |
| **ડોરિયા—** | ચંદ્રકોણા, ટાંડા, ઢાકા, શાન્તિપુર, હરિપાલ. |
| **માસુડિયા—** | ટાંડા, પ્રયાગ, કોરિયાબાદ, જોહાના, લખનૌ. |
| **મલમલ—** | ઢાકા, પટના, શાન્તિપુર, ગાઝીપુર, મીદનાપુર, કોસી, મોલ્ડા |
| **સણીયા—** | ટાંડા, પ્રયાગ, કોહાના, મહુ, બાલાસોર. |
| **ટેરીન્ડમ—** | ઢાકા, શાન્તિપુર, કાસમબાદ, બુદાવલ અને હરિપાલ. |

| જીલ્લો. | વસ્તી | કાંતનારની સંખ્યા | સૂતરની કુલ કિંમત રૂ. | કાંતનારની વાર્ષિક સરાસરી કમાઈ રૂ. આ. | પીંજારાની વાર્ષિક સરાસરી કમાઇ રૂ. | હાથસાળની સંખ્યા | તૈયાર થયેલ કાપડની કિંમત રૂ. | સાળ દીઠ વાર્ષિક કમાઇ. રૂ. |
|---|---|---|---|---|---|---|---|---|
| પટના. | ૩૩,૬૪૯હજાર | ૩.૨૦ હજાર. | ૨૩,૬૭હજાર | ૩–૪ | ૩૬ ( આખા કુટુંબની કમાણી) | ૨૧,૫૨૨ | ૨૪.૩૮હજાર (જાડી ખાદી જ બનતી) | ૨૮ થી ૫૮ |
| શાહબાદ. | ૧૪,૧૯ ,, | ૧,૫૯ ,, | ૧૨,૫૦ ,, | ૧–૮ | ,, | ૮,૭૭૮ | ૧૬,૩૪ ,, | ૪૮ થી ૫૩ |
| ભાગલપુર | ૨૦,૨૦ ,, | ૧,૬૦ ,, (ઘણોજઓછો અડસટ્ટો) | ૫,૯૪ ,, | ૪–૦ | — | ૭,૨૭૯ | ૮,૩૨ ,, | ૩૨ |
| ગોરખપુર | ૧૯,૮૯ ,, | ૧,૭૫ ,, | ૧૧,૦૬ ,, | ૨–૮ | — | ૬,૧૧૪ | ૫,૨૨ ,, | ૨૩ થી ૩૬ |
| દીનાજપુર. | — | — | ૧૧,૬૫ ,, | — | — | — | ૧,૦૦ ,, | ૩૬ થી ૪૦ |
| પુર્ણીઆ અને | ૨૯,૦૪ ,, | — | — | ૩ થી ૯ રૂ. ( અહીં ઝીણું સૂતર કંતાતું હતું ) | — | ૩,૫૦૦ (ઝીણા કપડા માટે જ આ સાળોવપરાતી) | ૧૩,૦૦ ,, | — |
| રંગપુર | ૨૭,૩૫ ,, | — | — | | — | | — | — |

ડૉ. બુકાનને કરેલી દક્ષિણ હિંદની તપાસમાં સંપૂર્ણ વિગતવાર આંકડાઓ મળતા નથી. પણ જે જે વસ્તુની તેણે નોંધ લીધી છે તે

ઉપરનો બધોય માલ હિંદુસ્તાનના સર્વ ભાગોમાં જતો અને તદુપરાંત અમેરિકા અને યૂરપમાં પણ બધી જગ્યાએ મોકલવામાં આવતો હતો. વ્યાપારનો વિસ્તાર કેટલો બધો વધી ગયો હતો તે નીચેના કોઠા પરથી સ્હેજે ખ્યાલ આવે છે.

**૧૮૦૫ની સાલમાં**

| | બંગાળાનો વેપાર નીચેની જગ્યાએ ચાલતો | આયાત– મુખ્યત્વે નગદ સોનું રૂપુંજ આવતું સીક્કા રૂ. | નીકાસ કાપડ સીક્કા રૂ. |
|---|---|---|---|
| ૧ | લંડન | ૬૭,૭૨૨ | ૩,૩૧,૫૫૨ |
| ૨ | ડેન્માર્ક | ૨,૧૩૫ | ૩,૩૭,૬૩૩ |
| ૩ | લીસ્બન | | ૧૨,૧૪,૩૫૩ |
| ૪ | યુનાઇટેડ-સ્ટેટસ અમેરિકા | ૨૫,૦૯૬ | ૪૭,૬૩,૧૩૨ |
| ૫ | સીલોન | | ૧,૦૩,૯૪૪ |
| ૬ | સુમાત્રા | | ૮૫,૦૮૯ |
| ૭ | કોરોમંડળનો કિનારો | ૧,૧૫,૩૯૦ | ૪,૦૭,૯૪૨ |
| | | | (મુખ્યત્વે માલ જ ચડતો) |
| ૮ | ઇરાની અખાત અને અરબસ્તાન | | ૮,૪૫,૭૮૮ |
| ૯ | પેગુ | | ૮૨,૨૫૪ |
| ૧૦ | પૂલોપેનાગ અને અન્ય પૂર્વ દેશોમાં | | ૮,૧૬,૬૧૨ |
| ૧૧ | બટેવીઆ | | ૬,૧૫,૯૯૬ |
| ૧૨ | ચીન | ૧,૨૨,૧૨૭ | ૩,૩૯,૪૭૬ |

(ચીનમાં ૨૮,૭૪,૬૧૬ રૂપિઆનું રૂ ચડયું હતું)

પરથી એટલું તો બેધડક કહી શકાય કે દેશમાં કાંતનારા અને વણકરો ચારેકોર ફેલાયલા હતા. પણ દક્ષિણ હિંદની પરિસ્થિતિની ચર્ચા કરીએ તે પહેલાં કોઠામાં દર્શાવેલ ઉદ્યોગ ધંધાની હાલત વિષે જરા વિશેષ વિવેચન કરીએ તો ઠીક ગણાશે.

વસ્તીનાં દરેક દસ પુરુષ સ્ત્રી અને બાળક દીઠ ઓછામાં ઓછો એક રેંટિયો ચાલતો હતો એ તો દીવા જેવું સ્પષ્ટ દેખાય છે. અને જો આપણે માત્ર પુખ્ત ઉમરનાં માણસોની જ ગણતરી કરીએ તો રેંટિયાનું પ્રમાણ આના કરતાં યે વધારે આવે. ઘણાં ખરાં કુટુંબો કદાચ એક પણ અપવાદ સિવાય, નવરાશના વખતમાં ગૃહઉદ્યોગ તરીકે રેંટિયો ચલાવતાં, અને તેની કમાણીથી ખેતી કે બીજી આવકમાં બરકત રહેતી. રેંટિયાને લીધે કુટુંબને કાંઇ નાનીસૂની રાહત નહોતી મળતી. કારણ કે દર ત્રાકે વરસે ૨ થી ૪ રૂપિયા સહેજે મળતા. તે વખતના બે ચાર રૂપિયા આજના ૧૦ થી ૨૦ રૂપિયા જેટલા ગણી શકાય.* આખોય વખત રેંટિયો કાંત્યા કરે એવા કાંતનારાની સંખ્યા તો ગણીગાંઠી જ હતી. દિનાજપુર અને રંગપુર જેવા જિલ્લામાં, સવારથી સાંજ સુધી રેંટિયામાં જે રચ્યાપચ્યા રહેતા તેઓ મહિને ૧૧$\frac{1}{2}$ થી ૧૨ આના યા વરસે આશરે ૯ રૂપિયા અને આજના બજાર ભાવે વરસે લગભગ ૪૫ રૂપિયા કમાતા. પરંતુ સામાન્ય પ્રથા એવી હતી કે જ્યારે કંઇ પણ કામ ન હોય ત્યારે સ્ત્રીઓ રેંટિયો ચલાવતી, પોતાના ખેતરમાં ઊગાડેલું રૂ, કે અઠવાડિયે ગુજરી કે હાટ ભરાય ત્યાં જઇ ખરીદેલું રૂ બ્હેનો ગામના જ પીંજારા પાસે પીંજાવી લેતી. પીંજારાને રોકડા પૈસા અને કેટલીકવાર દાણા આપવામાં આવતા. દહાડામાં પીંજારો ૪$\frac{1}{2}$ શેર પોલ તૈયાર કરી આપતો, અને તે બદલ તેને ૬$\frac{3}{4}$ શેર દાણા મળતા. બેનમૂન કાંતવા માટે, આજ-કાલ કાંતનારા જે જાતનું નાનું કામઠું વાપરે છે તેવાજ કામઠાપર બ્હેનો હાથે પીંજી લેતી. ×

---

* આજે ય ઘણાંખરાં ખાદીનાં મથકોમાં બહેનોની વાર્ષિક કમાણી પહેલાં જેટલી જ થાય છે.

× સર્વોત્કૃષ્ટ કાંતનાર તરીકે ખ્યાતિ મેળવનાર પૂર્ણિયા જિલ્લાની બ્હેનો તકલીપર જ કાંતતી.

ઘણેખરે સ્થળે પીંજારાનું કામ મુસલમાન યા હલકા વર્ણના હિંદુઓ કરતા. છૂટક રૂ વેચનારા, પીંજારા અને લોઢનારા સહિત, કાંતનારાની સંખ્યા વસ્તીના સાતમા ભાગ જેટલી થતી હતી. વણકરોની જોડે તેમનાં કુટુંબોની પણ ગણતરી કરીએ તો તેમની વસ્તી પણ કાંઈ ઓછી નહોતી. દેશભરમાં વણાટ જેવો એકે ધીકતો ધંધો ચાલતો નહોતો. અને જો વણાટ સાથે ભરતના, રંગવાના છીપાના જેવા એક જ જાતના ઉપધંધા—જે ડૉ. બુકાનનના કહેવા પ્રમાણે સર્વ સામાન્ય થઇ પડ્યા હતા, અને જેમાં સારી પેઠે કમાણી થતી હતી—ગણી લેવામાં આવે તો વસ્તીનો ઓછામાં ઓછો ૧ ટકા ઉપરનાં કામો પર નભતો હતો એમ નિઃશંકપણે કહી શકાય. વણકરને સારી રોજી મળતી. અને જ્યારે તે આખો યે દિવસ કામ કરતો ત્યારે વરસ દહાડે ૧૦૮$\frac{3}{4}$ રૂ. એટલે આજના હિસાબે ૫૪૦ થી ૫૫૦ રૂ. જેટલું પાડી લેતો. વણકરોમાંના કેટલાક ખેતીનું યે કામ કરનારા હતા. તેઓ ખેડુત હતા અને વરસની મંદીની મોસમમાં આડ ધંધા તરીકે વણાટ કરતા. દિનાજપુર જિલ્લાનું વર્ણન કરતાં ડૉ. બુકાનન કહે છે; "હિંદુ તેમજ મુસલમાન બન્ને કોમના ઘણા ખેડૂતો પોતાના ઘરમાં એક સાળ રાખે છે, અને નવરાશ મળ્યે પુરુષો અને સ્ત્રીઓ બન્ને સાળ ચલાવી, ગાઝી, ગોરા અને એવી જ બીજી જાતની જાડી ટકાઉ ખાદી બનાવે છે." જે વણકરો રોજ લઇને કામ કરતા તેનું જીવન પણ સારી રીતે ચાલતું, તેમને કોઇ વાતની કમી નહોતી. રફતેરફતે કંપનીના આડતિયાઓ તેમના પર દાબ જમાવતા ગયા અને અગાઉથી નાણાં ધીરવાની પદ્ધતિ દાખલ કરીને તેઓને ગુલામીની બેડીમાં જકડતા ગયા; અગાઉથી નાણાં ધીરવાની પદ્ધતિથી સાળવી સમાજના અંગેઅંગમાં એટલી બધી બૂરી અસર પહોંચી ગઇ હતી કે એના પર ડૉ. બૂકાનન જેવા વિચક્ષણ માણસનું ધ્યાન ગયા વિના રહે જ નહિ. ઠેર ઠેર તેણે એકની એક જ વસ્તુ જોઈ, કે જે વણકર કંપનીનાં અગાઉથી નાણાં લીધેલાં હોવાથી કંપનીના આડતિયા કે દલાલનું જ કામ કરતા તેના કરતાં સ્વતંત્ર રહીને પોતાના જોખમે કામ કરનાર તેના પાડોશી જાતભાઇ વણકર સુખી હતા. ડૉ. બુકાનન કહે છે: "એટલું તો નિઃસંદેહપણે કહી શકાય કે અગાઉથી નાણાં ધીરવાની પ્રથા જ ખેડુત અને કારીગરો બન્નેનાં નખોદ વાળનારી નીવડી છે. કારણ કે

માણસજાતનું વલણ સામાન્ય રીતે ઊડાઊપણા તરફ હોય છે, તેમના હાથમાં કદી પૈસા જ એકઠા ન થવા દેવાની આ આબાદ રીત છે. આવી બચંત રકમને અભાવે તેઓ કદિ પણ જરાયે સ્વાતંત્ર્ય કે સુખ-સગવડ ભોગવી શકે એવું રહેતું જ નથી." તેઓ પોતાના હાથમાં કદી મૂડી જોવા જ પામતા નહિ અને તેને લીધે તેઓ પરતંત્ર થઇ જાય છે, એ વાત આપણે જવા દઇએ તોપણ એટલું તો કહેવાનું રહે જ છે કે આ પ્રથાએ, કરકસર યાતો ત્રેવડ પ્રમાણે કામ કરવાની આવડતના ગુણો તો કારીગરવર્ગમાંથી જડમૂળથી નાશ કર્યા હતા. તદુપરાંત કંપનીના માણસોએ ઠરાવેલી કિંમત મંજૂર રાખવામાં, અને માલ પૂરા પાડવામાં યે અનેક પ્રકારની બીજી વ્યવહારૂ મુશ્કેલીઓ નડતી.* દાખલા તરીકે બુકાનન કહે છે કે માલ્ડામાં કંપનીના આડતિયાએ કેટલીક સાળો રાખી હતી; અને સાળ પર કામ કરનારાઓને અગાઉથી નાણાં ધીરવામાં આવ્યાં હતાં, તેમ છતાં આખરે વણકરોને અનહદ સોસવું પડયું હતું, અને તેઓનાં ઘર ભાંગવા લાગ્યાં હતાં. અગાઉથી પૈસા લેવાના રિવાજને લીધે ઘણાખરા વણકરો એટલા બધા કરજમાં ડૂબી ગયા હતા કે જન્મારાભર મથે તોપણ તેમાંથી તરીને બહાર આવવું તેમને માટે ઘણું જ કપરૂં થઇ પડયું હતું.

આવી મુશ્કેલીઓની સામે ટક્કર મારીને "કાપડનો ઉદ્યોગ બીજા કોઇ પણ ઉદ્યોગ કરતાં વધારે ધમધોકાર ચાલતો હતો. કાપડનો ઉદ્યોગ પ્રમાણમાં વધારે મહત્વનો અને વધારે સ્થિર લેખાતો. કારણ ઘણું ખરૂં કાપડ તો જ્યાં બનતું ત્યાંજ ખપી જતું. અને પરદેશ સાથે તો વેપાર એકદમ સદંતર બંધ થઈ ગયો હોત તોયે વણકરોને આર્થિક નુકશાન વેઠવું ન પડત. કારણ કે દેશના ખપના બરનો માલ તૈયાર કરવામાં તે સુખેથી રોકાઈ શકે એમ હતું." ગુજરીને દહાડે કાપડ સામાન્ય રીતે રોકડેથી જ વેચાતું, તેથી કોઇપણ વખત વણકરને કામ નથી મળતું એવી બૂમ પડતી નહિ.

---

* વાંચનારને તો ખબર જ હશે કે જે જીલ્લાઓમાં વણકરો પર પારાવારનો અત્યાચાર કરવામાં આવ્યો હતો તેવા બંગાળાના કિનારાની લગોલગ આવેલ જીલ્લાઓની તો બુકાનને તપાસ જ કરી નહોતી.

## જીવનની રહેણીનું ધોરણ

જુદી જુદી કોટિનાં કુટુંબોના જીવનનિર્વાહનું અને તેમાંય ખાસ કરીને ખોરાક અને કપડાંનું કેટલું ખર્ચ થતું તે સંબંધી ડૉ. બુકાનને એકઠી કરેલી માહિતીનું અત્રે અવલોકન કરવું યોગ્ય થઈ પડશે. ડૉકટરે દીનાજપુર જીલ્લાનું જે પૃથક્કરણ કર્યું છે તે ઉત્તર હિંદના બીજા જિલ્લાઓને પણ થોડું ઘણું લાગુ પડી શકે તેવું છે. દિનાજપુર જિલ્લામાં ઓછામાં ઓછા ૭ પ્રકારનાં કુટુંબો, જુદી જુદી જાતની જીવનની રહેણીવાળાં રહેતાં હતાં. ડૉ. બુકાનના પૃથક્કરણ પરથી નીચેનો કોઠો બનાવવામાં આવેલો છે.

| સામાન્ય રીતે પાંચ માણસનું —કુટુંબ— | ખોરાકી ખર્ચ રૂ. આ. પા. | કપડાં ખર્ચ રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | ૩૩૪—૧૩—૦ | ૨૧૦—૦—૦ |
| ૨ | ૧૭૪—૦—૦ | ૭૨—૦—૦ |
| ૩ | ૧૨૮—૦—૦ | ૩૭—૮—૦ |
| ૪ | ૬૬—૦—૦ | ૧૭—૧૨—૦ |
| ૫ | ૩૦—૦—૦ | ૩—૬—૦ |
| ૬ | ૩૦—૧૦—૦ | ૨—૬—૦ |

છેલ્લા બે વર્ગોમાં કંગાલ ભૂખે મરતા દાડિયા અને અડબાઉ કારીગરોની ગણતરી કરવામાં આવેલી છે. પણ મધ્યમ વર્ગના અને ઉચ્ચ વર્ગના કારીગરો પાસે તો પુષ્કળ કપડાં રહેતાં, અને તેઓનાં કપડાં અને ભોજનખર્ચનું પ્રમાણ એક અને ત્રણનું આવતું. સામાન્ય રીતે, કાપડપર કુટુંબો—અને તેમાંયે ખાસ કરીને ગરીબ કુટુંબો—બહુ જ ઓછું ખર્ચ કરતાં કારણકે પોતપોતાના કુટુંબજોગું સૂતર તેઓ ઘરમાં જ તૈયાર કરીને પાડોશમાં જ વણાવી લેતાં.

## દક્ષિણ હિંદ અને મ્હૈસુર

દક્ષિણ હિંદમાં લગભગ ઉત્તર હિંદ જેવી જ પરિસ્થિતિ હતી. જો કાંઈ વિશેષ હોય તો, અહીં વેપાર વધારે ધીકતો ચાલતો, અને કાંતનારા તથા વણનારાની સંખ્યા અતિશય મોટી હતી. મ્હૈસુર પ્રાંતમાં

"નવરાશના વખતમાં મુખ્ય ધંધા તરીકે બ્રાહ્મણ સિવાયની અઢારે વર્ણની સ્ત્રીઓ રેંટિયો ચલાવતી." કોઈમ્બિટૂર જિલ્લા વિષે ડૉ. બુકાનને નોંધ કરેલી છે કે હલકા વર્ણની બધી સ્ત્રીઓ કુશળ કાંતનારી હતી, અને અંત્યજનું સૂતર સહેજે ઉત્કૃષ્ટ ગણાતું. દક્ષિણ હિંદમાં દર અઠવાડિયે ભરાતા બજારમાં સૂતર અને સૂતરાઉ કાપડનો મુખ્ય વેપાર ચાલતો. 'સીડેડ ડિસ્ટ્રિક્ટસ' અને તેનાથી પણ દૂરદૂરના દેશાવરથી વેપારીઓ રૂ વેચવા અને કાપડ ખરીદવા મ્હૈસૂર આવતા. રૂના વેપાર તથા કાપડની બનાવટનાં મુખ્ય મથકો તરીકે કોરોમાંડલનો આખો કાંઠો, ઉત્તર સરકાર તથા અંદરના ભાગમાં આવેલા સેલમ અને કોઈમ્બિટૂરના જિલ્લા પ્રખ્યાતિ પામ્યા હતા. વણકરોને બાનાના પૈસા આપનારા, તથા યૂરોપ ચડાવવા મલમલ, કેલીકો, પારાકલાસ અને બીજી તરેહનાં કાપડ ખરીદનારા કંપનીના દલાલો ઠેર ઠેર જોવામાં આવતા હતા. સાચે જ સેલમ અને કોઈમ્બિટૂરના કલેકટરનું મુખ્ય કામ જ પરદેશ ચડાવવા માલ ભેગો કરવાનું હોય એમ દેખાતું હતું.

એકંદરે જોતાં, દક્ષિણ હિંદુસ્તાનની સ્થિતિ—એક બે મહત્ત્વના તફાવત સિવાય—બંગાળા અને બિહારને મળતી આવતી હતી. દક્ષિણમાં 'ઊંચી કોમના અને ખાસ કરીને બ્રાહ્મણ વર્ગના પુરુષોને હાથમાં હળ લેવાનો જેટલો અણગમો હતો' તેટલો જ અણગમો તેમની સ્ત્રીઓને રેંટિયા પ્રત્યે હતો એમ જણાય છે. ત્યારે ઉત્તર હિંદમાં તો એકે વર્ણમાં કાંતવાનું કામ હલકુ ગણાતું નહિ. દક્ષિણમાં પણ કાંતનારને ઉત્તરહિંદ જેટલી જ રોજી મળતી. તેમનો કાંતવાનો વેગ, ઝીણા જાડા સુતર પ્રમાણે, કલાકે ૧૦૦ થી ૬૦૦ વારની વચ્ચે રહેતો. જ્યારે સૂતર ઘણું જ ઝીણું એટલે ઓછામાં ઓછા ૧૦૦ કરતાં વધારે નંબરનું હોય, ત્યારે કાંતનાર બાઇ આખા દહાડામાં ૮૪૦ વારની એક આંટીથી વિશેષ કાંતી શકતી નહિ. પણ જો સૂતર જાડું હોય તો કલાકના ૫૦૦ થી ૬૦૦ વારની ઝડપે ૦ાા શેર સહેજે કાઢી નાખતી, અને દહાડામાં ૧ાા આના-થી યે વધારે કમાઇ લેતી. કાંતવા પહેલાંની દરેક પૂર્વક્રિયા જેવી કે કપાસ લોઢવાની, રૂ સાફ કરવાની, પીંજવાની, દક્ષિણ હિંદની સ્ત્રીઓ પોતેજ હાથોહાથ કરી લેતી. બુકાનનની દક્ષિણ હિંદની નોંધમાં કોઇપણ સ્થળે પીંજારાનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. બંગાળા અને બિહારની માફક

પીંજણ કામ ધંધાની દૃષ્ટિએ કમાણીવાળું કે લોકપ્રિય અત્રે બન્યું નહિ હોય એવો પૂરો સંભવ છે. કાંતનારા જ પીંજારાનો પાઠ ભજવી લેતા હતા. બીજાં કોઇપણ સ્થળો કરતાં, દક્ષિણ હિંદમાં મલમલ અને બારીક કાપડ ખરીદનારને વધારે પરવડતું. મલમલ અને અત્યંત ઝીણા કાપડ સિવાયના તમામ જાતના કાપડની કિંમત ઉત્તર અને દક્ષિણ હિંદમાં સર્વત્ર એક સરખી જ રહેતી. બંગાળાના બાસ્તા અને કોઈંબિટૂરની ખાદી લગભગ સરખે ભાવે વેચાતી. દક્ષિણના જે પ્રાંતોની ડૉ. બુકાનને પ્રથમ મુલાકાત લઈ આર્થિક તપાસ ચલાવી હતી તેની સંપૂર્ણ આંકડાવાર માહિતી કમભાગ્યે તેના નિવેદનમાં મળતી નથી. પણ જે વસ્તુસ્થિતિનું સામાન્ય વર્ણન આવે છે તે પરથી એટલું નિર્વિવાદપણે કહી શકાય કે પરદેશી કાપડ કે પરદેશી સૂતરનો ગજ હિંદમાં જરા યે વાગ્યો નહોતો. પરદેશી સૂતરના નામ માત્રથી લોકો તદ્દન અપરિચિત હતા અને પરદેશી કાપડની માગ પણ શહેરોનાં ગણ્યાંગાંઠયાં ઘરો " સિવાય બીજે ક્યાંય થતી નહિ. *

---

* મીલબર્નના 'પૂર્વનો વ્યાપાર' નામના ગ્રંથ પરથી માલમ પડે છે કે ૧૭૯૨-૯૩ થી ૧૮૦૮-૯ સુધીનાં વરસોમાં મદ્રાસ બંદરેથી મુખ્ય નિકાસ કાપડની જ થતી હતી. પુલીકટના હાથ રૂમાલ, વેટાપલમના હાથ રૂમાલ, ભૂરૂં કાપડ, પંજામ કાપડ, સાડી, સલામપોર, પાલમપોર, છીંટ, કિતાબ મલમલ, મલમલના રૂમાલ, અને સર્વ પ્રકારનું જીંઘમ, વગેરે તરેહનાં કાપડ ઇંગ્લાંડ અને અમેરિકા ચડાવતાં હતાં.

મદ્રાસનો વેપાર ૧૮૦૫માં નીચે મુજબ ફેલાયો હતોઃ–

| ક્યાં ચડતું | કાપડની આયાત | કાપડની નિકાસ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| ૧ લંડન | ૧૩,૦૦૦ | ૧,૪૬,૮૧૧ |
| ૨ અમેરિકા, (યુનાઇટેડ સ્ટેટસ) | ૦ | ૧૨,૪૪,૪૯૪ |
| ૩ મુંબઇ | ૭૪,૭૪૯ | ૮૮,૫૭૦ |
| ૪ ઉત્તર સરકાર | ૧૯,૧૮૦ | ૫,૫૯,૧૪૬ |
| ૫ મલબાર કાંઠો | ૯૬,૯૦૫ | ૧,૦૫,૮૨૮ |
| ૬ બંગાળા | ૩,૩૭,૫૪૬ | ૮૯,૪૦૦ |
| ૭ પીનાંગ અને પૂર્વદેશો | ૦ | ૯,૨૫,૮૯૨ |

દુનિયાના બધા ભાગો સાથે રૂ, સૂતર અને કાપડનો વેપાર મદ્રાસે નીચે પ્રમાણે ખેડયો હતો:—

| વસ્તુ | આયાત | નિકાસ |
|---|---|---|
| | રૂા. | રૂા. |
| રૂ. | ૨,૫૧,૪૫૮ | ૧,૭૫,૪૧૬ |
| સૂતર | ૫૫,૧૧૪, | ૮, ૬૪૫ |
| કાપડ | ૨૦,૪૪,૫૮૨ | ૫૩,૬૬,૧૭૧ |

મદ્રાસમાં આયાત થતા કાપડમાં. પરદેશી કાપડ ઘણું જ નજીવું હતું—લગભગ બધું ય કાપડ ઉત્તરના પ્રાંતોમાંથી અને અંદરના પ્રદેશમાંથી મદ્રાસ આવતું હતું.

## બીનજરૂરી પરદેશી કાપડ

ડૉ. બુકાનનના કથનથી એટલું તો સ્પષ્ટ થાય જ છે કે તે વરસો દરમિયાન, બધી જ જાતના માણસોને નવરાશના વખતમાં થઇ શકે તેવો લાભદાયી ધંધો મળતો, અને જમીનના રસકસ ચૂસવા પાછળ ભારે પડાપડી થતી નહિ. હિંદની કારીગરી દુનિયામાં સર્વોત્તમ હોવાનો દાવો કરી શકતી હતી. ખુદ વૉરન હેસ્ટિંગ્સે. ૧૮૧૩ની પાર્લામેંન્ટની કમિટી સમક્ષ જુબાની આપતાં આ દાવો કબૂલ રાખ્યો હતો. તેથી બીજાં અનેક કારણો ઉપરાંત આ જ કારણસર યુરોપિયન વસ્તુનો ઊઠાવ હિંદમાં અમુક હદે તદ્દન રોકાઇ ગયો હતો. લોકોની જરૂરિયાત જેટલું તમામ કાપડ દેશમાં જ બનાવી દેશમાં જ વેચી નાખવામાં આવતું. હિંદી કાપડની અજબ સોંઘવારીથી પરદેશીઓ પણ છક થઈ ગયા હતા. તે સોંઘવારીને લીધે જ દેશી માલની હરિફાઇમાં પરદેશી કાપડનો પત્તો લાગતો નહિ. ઇંગ્લંડથી કેપ ઓફ ગુડ હોપની પૂર્વના દેશોમાં અને ખાસ કરીને હિંદમાં ૧૮૦૦ થી ૧૮૧૩ સુધીના વર્ષોમાં આવેલા માલના આંકડા જ સાબીત કરી આપે છે કે બ્રિટિશ કે પરદેશી માલનો હિંદમાં નહિ જેવો જ ભાવ પૂછાતો હતો.

| વર્ષ | આયાત થયેલા બ્રિટિશ માલની કિંમત પાઉંડ |
|---|---|
| ૧૮૦૦ | ૧૯,૫૭૫ |
| ૧૮૦૧ | ૨૧,૨૦૦ |
| ૧૮૦૨ | ૧૬,૧૯૧ |
| ૧૮૦૩ | ૨૭,૮૭૬ |
| ૧૮૦૪ | ૫,૯૩૬ |
| ૧૮૦૫ | ૩૧,૯૪૩ |
| ૧૮૦૬ | ૪૮,૫૨૫ |
| ૧૮૦૭ | ૬૯,૦૪૧ |
| ૧૮૦૮ | ૧,૧૮,૪૦૮ |
| ૧૮૦૯ | ૭૪,૬૯૫ |
| ૧૮૧૦ | ૧,૧૪,૬૪૯ |
| ૧૮૧૧ | ૧,૦૭,૩૦૬ |
| ૧૮૧૨ | ૧,૦૮,૮૨૪ |

૧૮૦૮ પછી જ પહેલીવાર હિંદમાં આયાત થતા બ્રિટિશ માલના આંકડાની રકમ લાખને આંકે પહોંચી હતી. હિંદુસ્તાનના કાપડનો નિકાસનો વેપાર ખરેખર એકદમ ગગડી ગયો હતો, અને ૧૮૦૦ થી ૧૮૨૬નાં વરસો દરમિયાન સરાસરી ૨૦૦૦ વધારે ગાંસડી ભાગ્યે જ પરદેશ ચડી હતી. હિંદી માલ પર સખત અટકાયત જકાતો નાખવામાં આવી હતી. અને તેથી દહાડે દહાડે વેપારની પડતી વધ્યે જતી હતી. તોપણ બ્રિટિશ માલનો હિંદમાં પ્રચાર કરવા તનતોડ સતત પ્રયત્ન થતા છતાં, તે માલનો પ્રચાર નહિ જેવો જ થયો હતો. પરદેશી સૂતરનો તો કોઇ ભાવ જ પૂછતું નહિ. ઠેઠ ૧૮૨૩ માં જ પહેલી વાર પરદેશી સૂતર હિંદમાં પેસી શકયું હતું.

## હિંદી માલ પર ભારે જકાતો

એ ભૂલાવું ન જોઇએ કે આ જ વરસો દરમિયાન ઇંગ્લંડના સૂતરાઉ કાપડની પેદાશમાં અતિશય ઝપાટાભેર પ્રગતિ થઇ રહી હતી. અઢારમી સદીના છઠ્ઠા અને સાતમા દાયકાના વરસોમાં લાગલાગટ થયેલી નવી વૈજ્ઞાનિક શોધો ( ૧૭૬૦માં ફટકા સાળ, ૧૭૬૪ માં કાંત-

વાની મિલ, ૧૭૬૫ માં સંચાસાળ, અને ૧૭૬૮ માં વરાળયંત્ર ) પ્રયોગકાળમાંથી પસાર થઈ ફતેહમંદ થઈ ચૂકી હતી અને હિંદમાંથી સોનાના ઢગલાઓ ઇંગ્લંડમાં ઠલવાઈ જે મૂડી એકત્ર થઇ હતી તે નાની મૂડીના પ્રભાવે નીવડેલ શોધોનો અમલ ઉદ્યોગધંધામાં શરૂ થઇ ચુકયો હતો. એવું કહેવાય છે કે હિંદમાંથી જો મૂડીનો આધાર ન મળ્યો હોત તો આવી મહાન નામચીન શોધો પણ કદાચ જમાનાના જમાના સુધી એમને એમ નકામી પડી રહેત. હિંદનું સંકટ એ ઇંગ્લંડને મોટામાં મોટો લાભ થઇ પડયો હતો, હિંદનું હાણ એ ઇંગ્લંડનું હસવું થઇ પડયું હતું. હિંદમાં કેમ જાણે રૂપિયાનાં ઝાડ ઊગતાં હોય તેમ હિંદમાંથી સાચે જ રૂપિયાનાં ઝાડો હલાવીને કંપનીના નોકરો છળકપટ અને બળજબરીથી મેળવેલા ધનભંડાર ઇંગ્લંડમાં વહેવડાવવા લાગ્યા હતા. અને તેને પરિણામે બ્રિટનની વ્યાપારી દુનિયામાં સાખ વધવાથી બ્રિટનના પગભર થતા ધંધાના દહાડા ચડતા થવા લાગ્યા હતા.

સાથે સાથે બ્રિટિશ કાપડ હિંદમાં ખપાવવા સતત પ્રયત્ન ચાલુ કરવામાં આવ્યા. નેપોલિયન બોનાપાર્ટે ઇંગ્લંડને ઘેરો ઘાલેલો હોવાથી અને યુરોપનાં બધાં બંદરોમાં બ્રિટિશ માલ જતો અટકાવેલો હોવાથી બ્રિટિશ વેપારીઓનો બધોય મદાર હિંદની બજાર પર બંધાયો. ઇંગ્લંડના કારખાનદારોનું ભલું કરવા ૧૮૧૩ માં પાર્લામેન્ટ તરફથી રીતસર તપાસ ચલાવવામાં આવી. વિલાયતી કાપડ હિંદમાં ખપશે કે કેમ તે સંબંધી હિંદની હાલતથી વાકેફગાર હોય એવા વૅારન હૅસ્ટિંગ્સથી માંડીને સર ટૅામસ મનરો સુધીના દરેક મશહુર રાજપુરુષની જુબાની લેવામાં આવી. પાર્લામેન્ટની સીલેકટ કમિટિ સમક્ષ પડેલી જુબાની પરથી સાબીત થયું કે **વિલાયતી અને હિંદી કાપડના ભાવમાં હાથી ઘોડા જેટલો અસાધારણ ફેર હોવાથી વિલાયતી કાપડ હિંદમાં વેચવાનો વિચાર જ અવ્યવહારૂ ગણાવો જોઇએ.** સર ટૅામસ મનરોએ કહ્યું, “એ તો માત્ર ઘરાકને પોસાવાનો સવાલ છે.” ઉમરાવોની કમિટિ સમક્ષ બોલતાં મિ. રૅાબર્ટ બ્રાઉને જણાવ્યું કે ઝીણી જાતના હિંદી કાપડને જકાત ભર્યા સિવાય જો બ્રિટનમાં આયાત કરવાની રજા આપવામાં આવશે તો, ચોક્કસ બ્રિટિશ માલને ઘણોજ ધક્કો લાગશે. અને જાડું હિંદી કાપડ બ્રિટનમાં આયાત થશે તો એ જાતના બ્રિટિશ કાપડને અસહ્ય ફટકો લાગશે. કારણ કે આ જાતનું કાપડ ઇંગ્લંડ કરતાં હિંદમાં ઘણા જ સસ્તા ભાવે

બને છે. મિ. રૉબર્ટ બ્રાઉનને પૂછવામાં આવ્યું કે "કારખાનામાં બનેલી બ્રિટિશ સફેદ કેલીકોના વારની કિંમતમાં અને આ જ જાતની અને એટલા જ પનાની હિંદી સફેદ કેલીકોની–કંપનીને છેલ્લા માર્ચના વેચાણમાં ઉપજેલ–કિંમતમાં કેટલો તફાવત રહે છે તે તમે કહી શકો ખરા?" તેણે જવાબ આપ્યો, "હમણાં મેં જે ગણતરી કરી છે તે પરથી મને ખબર પડી છે કે હિંદી માલની જાતનો અને તેટલા જ પનાનો માલ અહીંના કારખાનદારો પાસેથી ખરીદતાં ૩૦ થી ૬૦ ટકા મોંઘો પડે છે."

અંગ્રેજ કારખાનદારોને અચૂક નુકસાન વેઠવું પડે, તેથી બ્રિટિશ બજાર હિન્દી માલ માટે તો ખાસ જકાત નાખ્યા સિવાય કદી ખુલ્લાં ન જ મૂકી શકાય. હિન્દી માલ પર જે ભારે જકાતો લાદવામાં આવી હતી તે રદ કરવાની કોઇએ પણ હિમાયત ન કરી. કારણ કે એમ કરવા જતાં તે વખતે ઇંગ્લંડના ઉદ્યોગધંધાને દેવાળું કાઢવાનો વખત આવત. ૧૮૧૨ માં ઉમરાવની સભામાં બોલતાં લૉર્ડ વેલેસ્લીએ બધા વતી પોકાર ઊઠાવ્યો હતો કે "**જો બ્રિટિશ બજારમાં હિન્દી માલ જકાત ભર્યા સિવાય દાખલ થશે તો આપણા દેશના ઉદ્યોગધંધાનું નખોદ નીકળી** જશે. આપણા દેશના સૂતરાઉ કપડાંનું સ્થાન તે છીનવી લેશે. એટલુંજ નહિ પણ આપણાં ઘરમાંય હિન્દી કાપડ ઘુસી જશે." હિન્દુસ્તાનના જેવો માલ ઈંગ્લંડમાં બનાવતાં ૫૦ થી ૬૦ ટકા મોંઘો પડતો. ઇંગ્લંડમાં કેલીકોની આયાત અટકાવવા ૭૦ થી ૮૦ ટકા પ્રતિબંધક જકાત નાખવામાં આવી હતી. 'હોની સો હો ચુકી' કે 'જેમ છે તેમ ચાલવા દો' એવી નીતિ તે વખતે કોઇ સ્વીકારતા નહિ. પાછળથી જ્યારે બ્રિટિશ ઉદ્યોગધંધા મક્કમ અને નિર્ભય પાયા પર મૂકાઈ ગયા અને કોઇપણ માલની હરિફાઇ ન રહી ત્યારે જ ખુલ્લા વ્યાપારનો 'જેમ છે તેમ ચાલવા દો' સિદ્ધાંત રજુ થવા લાગ્યો. પણ આ વરસો દરમિયાન આ લૂંટારૂઓનાં, ચૂસી ખાનાર વેપારખોરોનાં લોભ અને લોલુપતા એટલાં વધી ગયાં હતાં કે હિન્દી બંદરોનાં દ્વાર કાંઇપણ જકાત ભર્યા સિવાય બ્રિટિશ માલ માટે બારેમાસ ખુલ્લાં રાખવામાં આવ્યાં હતાં.

આ એકપક્ષી જકાતના ધોરણને લીધે થતા હડહડતા અન્યાય જોઇને ઇતિહાસકાર વિલસનનો પિત્તો એટલો બધો ઉછળ્યો કે બ્રિટિશ

નીતિની સખત ઝાટકણી કાઢ્યા વિના તેનાથી રહેવાયું નહિ. આ રહ્યા એના શબ્દો:

"સ્વદેશી મોંઘી વસ્તુના રક્ષણાર્થે પરદેશી વસ્તુ પર ભારે જકાત ન નાખવી, અને પરદેશી વસ્તુ પર કોઈપણ જાતનો ચાંપ કે દાબ ન મૂકતાં તેની આયાત થવા દેવી, એવા અનિયંત્રિત ખુલ્લા વ્યાપારની નીતિ સર્વકાળે અને સર્વ સંજોગોમાં એકસરખી લાગુ પાડી શકાતી નથી. એનો આબાદ પૂરાવો હિન્દ સાથેના કાપડવેપારના ઇતિહાસ પરથી આપણને મળી આવે છે. આપણે પાનારે પડેલ હિન્દને કરેલા નુકસાનનો આ એક બહુ શોકજનક દાખલો છે. સને ૧૮૧૩ માં જ્યારે તપાસ થઇ તેમાં એવી જુબાની પડી હતી કે તે વખતે હિન્દુસ્તાનનો સૂતરાઉ અને રેશમી માલ ઇંગ્લંડમાં બનેલા તેવા માલની સરખામણીમાં બ્રિટિશ બજારમાં ૫૦ થી ૬૦ ટકા સોંઘો વેચી શકાતો. આ કારણથી હિન્દી માલ ઉપર ૬૦ થી ૮૦ ટકા જકાત નાંખીને અથવા તેને આવતો બિલકુલ અટકાવીને ઇંગ્લંડના માલનું રક્ષણ કરવું પડયું હતું. જો આમ ન ન કરવામાં આવ્યું હોત,—જો અટકાયતી જકાતો અને કાયદાઓ ન કરવામાં આવ્યા હોત—તો પેઝલી અને માંચેસ્ટરની મીલો શરૂ થતાંની સાથે જ બંધ થઇ જાત, અને પાછળથી વરાળની મદદથી પણ ભાગ્યે જ ચાલુ થઇ શકત. **હિન્દી કારીગરીને ભોંયભેગી કરીને એ મિલો ઊભી થઇ.** હિન્દ સ્વતંત્ર હોત તો તેણે આનું સાટું વાળ્યું હોત. બ્રિટિશ માલ પર અટકાયતી જકાતો નાંખી હોત અને પોતાની કારીગરીનો રોળ વળી જતો અટકાવ્યો હોત. આત્મરક્ષણ ખાતર આટલું કરવાની તેને છૂટ નહોતી, કારણ કે તે તો પરાધીન થઈ પડયું હતું."

સાચે જ, બળિયાના બે ભાગ અને મારે તેની તલવાર એવા સિદ્ધાંત પર ઇંગ્લંડની વ્યાપારનીતિ રચાઇ હતી. જકાતના અસમાન ધોરણ પર નિર્માણ થયેલા સ્વાર્થી વ્યાપારી સિદ્ધાંતો વિરુદ્ધ હિંદ માથું ઊંચું ન કરી શકયું. ૧૮૧૩ પછી કંપનીના ઇજારાની સનંદ રદ કરવામાં આવી, અને હિંદી વેપારનાં બારણાં બ્રિટિશ મહાજનો માટે ખુલ્લાં કરવામાં આવ્યાં. આયાતજકાત ઘટાડીને ર॥ ટકા જેટલી કરી નાખવામાં આવી, અને ઘણીખરી મુખ્ય ચીજો પર તો આયાત જકાત જ માફ કરી દેવામાં આવી. માલ પર નખાતા દાણના દરો

પણ ઘટાડવામાં આવ્યા, અને ઘણી ચીજો પરથી તો કાઢી પણ નખાયા. રૂ પર લેવાતી આંતરિક જકાત બંધ થઇ ગઇ ઇંગ્લંડ ચડતા રૂ પર એકે જાતનો કર ચડતો નહિ. જ્યારે એક બાજુ પરદેશીઓના સ્વાર્થ માટે આવી બાજી રમાઇ રહી હતી ત્યારે હિન્દી માલનો હિન્દમાંય ઉઠાવ ન થાય એવી એનેક જાતની આડખીલી નાખવામાં આવતી હતી. આવા અસમાન ઝઘડામાં બળિયો પક્ષ સહેલાઇથી ફાવી ગયો. અંગ્રેજ વ્યાપારી સાહસો ફતેહમંદ થયાં તેનું ખરૂં કારણ તેમની મોટી મૂડી કે ભારે ચાતુરી ન હોતી પણ હિન્દને પછાડી ઈંગ્લંડને ચડાવવાના ઉદ્દેશથી જે અસમાન જકાતનું ધોરણ ઠરાવવામાં આવ્યું હતું તેને લીધેજ અંગ્રેજો વેપારમાં ફાવી શકયા હતા.

સીલેકટ કમિટી સમક્ષ જુબાની આપનાર, કંપનીના શુભેચ્છક મી. રીચર્ડ્સે પણ આયાત થતા હિન્દી માલ પર નખાતા કરની અયોગ્યતા અને અન્યાય વિષે લખ્યું હતું: “વેપાર ખેડનાર હિંદી અને અંગ્રેજ બન્ને બ્રિટિશ રૈયત હોવા છતાં, હિંદમાં આયાત થતા બ્રિટિશ માલ પર અને બ્રિટનમાં આયાત થતા હિંદી માલ પર જે જુદી જુદી પદ્ધતિએ કરો લાદવામાં આવે છે તે જોતાં જ બે દેશ વચ્ચે રખાતો પક્ષપાત તરી આવે છે. જ્યારે બ્રિટિશ માલ કાંઇ પણ જકાત ભર્યા સિવાય હિન્દમાં દાખલ થાય છે, ત્યારે હિન્દી માલ પર ઇંગ્લંડમાં દાખલ થતાં સખત જકાત નાખવામાં આવે છે. રોજના ખપમાં આવે એવી કેટલીક સામાન્ય હિંદી વસ્તુઓ પર ૧૦૦ ટકાથી વધારે અને ૬૦૦ ટકા સુધી પણ જકાત નાખવામાં આવે છે. અને એકાદ વસ્તુ પર તો ૩૦૦૦ ટકા જેટલી યે જકાત ચડે છે.”

આ જકાતનું ધોરણ વખતોવખત બદલાયા કરતું. પણ જ્યાં સુધી હિંદનો પરદેશ સાથેનો વેપાર જડમૂળથી નાશ ન પામ્યો ત્યાં સુધી જકાત કાઢી નાખવામાં આવી નહોતી. જુદે જુદે સમયે જકાતનું ધોરણ કેવું રચાયું હતું તે જાણવા જેવું છે.

દર ૧૦૦ પાઉંડના માલ
પર લેવાતી જકાત

| વરસ | સફેદ કેલીકો | મલમલ અને નાનકીન | રંગીન અને છાપેલ માલ | બીજું સૂતરાઉ કાપડ કે જેનાપર બીજી રીતે જકાત નહોતી પડતી |
|---|---|---|---|---|
| | પા. શી. પે. | પા. શી. પે. | | |
| ૧૭૯૭ | ૧૮–૩–૦ | ૧૯-૧૬-૦ | આયાત બંધ | |
| ૧૭૯૮ | ૨૧–૨–૦ | ૨૨-૧૬-૦ | ,, | |
| ૧૭૯૯ | ૨૬–૯–૧ | ૩૦–૩–૯ | ,, | |
| ૧૮૦૨ | ૨૭–૧–૧ | ૩૦-૧૫-૯ | ,, | |
| ૧૮૦૩ | ૫૯–૧–૩ | ૩૦-૧૮-૯ | ,, | |
| ૧૮૦૪ | ૬૫-૧૨-૬ | ૩૪–૭–૬ | ,, | |
| ૧૮૦૫ | ૬૬-૧૮-૯ | ૩૫–૧–૩ | ,, | |
| ૧૮૦૬ | ૭૧–૬–૩ | ૩૭–૭–૧ | ,, | |
| ૧૮૦૯ | ૭૧-૧૩-૪ | ૩૭–૬–૮ | ,, | ૨૭–૬–૮ |
| ૧૮૧૨ | ૭૩–૦–૦ | ૩૭–૬–૮ | ,, | |
| ૧૮૧૩ | ૮૫–૨–૧ | ૪૪–૬–૮ | ,, | |
| ૧૮૧૪ | ૬૭-૧૦-૧ | ૩૭-૧૦-૦ | ,, | ૨૦–૦–૦ |

૧૮૨૫–૩૨ ૧૦ ટકા જકાત
અને જો રંગીન કાપડ હોય તો દર ચોરસ
વારે ૩½ ટકા વધારાની જકાત લેવાતી
૧૮૪૬ ૧૦ ટકાની જકાત રદ કરવામાં આવી

આયાત તથા નિકાસ થતા માલના આંકડા, જુદા જુદા સમયના જકાતના દર સાથે સરખાવવાથી હિન્દના ઉદ્યોગધંધાને દબાવીને બ્રિટિશ ઉદ્યોગધંધા કેમ ફાવી શક્યા તે તરત સમજાઇ જાય છે.

| વરસ | હિન્દથી નિકાસ થતાં થાન | જકાતના દર સો પાઉંડે | | બ્રિટનથી આયાત થતાં વાર |
|---|---|---|---|---|
| ૧૮૧૪ | ૧૨,૬૬,૬૦૮ | મલમલ પર | ૩૭ | ૮,૧૮,૨૦૮ |
| | | કેલીકો પર | ૬૭ | |
| | | બીજા માલ પર | ૨૭½ પા. ½ | |
| ૧૮૨૧ | ૫,૩૪,૪૯૫ | મલમલ પર | ૩૭ | ૧,૯૧,૩૮,૭૨૬ |
| | | કેલીકો પર | ૬૭½ | |
| | | બીજા માલ પર | ૫૦ | |
| ૧૮૨૮ | ૪,૨૨,૮૦૪ | ૧૦ પા. દાણ | | ૪,૨૮,૨૨,૦૭૭½ |
| ૧૮૩૫ | ૩,૦૬,૦૮૬ | ,, ,, ,, | | ૫,૧૭,૭૭,૨૭૭ |

હિન્દુસ્તાનમાં આયાત જકાત ૨½ ટકા

જ્યારે ખુલ્લા વ્યાપારના સિદ્ધાંત અનુસાર, બ્રિટિશ માલ હિન્દમાં દાખલ થઇ લગભગ બધી બજારોમાં ઊભરાવા લાગ્યો હતો, ત્યારે હિન્દી માલ પર ભારે પ્રતિબંધક જકાતો નાખી તેનો હિન્દમાંથી તેમ જ ઈંગ્લંડમાંથી પગ કાઢી નાખવામાં આવતો હતો. આખરે જ્યારે હિન્દનો પરદેશી વેપાર સદંતર બંધ થઇ ગયો અને બ્રિટિશ માલ બહુ જ સસ્તો થઇ ગયો ત્યારે જ ઉપરની જકાત હળવી કરવામાં આવી અને કેટલીક જણસો પરથી તદ્દન કાઢી નાખવામાં આવી.

## ૧૮૧૩ થી ૧૮૩૩ સુધીના વેપારની સ્થિતિ

સૂતરાઉ કાપડના વેપારને ઇંગ્લંડમાં ખાસ ઉત્તેજન મળવાથી અને વધારામાં તેને માટે હિન્દના દરવાજા તદ્દન ખુલ્લા થવાથી, ૧૮૧૩ થી તે વેપાર દહાડે દહાડે વધારે ને વધારે ખીલવા લાગ્યો હતો. ૧૮૧૩ થી ૧૮૩૩ સુધીનાં વરસો દરમિયાન (અસમાન કરના ધોરણવાળા કાળમાં) હિન્દનો પરદેશ સાથેનો વેપાર કેમ તૂટવા લાગ્યો. અને તે વેપાર યૂરોપના હાથમાં કેમ જવા લાગ્યો તે, હિન્દથી નિકાસ થતા સૂતરાઉ કાપડના આંકડા, અને યૂરોપથી હિન્દમાં આયાત થતા સૂતરાઉ માલના આંકડા જોવાથી જણાય છે.

| વરસ | હિંદથી નિકાસ થતું કાપડ | હિંદમાં આયાત થતું કાપડ | આયાત થતું સૂતર |
|---|---|---|---|
| ૧૯૧૩–૧૪ | ૫૨,૯૧ હજાર રૂ. | ૯૨ હજાર રૂ. | |
| ૧૯૧૪–૧૫ | ૮૪,૯૧ ,, ,, | ૪૫ ,, ,, | |
| ૧૯૧૫–૧૬ | ૧,૩૧,૫૧ ,, ,, | ૨,૬૮ ,, ,, | |
| ૧૯૧૬–૧૭ | ૧,૬૫,૯૪ ,, ,, | ૩,૧૮ ,, ,, | |
| ૧૯૧૭–૧૮ | ૧,૩૨,૭૨ ,, ,, | ૧૧,૨૨ ,, ,, | |
| ૧૯૧૮–૧૯ | ૧,૧૫,૨૭ ,, ,, | ૨૬,૫૮ ,, ,, | |
| ૧૯૧૯–૨૦ | ૯૦,૩૧ ,, ,, | ૧૫,૮૨ ,, ,, | |
| ૧૯૨૦–૨૧ | ૮૫,૪૧ ,, ,, | ૨૫,૬૦ ,, ,, | |
| ૧૯૨૧–૨૨ | ૭૬,૬૫ ,, ,, | ૪૬,૭૯ ,, ,, | |
| ૧૯૨૨–૨૩ | ૮૦,૯૦ ,, ,, | ૬૫,૮૨ ,, ,, | |
| ૧૯૨૩–૨૪ | ૫૮,૭૦ ,, ,, | ૩૭,૨૦ ,, ,, | |
| ૧૯૨૪–૨૫ | ૬૦,૧૭ ,, ,, | ૫૨,૯૭ ,, | |
| ૧૯૨૫–૨૬ | ૫૮,૩૫ ,, ,, | ૪૧,૨૪ ,, | ૧,૨૩ હજાર રૂ. |
| ૧૯૨૬–૨૭ | ૩૯,૪૮ ,, ,, | ૪૩,૪૬ ,, | ૭૫ ,, |
| ૧૯૨૭–૨૮ | ૨૮,૭૬ ,, | ૫૨,૫૩ ,, | ૮,૮૨ ,, |
| ૧૯૨૮–૨૯ | ૨૨,૨૩ ,, | ૭૯,૯૬ ,, | ૧૯,૧૧ ,, |
| ૧૯૨૯–૩૦ | ૬,૩૨ ,, | ૫૨,૧૬ ,, | ૫,૨૨ ,, |
| ૧૯૩૦–૩૧ | ૮,૫૭ ,, | ૬૦,૧૨ ,, | ૧૫,૫૫ ,, |
| ૧૯૩૧–૩૨ | ૮,૪૯ ,, | ૪૫,૬૪ ,, | ૩૧,૧૨ ,, |
| ૧૯૩૨–૩૩ | ૮,૨૨ ,, | ૪૨,૬૪ ,, | ૬૨,૮૫ ,, |

૧૮૩૩ માં તો હિન્દનો પરદેશી વેપાર તદ્દન નજીવો થઈ ગયો હતો. તે દરમિયાન બ્રિટિશ કાપડ અને બ્રિટિશ સૂતર હિન્દી બજારોમાં સારી પેઠે પહોંચી ગયું હતું, અને હિન્દની કેટલીક બજારો તેણે કાયમની સર પણ કરી લીધી હતી.

## ચાવડીના ત્રાસ

હિન્દનો પરદેશી વેપાર અન્યાયી રીતે મારી નાખવામાં આવ્યો, એટલું જ નહિ પણ હિન્દના બનતા ગામઠી માલ પર પણ ભારે મુલકી જકાતો અને તરેહતરેહના જુલમી કરો નાંખી ગૃહઉદ્યોગોને પણ ગુંગળવામાં આવ્યા હતા. નવાબ અને બીજા જાગીરદારોના રાજ્યમાં યે જકાતો તો લેવાતી. પણ એ જકાતનું સામાન્ય સ્વરૂપ ટોલના જેવું હતું. માલની કિંમત પર નહિ પણ–બળદ, ખચ્ચર કે ગાડા દીઠ–જકાતનો દર નક્કી કરવામાં આવતો. સામાન્ય રીતે જકાતના દર એટલા બધા ઓછા હતા કે કોઇને પણ દાણ ચોરી કરવાનું મન જ થતું નહિ. પાસ કાઢવાની તે વખતે પ્રથા જ નહોતી. તેથી કોઇપણ કારણસર માલની ચાવડી પર ઝડતી લેવાતી નહિ. મજલના અંતરના પ્રમાણમાં માલ પર કર નખાતો. અને જેમ વેપારી પંથ કાપતો જતો તેમ તેમ હપ્તે હપ્તે આ ટોલ પૂરેપૂરો વસુલ થઇ જતો. પણ બ્રિટિશ રાજ્યમાં આ પદ્ધતિ તદ્દન બદલી નાખવામાં આવી. નજીક કે દૂર ગમે ત્યાં જવું હોય તોપણ વેપારીએ અગાઉથી જ પૂરેપૂરી જકાત એકસામટી ભરી તેનો પાસ લેવો જોઇએ એવું ફરમાન કાઢવામાં આવ્યું હતું. (દૂરમાં દૂરના પ્રદેશમાં જતા માલ પર જેટલા કર લેવામાં આવતા તે બધાય કરોનો સરવાળો કરી ટોલનું ધોરણ ઠરાવવામાં આવ્યું હતું.) ટોલના સંગઠનને નામે જકાતના દરોમાં જબરદસ્ત વધારો કરાવી લેવામાં આવ્યો. પાર્લામેન્ટની સીલેક્ટ કમિટી આગળ જુબાની આપનાર મિ. રેન્કલીંગની ગણતરી પ્રમાણે, કેટલાક ભાગોમાં તો સૂતરાઉ કાપડ પર ૧૭$\frac{1}{2}$ ટકા જકાત ચડતી. ૫ ટકા કાચા માલ (રૂ) પર, ૭$\frac{1}{2}$ ટકા સૂતર પર, ૨$\frac{1}{2}$ ટકા તૈયાર માલ પર અને જો પરવાનો સફેદ કપડા માટે કઢાવ્યો હોય અને પછી માલ રંગાયો હોય તો વળી બીજા ૨$\frac{1}{2}$ ટકા ચોંટતા. જ્યાં જ્યાં વેપાર મોટા પાયા પર ચાલતો ત્યાં આવી છૂટી છૂટી જકાતોમાંથી બચવું અશક્ય હતું. કારણ ઘણે જ દૂરથી વસ્તુઓ નાના નાના જથ્થામાં વારંવાર મંગાવવી પડતી. રૂમાંથી કાપડ તૈયાર થાય તે દરમિયાન તેના પર ચાર વખત જકાત ચડતી. અને કાચો માલ લઇ જતી વખતે પાસ કઢાવતાં જે બોલી કરી હોય તે પ્રમાણે પાકો માલ તૈયાર ન થાય તો વળી વધારાનો ટોલવેરો ભરવો પડતો. વિશેષમાં ચાવડીમાં પરવાના લેવા જતાં વેપારીને ભારે

કનડગત અને હાડમારી વેઠવી પડતી; અધૂરામાં પૂરૂં આ પાસ પણ અમુક મુદત સુધી જ ચાલતો. અને તે સમય વીત્યા બાદ જો માલ ન વેચાયો હોય તો વેપારીને નવો પાસ કઢાવવો પડતો. માલની ચોકસાઇનો પાકો પૂરાવો આપ્યા સિવાય નવો પાસ આપવામાં આવતો નહિ. ઘણીખરી જગ્યાએ પાસ કઢાવવામાં ભારે માથાકૂટ અને લમણાઝીક થતી અને મુશ્કેલીઓ પણ વેઠવી પડતી. તેથી દાણચોરી કરવાની લાલચ વેપારીઓને હમેશ રહ્યાં કરતી.

દાણચોરી રોકવા અને પાસ પ્રમાણે જ માલ છે કે કેમ તેની તપાસ રાખવા ઠેરઠેર થાણાં નાખવામાં આવ્યાં હતાં. જો કે કાયદો તો એવો ઘડવામાં આવ્યો હતો કે ચાવડીથી ૪ માઇલથી વધારે દૂર એક પણ ચોકી બેસાડવામાં નહિ આવે. પણ એ કાયદાનો અમલ કરતી વખતે કાયદાને માળિયે ચઢાવવામાં આવતો; અને કેટલીકવાર તો ચાવડીના મથકથી ૬૦—૭૦ માઇલ દૂર એમ ચોકીઓ ચારેકોર પાથરી દેવામાં આવી હતી. જકાતદારો અને ચોકીદારો ગામડાંના વેપારીઓ પર એટલાં બધાં દુ:ખદાયક દબાણો મૂકતા અને નાના પ્રકારના જુલમ ગુજારતા કે કેટલીક જગ્યાએ તો વેપાર કરવો એ કેમ જાણે ગુન્હેગારનું કામ હોય એવી સ્થિતિ પેદા થઇ હતી. લાંચરૂશવતનું રાજ્ય તો સાર્વત્રિક થઇ ગયું હતું. અને ખાસ કરીને જે માલ પર ચાવડીની છાપની જરૂર પડતી, અને જે માલને નાની નાની અસંખ્ય ચોકીઓ વટાવવી પડતી, તેને તો રસ્તામાં વારંવાર અટકવું પડતું. હિંદની ચાવડીના તત્કાલીન વ્યવહારના પાકા અનુભવીઓ તો છડેચોક કહેતા કે જે કનડગત તથા લાંચ અને જુલમનો કેર બ્રિટિશ હિંદના પ્રાંતોમાં ગુજરતો તે ખરેખર રશિયા, કાબુલ, પેશાવર કે બોખારાના ત્રાસને પણ ભૂલાવી નાખે તેવો હતો. કંપની રૈયતે આ ટોલપદ્ધતિ વિરુદ્ધ ભારે પોકાર ઊઠાવ્યો હતો; પણ ગરીબડી પ્રજાની ધા કોણ સાંભળે? ઘણા ખાનદાન વેપારીઓને પણ જકાતખાતાના બે બદામના સિપાઇઓની દયા પર નભવાનું હોવાથી, ખાનગી વેપારીનો ધંધો જ અળખામણો અને શાખ વગરનો થઈ પડ્યો હતો એમ ખુદ સર ચાર્લ્સ ટ્રિવેલિયને પણ કબૂલ કર્યું છે. પાર્લામેન્ટ પર વખતો વખત અરજીઓ અને વિનંતિપત્રો મોકલવામાં આવેલા. છતાં ચાવડીનો જુલમ નિરંકુશપણે ચાલ્યાં જ કરતો. નજીવી આવકની ખાતર

રીતસર જુલમ ચલાવવાનું એક જંગીખાતું જ ચલાવવામાં આવતું હતું."

આવા કરો નાંખવામાં પ્રજાને જે હડહડતો અન્યાય ખમવો પડતો તેનું પ્રથમ દિગ્દર્શન ૧૮૨૫ માં હોલ્ટ મેકેન્ઝીએ એક યાદી તૈયાર કરીને કરાવ્યું હતું, અને પાછળથી ૧૮૩૫માં સર ચાર્લ્સ ટ્રિવેલિયન અને લૉર્ડ એલનબરોએ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને કરેલા રિપોર્ટમાં ચાવડીના જુલમનું વિશેષ પોગળ ઉઘાડું પાડયું હતું. આખરે ઠેઠ ૧૮૩૬ માં બંગાળામાં ૧૮૩૮ માં, મુંબઇમાં, ૧૮૪૪ માં મદ્રાસમાં અને ૧૮૪૭ માં બીજે બધી જગ્યાએ આ જુલમી ટોલવેરા વસુલ કરવાની પદ્ધતિ રદ થઈ.

## મુતર્ફા કર

"વણાટને લગતા હુન્નરધંધા કરનારા તમામ કારીગરો અને વેપારીઓ, ધાતુનું કામ કરનારા લુહાર, કંસારા, અને સોની જેવા સર્વ કારીગરો, કરના બોજાથી કચરાઇ રહેલા સર્વ દુકાનદારો, અને રસ્તે વેચનારા નાના ફેરિયા પર" વળી જે મુતર્ફા નામનો નોખો કર નખાતો હતો તે ૭ વરસ બાદ બંધ થયો. મુતર્ફા કર ઉઘરાવવાનો જેને પ્રત્યક્ષ અનુભવ હતો એવા એક કલેક્ટર મિ. ડાઇકિસે એ કર કેટલો જુલમી હતો તે વિષે લખ્યું હતું: "ખેડુત સિવાયનો લગભગ દરેક માણુસ આ કરને પાત્ર ગણાય છે. કોઇ ઘરડી ડોશી શેરીના ખૂણામાં જઈ શાકનો ટોપલો લઇ વેચવા બેસે તો તેને શાક વેચ્યાનો કર આપવો પડતો. કાપડિયો પણ આ ગજે દંડાઇ જતો. ત્યારે ગોરા વેપારીઓને દમડી સુદ્ધાં કર તરીકે ભરવી પડતી નાહ. વરસે માંડ પોતાનું પેટ પૂરૂં કરનારા આવા વેપારીની જોડની જ દુકાનમાં તાગડધિન્ના કરનાર અને હજારોની ઊથલપાથલ કરનાર અંગ્રેજ હોય તો તેને માથે પાઇનો પણ કર ન પડતો. એકને થોર અને બીજાને ગોળ એ ન્યાયે ચાલતા આ જુલમને લીધે પરિણામ એ આવ્યું કે હિંદના નાના મોટા સર્વ ઉદ્યોગ હુન્નર ધીમે ધીમે તૂટતા ગયા. ધૂળ જેવાં નજીવાં સાટાં કરનારાં અને સાદામાં સાદાં, હથિયારો વાપરનારા પર મુતર્ફા કરનો મારો પડતો. ડોસીનો રેંટિયો અને રાંક વણકરની સાળ પણ આ કરના પંજામાંથી બચવા પામ્યાં નહોતાં. આ સબંધી હિંદી સુતરાઉ કાપડના વેપાર માટે નીમાયલી કમિટિનું ખાસ ધ્યાન ૧૮૪૮ માં ખેંચવામાં આવ્યું હતું. દક્ષિણહિંદના પોતાના અવલોકનમાં ડૉ. બુકાનને લખ્યું છે કે 'સાળ

પર જે સ્ટેમ્પ જકાત નાખવામાં આવી હતી તેની વિરુદ્ધ સત્યમંગલમ્, ધર્મપુરી અને બીજા ગામોના વણકરોએ પોકાર ઊઠાવ્યો હતો. મુતર્ફા કર ઉઘરાવવાને બહાને, કુંભારથી માંડીને મોટા મીસ્રી કે કારીગર, અને ચાર પૈસા કમાનાર કાછિયણથી માંડીને મોટા વેપારીના ઘરમાં ઘુસવાની અને તેમના ઘરની ઝડતી લેવાની, કંપનીના નોકરોને સારી તક મળતી. મુતર્ફાને લીધે સમસ્ત પ્રજા પર જે બળજોરી અને ત્રાસ વર્તાવવામાં આવતાં તેનો આબેહુબ ચિતાર ૧૮૫૩ માં પાર્લામેન્ટ પર મદ્રાસથી મોકલાયેલી અરજીમાં આપવામાં આવેલો છે.

## ગુલામીનો યુગ

ઓગણીસમી સદીથી હિંદ માટે ગુલામીનો યુગ શરૂ થયો. હિંદ પ્રત્યેની ઈંગ્લંડની વ્યાપારનીતિ કેવી રહી હતી? હિંદના વેપાર પર પ્રથમ અટકાયતી જકાતો નખાઈ, પછી તે વેપાર પર રાજકીય અંકુશો મૂકાયા, અને આખરે એના પર જુલમ શરૂ થયો. આ બધાની પાછળ ઇરાદો એજ હતો કે કોઈ પણ કારણે હિંદનાં કળાકૌશલ્ય આગળ વધતાં અટકે. હિંદમાં જ્યારથી બ્રિટનને રાજકીય સત્તા મળી ત્યારથી જ હિંદના વેપાર-ઉદ્યોગોને તોડી પાડવાનો ઈરાદો રાખીને જ તેણે બધી બાજી ઘડી હતી, એને સારૂ બ્રિટને લીધેલા ઈલાજ ટૂંકમાં નીચે પ્રમાણે ગણાવી શકાય:—

૧ બ્રિટિશ માલ, વિનાઅંકુશે, હિંદ પર પરાણે ઠોકી બેસાડવામાં આવ્યો.
૨ હિંદી માલ પર ઈંગ્લંડમાં જબરદસ્ત જકાતો નંખાઈ .
૩ હિંદના આંતરિક વેપાર પર ભારે મુલકી જકાત, અને ટોલ નંખાયા.
૪ હિંદના કાચા માલને કંઇ પણ કર ભર્યા સિવાય પરદેશ ઘસડી જવાનું પ્રોત્સાહન અપાયું.
૫ જાતજાતના અંકુશ તળે હિંદી કારીગરોને દબાવી તેમની પાસેથી જોરજુલમથી કામ લેવાયું.
૬ હિંદમાં રોકેલી મૂડીનો વહીવટ કરતાં કંપની મારફત અનેક કૂડ-કપટ કરવામાં આવ્યાં*

* ૧૭૯૩ થી ૧૮૩૨ સુધીનાં ૩૯ વરસમાં હિંદની આવકમાંથી ૩૭ા કરોડ રૂપિયા, હિંદી માલ ખરીદી યુરોપ ચડાવીને યુરોપમાં વેચવા માટે રોકાયા હતા. પણ આ મોટી મૂડીનું વળતર હિંદને છાંટાંભાર મળ્યું નહતું.

૭ પોતાના કસબની કૂંચીઓ બતાવી દેવાની કારીગરોને ફરજ પાડવામાં આવી.

હિંદમાં ત્રાસ વર્તાવીને, અને ઇંગ્લંડમાં પ્રતિબંધક જકાતો નાખીને હિન્દી કારીગરીને ગુંગળાવવાનો પ્રયત્ન ચાલતો હતો. હિન્દી રૂની આયાત એક બાજુ ઈંગ્લંડમાં વધવા લાગી હતી, ત્યારે બીજી બાજુ હિન્દી સુતરાઉ કાપડની આયાતનું નામ નિશાન ઈંગ્લાડમાં રહ્યું નહોતું. બ્રિટિશ કારીગરી ધીમે ધીમે, હિન્દના ગૃહ ઉદ્યોગોનું સ્થાન પચાવી પાડવા લાગી હતી. ઘણે ખરે સ્થળે તો વણકરો બેકારીના માર્યા દુઃખી થઇ ગયા હતા. હિન્દી હુન્નર ઉદ્યોગોનું નિકંદન કાઢવા જે પક્ષપાત ભરેલી અળખામણી જકાતો નાખવામાં આવી હતી તે જકાતો કાઢી નાખવી કે નહિ તે સંબધી વિચાર કરવા ૧૮૪૦ માં નીમાયેલી પાર્લામેન્ટની સીલેકટ કમિટી સમક્ષ ચોકડેબંધ જુબાની એવી પડી હતી કે હિન્દી માલપર ઈંગ્લંડમાં ૧૦ ટકા અને બ્રિટિશ માલ પર હિન્દમાં માત્ર ૨ા ટકા જકાત લેવાનું ધોરણ અન્યાયભરેલું છે. હિન્દની પરિસ્થિતિ એટલી બધી કથળી ગઇ હતી કે તેના હુન્નર ઉદ્યોગ અને કારીગરી પર છેવટે દાટો દેવાઇ જશે એમ સૌ કોઈ વિચક્ષણ માણસ આગળથી જોઇ શકયા હતા *

૧૮૧૩ પછી બ્રિટિશ ઉદ્યોગ ઝપાટાબંધ ખીલવા લાગ્યો હતો: ૧૮૧૩ માં જ્યાં ભાગ્યે જ ૨૦૦૦ સાળો ચાલતી ત્યાં વીસ વરસ બાદ ૧૮૩૩ માં લગભગ લાખ સંચાસાળો ધમધોકાર ચાલવા લાગી હતી. માલની કિંમતના દર પણ બેહદ ઘટી ગયા હતા. મિ. બેઇન્સ લખે છે કે ૧૮૧૨ અને ૧૮૩૩ સુધીના ગાળા વચ્ચે ઘણીખરી ચીજોમાં ભાવ ૨૫ થી ૮૦ ટકા જેટલા ઉતરી ગયા હતા. મિલનો માલ એકદમ સસ્તો તૈયાર થવાથી અને હિન્દની બજાર હાથમાં આવી જવાથી ઈંગ્લંડને તો મોજ થઇ ગઇ હતી. ૪૦ થી ઉપરના નંબરના હિન્દી અને વિલાયતી સુતરના ૧૮૩૩ ના ભાવ સરખાવતાં સહેજે માલમ પડે છે કે બે દાયકા અગાઉ હિન્દ અને ઈંગ્લંડની જે સ્થિતિ હતી તે તદ્દન પલટાઇ ગઇ હતી ખરેખર ઇંગ્લંડે હિન્દને મ્હાત કરી દીધું હતું.

* જે. સી. મેહવેલ ચાર્લ્સ ટ્રિવેલિયન અને મોન્ટગોમેરી માર્ટીનની આ વિષેની મહત્વની જુબાનીઓ જે દત્તના આર્થિક ઈતિહાસ ભાગ બીજામાં આપવામાં આવેલી છે તે ખાસ વાંચવા જેવી છે.

| સૂતરનો નંબર | રતલ સૂતરની પડતર ઈંગ્લીશ શી. પે. | હીંદી શી. પે. |
|---|---|---|
| ૪૦ | ૧ ૨½ | ૩—૭ |
| ૬૦ | ૧ ૧૦½ | ૬—૦ |
| ૮૦ | ૨ ૬¾ | ૯—૩ |
| ૧૦૦ | ૩ ૪¼ | ૧૨—૪ |
| ૧૨૦ | ૪ ૦ | ૧૬—૫ |
| ૧૫૦ | ૬ ૭ | ૨૫—૬ |
| ૨૦૦ | ૧૪ ૬ | ૪૫—૧ |

ડૉ. ટેલેરે પણ ઢાકાની કારીગરી વિષે લખતાં એક જગ્યાએ નોંધ કરેલી છે કે ૩૦ થી ઉપરની નંબરના પરદેશી સૂતરના અને સ્વદેશી સૂતરના ભાવ સરખાવતાં તરત જ સાફ દેખાઇ આવે છે કે હિન્દી સૂતરના ભાવ વિલાયતી સૂતર કરતાં અસાધારણ ભારે છે; તેથી ઝીણા બરનો માલ હિન્દમાં પેદા થતો પરાણે બંધ થઇ ગયો છે. પણ જાડું સૂતર કાંતવાનો ધંધો હજુ ટક્કર ઝીલી રહ્યો હતો. જાડું સૂતર હજુ કંતાયે જતું હતું. એક જ દાખલો લઇએ; ડૉ. ટેલર કહે છે કે ૧૮૩૫ માં ઢાકા પ્રાંતમાં ચાલતી કુલ સાળોના $\frac{3}{16}$ મા ભાગની સાળો પર જાડું અને મધ્યમ કોટિનું હાથે કાંતેલ સૂતર જ વણાતું હતું. બ્રિટિશ માલની સોંઘવારી આગળ અને પરદેશી સૂતરની ધોધમાર આયાત આગળ હિન્દી કાપડ ઝંખવાણું પડી ગયું હતું. અને તેમાં વળી થોડાં વરસો બાદ, દેશના ભીતરના પ્રદેશોમાં પરદેશી માલ પહોંચાડવાની રેલવેની સગવડ ભળી, એટલે તો દેશી ઉદ્યોગોની પડતીનો વેગ વધી ગયો. હરિફાઇના બળ સામે દેશી માલ ટકી ન શકવાથી પરદેશી કાપડ પર હિન્દને વધારે ને વધારે કેમ નભવું પડયું તે ૧૮૪૦ થી ૧૮૭૯ સુધીના આયાત નિકાસના આંકડા જોવાથી સમજાશે.

| વરસ | સૂતરાઉ કાપડ હિંદની આયાત (લાખ પાઉંડ) | રૂ હિંદની નિકાસ (લાખ પાઉંડ) |
|---|---|---|
| ૧૮૪૦–૪૪ | ૩૧૯ | ૨૩૪ |
| ૧૮૪૪–૪૫ | ૩૭૫ | ૧૬૮ |
| ૧૮૫૦–૫૪ | ૫૧૫ | ૩૧૪ |
| ૧૮૫૫–૫૯ | ૬૯૪ | ૩૧૧ |
| ૧૮૬૦–૬૪ | ૧૦૯૨ | ૧૫૯૬ |
| ૧૮૬૫–૬૯ | ૧૫૭૪ | ૨૫૯૮ |
| ૧૮૭૦–૭૪ | ૧૭૫૬ | ૧૭૪૧ |
| ૧૮૭૫–૭૯ | ૧૯૨૧ | ૧૧૨૧ |

હિન્દમાંથી કાચો માલ વધુ ને વધુ પરદેશ તણાવા લાગ્યો હતો અને બીજી બાજુએ હિન્દમાં દહાડે દહાડે વધુ ને વધુ પરદેશી પાકો માલ ઠલવાવા લાગ્યો હતો. કુશળ કારીગરોની બેનમૂન બનાવટ માટે હિન્દની જે નામના જગતમાં હતી તે નામના હવે જવા બેઠી હતી; એટલું જ નહિ પણ ઇંગ્લંડને જોઇએ ત્યારે કાચો માલ પૂરો પાડનાર અને બદલામાં ઈંગ્લંડ મોકલવા માગે એટલો પાકો માલ લેનાર એક ખેતી પ્રધાન પરતંત્ર દેશ જેવી તુચ્છ ગણના હિન્દની થવા લાગી હતી.

હિન્દના દેશી ઉદ્યોગોના રક્ષણાર્થે સરકાર તરફથી કશું જ કરવામાં આવ્યું નહિ. ઉલટું જ્યારે જ્યારે સૂતરાઉ કાપડ પર આયાત જકાત વધારવાની સૂચના સરખી થતી ત્યારે ત્યારે ઈંગ્લંડમાં આ દરખાસ્ત વિરુદ્ધ ભારે હાહાકાર મચતો. ૧૮૫૭ માં લૉર્ડ કૅનિંગે આયાત જકાત વધારવાની ચર્ચા કરી, ત્યાંતો ઉપરના દબાણુને વશ થઇ તેને હાથ ખંખેરી નાખવા પડયા. રાણીનું રાજ્ય આ દેશમાં થયું તે પછી અહીં પહેલવહેલા આવનાર નાણાં પ્રધાનને બ્રિટનનો અસંતોષ મટાડવા જકાતના દરોમાં ઘટાડા કરવાનું પ્રથમથી જ કહી રાખવામાં આવ્યું હતું. તેથી તેણે હિન્દ આવ્યા પછી તરતજ પોતાની કારકીર્દી દરમિયાન પરદેશી માલ પર નખાતી આયાતી જકાત અર્ધી કરી નાંખી. વળી આયાત થતી સૂતર પરની જકાત પણ ૫ ટકા પરથી ૩½ ટકા કરી નાખી. આ ફેરફાર કરવાના ઉદ્દેશ પર કશો ઢાંકપીછેડો કરવામાં આવ્યો નહોતો. મુંબઈના માજી ગવર્નર સર બાર્ટલ ફ્રેરીએ ૧૮૭૧ ની આસની [illegible]

જુબાની આપતાં કબૂલ કર્યું હતું કે જો સુતરાઉ કાપડ અને સૂતર પર આયાતી જકાત વધારવામાં આવે તો જરૂર આ માલનો ઊઠાવ હિન્દમાં એકદમ ઘટી જશે અને હિન્દનો જ માલ વધારે ખપવા લાગશે. પછીનાં વરસોમાં મુંબઇમાં મિલ ઉદ્યોગ જામ્યો ત્યારે લેંકેશાયર અદેખાઇથી સળગી ઊઠયું હતું! આખરે લેંકેશાયરના દબાણથી ૧૮૯૬ માં મુંબઈના મિલ ઉદ્યોગ પર અતિશય અન્યાયભરી એક્સાઇઝ જકાત બેસાડવામાં આવી, તેની વિગતમાં ઊતરવાનું આ સ્થળ નથી. ટૂંકમાં હિંદ અને ઇંગ્લાંડના સ્વાર્થ અન્યોન્ય વિરોધી હતા. અને હમેશાં ઇંગ્લાંડના સ્વાર્થ સાધવા હિંદના સ્વાર્થ પર છરી ચલાવવામાં આવતી.

## હિંદમાં બ્રિટિશ માલની ભરતી

૧૮૭૯ માં હિંદમાં ૪૦ થી ૪૫ લાખ પાઉંડનું પરદેશી કાપડ આયાત થતું હતું તે હજુ પચાસ વરસ થયાં નથી ત્યાં દસ ગણાથી યે વધારે થયું છે. પરદેશી કાપડની આયાતમાં થયેલ આવા અપૂર્વ વધારા પાછળ જાણવા જેવો ઇતિહાસ રહેલો છે. બ્રિટનના કારખાનદારો અને વેપારીઓનો માલ ખપાવવા માટે હિંદની બજારોનાં બારણાં સદાને માટે ખુલ્લાં થઇ ગયાં હતાં; તેથી હિંદી બજારમાં કઈ જાતનો કેટલો માલ ખપી શકે તે માટે અત્યંત કાળજીપૂર્વક ઝીણવટથી અંગ્રેજો અભ્યાસ કરવા પણ લાગ્યા હતા; અને હિંદી કારીગરી તથા હિંદીકળાનો ભેદ ગમેતેમ કરીને જાણી લેવા, અંગ્રેજો ઊંચાનીચા થવા લાગ્યા હતા. હિંદીઓને મનગમતો માલ લેંકેશાયરમાં બનાવવા તેઓ ભારે મથી રહ્યા હતા; અંગ્રેજ મૂડીદાર વેપારીઓ તથા કારખાનદારો જે રીતે હિંદને ચૂસવા માગતા હતા તેમાં સરકારી અમલદારો સારી પેઠે મદદ કરી રહ્યા હતા. ૧૮૫૧ ના આંતરરાષ્ટ્રીય પ્રદર્શન પછી લંડનના મ્યૂઝિયમ માટે હિંદમાં પેદા થતી અને હિંદી બનાવટની ચીજો ભેગી કરવા હિંદના ખર્ચે ડૉ. જૉન ફૉબર્સ રૉયલને નીમવામાં આવ્યો હતો. દસ વરસ બાદ, લેંકેશાયરનો માલ ખપાવવાની દૃષ્ટિ રાખી હિંદની બજારમાં કઇ કઈ વસ્તુઓનો ઊઠાવ થાય છે તેનો બારીક અભ્યાસ કરવાનું કામ હિંદી પ્રધાનને હિંદમાં કઇ કઈ ચીજો કેટકેટલી થાય છે તેની અવિસ્તર માહિતી આપનાર મિ. ફૉર્બસ વૉટસને આગળ ચલાવ્યું, અને તેના અભ્યાસના ફળ તરીકે "હિંદુસ્તાનની સુતરાઉ બનાવટ અને હિંદનો પહેરવેશ" એ નામનું

પુસ્તક પ્રસિદ્ધ થયું. ઘણે ભાગે આ જ ગ્રંથને ઉદ્દેશીને જે. બી. કીથ નામના અંગ્રેજ અમલદારે ૧૮૯૧ના ૭મી સપ્ટેમ્બરના 'પાયોનીયર'માં આ પ્રમાણે લખ્યું હતું. "વ્યાપારી ભેદ છુપાવવા વેપારી કેટલી બધી કાળજી રાખે છે તે તો સૌ કોઈ જાણે છે; જો તમે મેસર્સ ડૉલ્ટનનું માટીનાં વાસણ બનાવવાનું કારખાનું જોવા જાઓ, તો કારખાનાની ખરી ચાવી બતાવવા સંબંધી આંખઆડા કાન કરી, અમે દીલગીર છીએ, એમ કહી સભ્યતાપૂર્વક તમને રજા આપી દેવામાં આવશે. પણ માંચેસ્ટરના હિતની ખાતર હિંદી કારીગરો પાસેથી ધોવાના અને ઇસ્ત્રી કરવાના કસબ જાણી લેવા માટે અને બીજા વેપારીઓ પાસેથી તેના ભેદ ખુલ્લા કરાવવા માટે બળજબરી શીરજોરી અને દમદાટીથી કામ લેવામાં આવ્યું હતું. દર વરસે ગરીબ હિંદના ૪૦ થી ૪૫ કરોડ રૂપિયા માંચેસ્ટર તણાઈ આવે એ ખાતર હિંદીખાતાંને ખર્ચે કિંમતી ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો અને આ ગ્રંથની પ્રતો છૂટેહાથે વિના મૂલ્યે વેપારી મંડળોમાં વહેંચવામાં આવી. અને હિંદી રૈયતને તેની કિંમતનાં નાણાં ભરવાં પડ્યાં હતાં. આને ભલે અર્થશાસ્ત્ર કહેવાતું હોય પણ મને તો આ કેંક ઊલટું જ શાસ્ત્ર લાગે છે."

## ફૉર્બ્સ વૉટસનની તપાસ

અંગ્રેજ કારખાનદારોના લાભાર્થે, હિંદી કપડાં તથા હિંદી પહેરવેશના આકાર, રંગ, પનો, ટૂંકમાં એકેએક વસ્તુનું આબેહુબ વર્ણ વૉટસને કર્યું છે. ધોતિયાં, પાઘડી, સાડી, મલમલ, ચાદર, છીંટ, ગરમ સુતરાઉ, રેશમી કપડાં, અને બીજા સર્વ તરહના કપડાંની એકેએક જાત, વૉટસને એકત્ર કરેલા ૭૦૦ નમૂનામાં દેખાડવામાં આવી હતી. તે જમાનામાં આ ગ્રંથ વેપારીના સંગ્રહસ્થાનની એ ગરજ સારે એવું હતું. એ સંગ્રહસ્થાન અંગ્રેજ કારખાનદારોને બતાવવાનું હતું, અને તેમણે તેનો ઉપયોગ કરવાનો હતો. કઇ જાતનાં સુતરાઉ કપડાં હિંદીઓને અનુકૂળ પડે છે અને કેવાં કપડાં તેમને ફાવી જાય તેવાં છે તેનો ખ્યાલ આ નમૂના જોવાથી તેમને તરત આવી જતો. હિંદમાં કઈ વસ્તુની જરૂર છે, અને તે પૂરી પાડવા શાનું અનુકરણ કરવા જેવું છે, તેની ઈંગ્લાંડમાં ઘેર બેઠાં કારખાનદારો અને વેપારીઓને સમજ પડી જાય એવી સામગ્રી આ ગ્રંથમાં વૉટસને એકઠી કરી આપી હતી. વૉટસને પોતાનું કાર્ય એટલી બધી ચોકસાઈ

અને ચીવટથી કર્યું હતું, કે હિંદમાં કયો માલ ખપી શકશે, અને કયો માલ પડયો રહેશે, કેવો માલ તૈયાર કરવો અને કેવો માલ ન કરવો, એ સબંધી સપ્રમાણ માહિતી તેમાંથી મળતી હતી. ખરેખર એક પણ વસ્તુ તેના ધ્યાન બહાર નહોતી રહી. સૂર્યના ડાઘાનો અભ્યાસ કરવા ખગોળવેત્તા, જેટલી બારીકાઇથી નિરીક્ષણ કરે છે તેટલી જ બારીકાઇથી સાડીના ચાંલ્લા અને ભાતનું વૉટસને નિરીક્ષણ કર્યું હતું. પાઘડીઓના ભાતભાતના રંગો, ધોતિયાંની લંબાઇ, વણાટ, કોર, મલમલની ઝીણી કળા, ઝાંખી અને ચકચકાટ મારતી છાપો, અને છેવટે અંગ્રેજો ન સમજી શકે તેવાં તરેહતરેહનાં જડબાતોડ નામોની વિગતવાર યાદી બનાવવામાં આવી હતી. પોતાનો માલ ખપાવવા માટે બ્રિટિશ કારખાનદારોને હવે ઉપલા વર્ગના કરોડ માણસ પર જ આધાર નહોતો રાખવો પડતો, કારણ કે હવે નીચલા વર્ગના કરોડો પણ વિલાયતી માલ ખરીદવા લાગ્યા હતા. અગાઉથી જ કારખાનદારો અને વેપારીઓને ચેતવી દેવામાં આવ્યા હતા કે જો હિંદીઓની જરૂરિયાતો અને અભિરુચિનો વિચાર કરી, વધારે સાદું અને વધારે સસ્તું કાપડ તૈયાર કરવામાં આવશે તો તે માલ હિંદમાં ઝપાટાબંધ વેચાયા વિના નહિ રહે.

મિ. વૉટસન લખે છે: "આપણને કાચો માલ જથાબંધ પૂરો પાડનાર દેશ તરીકે આપણે આજકાલ હિંદુસ્તાનને ઓળખીએ છીએ; કાચા માલની ભરપાઇ કરવા આપણે થોડોક માલ અને બાકીનાં રોકડાં નાણાં ભરવાં પડે છે. આપણે જેટલો માલ હિંદમાંથી ખરીદીએ છીએ તેનાં કુલ નાણાં ચૂકવી શકાય તેટલો માલ હિંદ આપણી પાસેથી ખરીદતું જ નથી; તેથી હવાલાની અરસપરસ લેવડદેવડ થયા બાદ બાકી રહેલી ઘટની મોટી રકમ નગદ સોનું મોકલીને આપણે પૂરી કરવી પડે છે. કેમ જાણે સોનું ભર મહાસાગરમાં હોમવામાં આવ્યું હોયને એવી રીતે, એકવાર ઇંગ્લંડનું સોનું હિંદમાં પેઠું, એટલે પછી કદી તે હાથ જ લાગતું નથી. રૂ, ગળી, કૉફી અને તેજાના આપણે હિંદુસ્તાનમાંથી ખરીદીએ છીએ, અને આપણાથી વેચી શકાય તેટલું કાપડ અને બીજો માલ આપણે હિંદને વેચીએ છીએ. તોપણ આપણે એ ન ભૂલવું જોઇએ કે એક વખત એવો હતો જ્યારે હિંદુસ્તાન જ આપણને મોટે ભાગે કપડાં પૂરૂં પાડતું હતું. પણ હવે કાપડના નિકાસ કરનાર ઉદ્યોગધંધાના મોટા

મથક તરીકેની નામના ફરી હિંદ પ્રાપ્ત કરી શકે એમ લાગતું નથી. તેમ છતાં હિંદમાં હમણાં હમણાં કાપડની મિલો વધવા માંડી છે, તેની ખીલવણી ક્યાં અટકશે તે કહી શકાતું નથી. મિલઉદ્યોગ પર કોઈપણ જાતના અંકુશ ન પડે તેની પૂરેપૂરી ખબરદારી રાખનારા, મીલના શુભેચ્છકો ત્યાં પડયા છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે ગમે તે રીતે અને કોઈપણ સ્થળેથી સસ્તામાં સસ્તા ભાવે હિંદના આમવર્ગને કપડાં મળતાં થઇ જાય તો તેમને ભારે લાભ થયો એમ તેઓ ગણશે. હિંદના વણકરો વેચી શકે તેના કરતાં સસ્તા ભાવે ધોતિયાં, સાડી અને કેલીકો ગ્રેટબ્રિટન આપી શકતું હોય તો બન્ને દેશોને લાભ જ થવાનો છે. હિંદને તો ચોખ્ખો લાભ જ છે; કારણ કે હિંદ જેવા આબાદ અને ફળદ્રુપ પ્રદેશમાં બ્રિટનનો માલ પરવડવાથી કેટલાક મજૂરોની રોજી તૂટી પડે તો તરત જ તેવા રોજગાર વિનાના માણસોને એકદમ બીજા અને કદાચ વધારે લાભદાયી ધંધે લગાડી શકાય તેમ છે.”

પણ કમભાગ્યે આ જૂઠા પેગંબરની વાણી વખત જતાં ખોટી ઠરી છે; કાંતણ અને વણાટના ધંધાની પાયમાલીને લીધે ચોમેરથી દેશનો રંજાડ થશે એટલું યે ન સમજનાર અંગ્રેજ–ખરેખર ઓછામાં ઓછું કહીએ તોયે–કલ્પનાહીન માણસ ગણાવો જોઇએ. રેંટિયો ભાંગી પડવાથી એક માત્ર ખાનદાન ધંધા પર નભનાર, લાખો ગરીબ સ્ત્રીઓને બેકારીની મારી ઘરના ખૂણામાં પડી રહેવાનો અને કાંતો ભૂખની મારી ઘરબાર છોડી બીજી બહારની મજૂરી કે રડયાખડયા કામમાં જઈ દહાડા કાઢવાનો વારો આવ્યો. અને હાથસાળ પર કામ કરનાર હજારો વણકરો પર તો ગામના શાહુકાર અને પરદેશી મિલમાલિકની એમ બેવડી ધૂંસરી પડવાથી તેઓને તો બાપીકો ધંધો છોડી ખેતી કે એનાથી યે ઓછા સ્થિર ધંધાએ ચડવાની ફરજ પડી. સાચે જ, કાંતણ અને વણાટની પાયમાલીની સાથે ગ્રામજીવનના મૂળપાયા જડમૂળથી હચમચી ગયા. વૉટસન તો એક જ વાત ચોખ્ખી જોઈ શક્યો કે લૂંગી, ધોતિયાં, સાડી અને કેલીકોના વેચાણમાં ગ્રેટબ્રિટન સારો નફો કાઢી શકશે. અંગ્રેજો હવે પોતાનો અંતિમ હેતુ છૂપાવવાનો પણ પ્રયત્ન નહોતા કરતા. તેઓ સાફ સાફ વાત કરતા હતા. ખુદ વૉટસન કહેતો કે “જેને આપણે હિંદુસ્તાન કહીએ છીએ તે હિંદુસ્તાનની વસ્તી લગભગ ૨૦ કરોડ જેટલી

છે, અને તે પ્રજાનો ઘણો મોટો ભાગ જૂજ કપડાં વાપરતો હોય તોપણ, એવડી મોટી પ્રજાને કપડાં પહેરાવવામાં, પૃથ્વી પરના મોટામાં મોટા ઉદ્યોગી રાષ્ટ્રની સર્વ શક્તિઓની કસોટી નીકળે એવું છે. તેથી એટલું તો સ્પષ્ટ છે કે હિંદુસ્તાન આપણું કસદાર ઘરાક થઈ શકે એવી સ્થિતિમાં છે. હિંદ સ્વદેશી માલ વાપરવાનું ચાલુ રાખે તો યે આપણને ઝાઝી હરકત આવે તેમ નથી; કારણ આવડી જંગી વસ્તીના ગણ્યાગાંઠ્યા ટકાને પણ કપડાં પહેરાવવા માટે લેંકેશાયરની સાળો બમણી કરવી પડે, પણ એ તો ભવિષ્યમાં થાય ત્યારે ખરૂં. હાલમાં તો વસ્તુસ્થિતિ એવી છે કે હિંદ આપણો માલ બહુ જૂજ ખરીદે છે."

## હિંદુસ્તાન 'કસદાર ઘરાક'

હિંદુસ્તાન એક દહાડો 'કસદાર ઘરાક' બનવાનું હતું. એટલે હિંદના નાના મોટા હુનર–ઉદ્યોગો પડી ભાંગવાના હતા, ઉદ્યોગ ધંધા પર નભનારા મોટા કારીગર વર્ગ પર દુઃખનાં ઝાડ ઊગવાનાં હતાં; ટૂંકમાં પરદેશી અને ખાસ કરીને બ્રિટિશ વેપારીઓના સતત હુમલાનું ભોગ હિંદ થવાનું હતું; પણ તાત્કાલિક સવાલ તો, "હિંદને બ્રિટિશ માલ ખરીદવાને વધારેમાં વધારે કઈ રીતે લલચાવી શકાય એ જ હતો. પર-દેશીઓની ભૂખ ભાંગે તેટલા માલનો ઊઠાવ ૧૮૬૬ માં હિંદમાં થતો નહિ. કાંતણ ઉદ્યોગની ઝાંખી પડેલી જ્યોત હજુ તદ્દન બુઝાઈ નહોતી. દેશમાં તૈયાર થયેલું સૂતર બજારમાં ઠીકઠીક ઊપડી જતું હતું; હિંદી સૂતર પ્રજામાં એટલું બધું લોકપ્રિય થઈ ગયું હતું કે તેનું સ્થાન સહેલાઈથી બીજું સૂતર કે કાપડ લઈ શકે તેમ નહોતું. "જેમ સપ્ત સ્વરના સુંદર મેળથી કાનને આનંદ પડે છે તેમ ભાતભાતની છાયો અને રંગની મીલાવટથી આંખને હેરત પમાડે તેવાં અજબ કપડાં બનાવનાર કુશળ કારીગરો હજુ હિંદમાં પડ્યા હતા. પણ એટલું તો કબૂલ કરવું જોઈએ, કે ચંદેરી અને આર્ણીમાં તૈયાર થતી મલમલ જેવી ચીજો, અગાઉથી વર્ધી આપી રાખવામાં આવી હોય તો જ વણી શકતી. સ્વદેશી ઝીણું સૂતર અને ઝીણું કાપ-ડનો વેપાર હવે લગભગ મરી ગયો હતો એમ કહી શકાય. જે જે સ્થળે રાજદરબાર કે શેઠ શાહુકાર તરફથી આ કળાને ઉત્તેજન મળતું ત્યાં ત્યાં ધંધાની કળાનો સમૂળો લોપ થયો નહોતો."

કૅપ્ટન મેડોઝ ટેલર કહે છે કે આ સમય દરમિયાન ઢાકા જેવું જ સૂતર હૈદ્રાબાદ પાસે આવેલા નાંદિર નારાયણપેંઠ અને અન્ય સ્થળોએ કંતાતું મેં નજરોનજર જોયું હતું. સૂતર કાંતતી વખતે નાની નાની ઓરડીઓ કે ભોંયરાંનાં બારણાં ચોમેરથી બંધ કરતા અને જમીનપર પાણીનો છંટકાવ વારંવાર કરતા હતા. કોરોમાંડલ કિનારા પર તેમજ આર્ણી પરગણામાં હાથે કાંતેલું ઝીણું સૂતર અને ઝીણું કપડું હજુ મળી શકતું અને મધ્ય પ્રાંતના સૂતરાઉ કાપડ વિષેના ૧૮૬૭ના સરકારી રિપોર્ટોમાં જણાવેલું છે કે આવા ઊંચા પ્રકારનું કાપડ અકોલા, જબલપુર અને નાગપુરનાં પ્રદર્શનોમાં મૂકવામાં આવ્યું હતું. આવું અત્યુત્તમ સૂતર કંઇ મોટા જથ્થામાં મળી શકતું નહિ. પણ હાથસાળ પર બનેલી કીનખાબ, હાથે બનાવેલું ભરતકામ અને ખાદીની બાબતમાં તો હિંદ બધા કરતાં સરસાઇ ભોગવતું હતું. કીનખાબ અને ભરતકામને ઉદ્દેશીને ફૉર્બ્સ વૉટસને કહ્યું હતું કે આ જાતનું કાપડ હિંદ કરતાં ઇંગ્લંડમાં સસ્તું બનાવવાની આશા છોડી દેવી ઘટે છે. તેમ છતાં લોકોની અભિરુચિ કેવી હોય છે તે જાણ્યું હશે તો કામ લાગશે એ ખાતર આ માલનો ખાસ અભ્યાસ કરવાની અંગ્રેજ કારખાનદારોને તેણે ભલામણ કરી હતી. ઝીણાં કુમાશવાળાં જરિયાન કપડાં બનાવવામાં ભારે હસ્તકૌશલ્યની જરૂર પડે છે; તથા આવા માલની માગ પણ ઢગલામોઢે હોય નહિ; તેથી દેશ માટે ગણ્યો ગાંઠ્યો ખપ જોગો માલ તૈયાર થતો. પણ જે જાતનું જાડા બરનું કાપડ આમ વર્ગને જોઇતું હતું, તેમાં હિંદી કાંતનારાં અને વણકરોને કોઇ પહોંચી શકતું નહિ. પરદેશી કોઇ પણ કાપડ કરતાં તેઓ વધારે સસ્તી અને વધારે ટકાઉ ખાદી પેદા કરી શકતા. ખાદી દેશમાં કેટલી લોકપ્રિય થઈ ગઇ હતી તેની એક જગ્યાએ નોંધ લેતાં વૉટસન જણાવે છે કે અમેરિકાના આંતરયુદ્ધ વખતે કપાસના ભાવ બેહદ વધારવામાં આવવાથી પરદેશી માલ કરતાં સ્વદેશી ખાદીની કિંમત બમણી પડતી હતી તેમ છતાં લોકો સ્વદેશી માલ જ વધારે પસંદ કરતા હતા.

## ૧૮૭૭ માં મધ્યહિંદમાં ખાદી

મધ્ય પ્રાંતના અમલદારોએ પણ એજ વસ્તુ જોઇ હતી. મિ. રિવેટ કર્નાક ખાતરી પૂર્વક લખે છે કે "ત્રણે મોસમમાં આવી શકે, અને

ગામડી ધોબીની ઝીંકો ઝીલી શકે એવી મજબૂત અને ટકાઉ સ્વદેશી ખાદીને મીલકાપડ હરિફાઇના ક્ષેત્રમાંથી બાતલ કરી શક્યું નથી." ચીમુર પરગણામાં ભરાતા સંખ્યાબંધ અઠવાડિક મેળા—ગુજરી હાટનું—વર્ણન કરતાં મિ. રીવેટ લખે છે: "મેળામાં મુખ્ય વેપાર ખાદીનો ચાલે છે. આ ખાદીની કુલ બનાવટ ઢેડોના હાથમાં છે તેઓ જાતેજ કાંતીને ઘેર કપડાં વણી લે છે. વરાડના કણબી ખેડુતોને પ્રમાણમાં પાંખું પણ દેખાવડું વિલાયતી કાપડ ફાવતું નથી; તેઓને તો ઘટ અને ચીકાશવાળું કાપડ જ બહુ ગમે છે. ખાદીની કિંમત વધી જવા છતાં કસદાર કણબીઓ તો પહેલાં કદી નહોતા ખરીદતા તેટલી ખાદી હમણાં હમણાં ખરીદવા લાગ્યા છે." મેળાની કુલ ૧૧૧૪ દુકાનો પૈકી ૫૨૧ દુકાન કાપડની ભરાઇ હતી; અને તેમાં વિલાયતી કાપડ વેચનારી તો માત્ર પાંચ જ દુકાનો હતી. કોષ્ટીઓ જાતે ૧૦૦ કરતાં વધારે દુકાનો ખોલી ઝીણું કાપડ વેચતા હતા. અને જાડું કાપડ વેચવા માટે ૩૫૦ જેટલી દુકાનો ઢેડોએ રોકેલી હતી. એવી પણ નોંધો મળી આવે છે કે જે ઢેડો પોતાનો માલ ખપાવવામાં સફળ થતા. તેઓ આવતા અઠવાડિયાના કાંતણ વણાટ માટે રૂ ખરીદી લેતા હતા; એ મેળામાં પચીસ ગાડાં રૂ ભરીને ખેડુતો વેચવા આવ્યા હતા. ઝીણા કાંતણ અને બેનમૂન વણાટ સંબંધી માહિતી પણ આ સમયના સરકારી હવાલોમાં આપણને મળે છે. અકોલાના પ્રદર્શનનું વર્ણન કરતાં મિ. રીવેટ કર્નાક લખે છે, "પ્રદર્શનમાં એવા ઝીણા સૂતરના નમૂના આવ્યા હતા કે એ સૂતર તદ્દન સાદા જૂના પુરાણા દેખાતા રેંટિયા પર કંતાઇને ગામડાંમાં તૈયાર થયું હતું એની પ્રદર્શનમાં જોવા આવનારોને ખાતરી કરાવવી એ પણ મુશ્કેલ થઈ પડયું હતું." અકોલાના પ્રદર્શનમાં સૂતરની એક ઝીણી જાત તો એવી મૂકવામાં આવી હતી કે એમાંનું એક શેર સૂતર લંબાવવામાં આવે તો ઠેઠ ૧૧૭ માઇલ સુધી તે પહોંચી શકે. (આ સૂતર ૨૪૫ નંબરથી વધારે ઝીણું હોવું જોઇએ) ઝીણું કાંતનાર ઢેડો રૂની પસંદગી બહુ જ કાળજી પૂર્વક કરતા. તેઓ હંમેશાં કપાસજ ખરીદતા. કપાસનો જરા પણ રેસો ન તૂટે, તેટલા માટે કપાસને ચરખા વતી પીલતા નહિ, એટલુંજ નહિ પણ કપાસમાંથી એક એક કપાસિયો હાથેથી સંભાળપૂર્વક કાઢી લેતા. ૩૦ નંબરથી નીચેનું સાધારણ સૂતર કાઢવા માટે કપાસ ચરખામાં પીલી

પછી રૂ પીંજારા પાસે પીંજાવી લેવામાં આવતું; આ પ્રમાણે જાડું અને ઝીણું બન્ને પ્રકારનું સૂતર કાંતનારા કાંતતા; પણ તેમ છતાં કાંતણ અને વણાટનો ધંધો સદ્ધર પાયા પર જામી ગયો હતો એમ ન ગણી શકાય; કારણ કે યુરોપિયન માલ દેશના વેપાર પર–અને તેમાં ખાસ કરીને જ્યાં રેલગાડી પહોંચી હતી ત્યાં તરાપ મારવા લાગ્યો હતો. ૧૮૬૩ થી ૧૮૬૭ સુધીનાં વરસોમાં પરદેશી કાપડની આયાત ધીમે ધીમે વધ્યે જતી હતી. તો પણ દેશમાં તૈયાર થયેલા માલ કરતાં પરદેશી માલ હજુ સુધી ઓછો આવતો હતો તે નીચેના આંકડાઓ પરથી સમજાય છેઃ—

| વરસ | દેશી માલનો નિકાસ (મણ) | પરદેશી માલની આયાત (મણ) |
|---|---|---|
| ૧૮૬૩–૬૪ | ૭૫,૩૬૨ | ૨૨,૫૯૧ |
| ૧૮૬૪–૬૫ | ૫૪,૨૭૭ | ૫૮,૪૯૬ |
| ૧૮૬૫–૬૬ | ૫૫,૦૫૨ | ૨૯,૦૦૦ |
| ૧૮૬૬–૬૭ | ૫૨,૮૯૩ | ૫૮,૪૦૨ |

બીજા કેટલાક જિલ્લાઓના તાજુબી પમાડે તેવા આંકડા મધ્ય પ્રાંતના ૧૮૬૮–૬૯ ગેઝીટિયરમાંથી મળે છે.

| જિલ્લો | આયાત | | નિકાસ | |
|---|---|---|---|---|
| | દેશી કાપડ | વિલાયતી કાપડ | દેશી કાપડ | વિલાયતી કાપડ |
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| આર્વી | ૫૩,૯૯૪ | ૩૨,૬૫૦ | ૨૬,૬૨૫ | ૧૬,૩૦૦ |
| દેવલી–વર્ધા | ૧,૨૩,૨૮૧ | ૧૩,૭૨૨ | ૩,૭૯૦ | ૦ |
| હિંગણઘાટ | ૨,૫૯,૭૦૬ | ૪૪,૬૧૩ | ૧,૭૭,૧૧૪ | ૨૬,૧૬૧ |

બહેરામપુર શહેર અને બહેરામપુર જિલ્લો કાપડવેપારનાં ખાસ મથકો ગણાતાં હતાં, અને જોકે તે વિભાગ પૂરતા આંકડા મળતા નથી, તોપણ એટલું તો ચોક્સ છે કે ત્યાંના વણકરો મહિને ૫ થી ૧૦ રૂપિયા કમાતા. તે ઉપરાંત કાંતણ, રંગાટ, અને વણાટને લગતાં બીજાં અનેક કામોમાંથી વણકરોનાં કુટુંબોને થોડી ઘણી કમાણી થતી તે તો જુદી. વણકર નવરો પડતો તો હંમેશાં તે સાધારણ સાડી અને ધોતિયાં બનાવવા મંડી જતો; કારણ કે આ માલ બનાવવામાં મૂડીની પણ નજીવી જરૂર પડતી, અને એને વેચવામાં પણ કાયમી ઘરાકો મળતા હોવાથી

કશી પંચાત કે માથાકુટ કરવી પડતી નહિ. ગેઝીટિયરમાં લખેલું છે કે "શહેરી સૂતર ખાસ કરીને વણકરેનાં કુટુંબોમાં તૈયાર થતું. અત્યુત્તમ સૂતર કાંતવામાં ઢેડ લોકો જ કુશળ ગણાતા. બાકી જાડું સૂતર દરેક વર્ણની સ્ત્રીઓ લગભગ દરેક ગામડે કાંતતી હતી. જાડું સૂતર ઝીણા સૂતર કરતાં ઘણુંજ વધારે તૈયાર થતું અને હમણાંહમણાં તો ઝીણા માલની માગ દહાડે દહાડે ઘટતી ચાલી છે."

## ૧૮૭૦ નું મુંબઇ

મુંબઇમાં આટલું ધમધોકાર કામ ચાલતું નહિ. કોઇક કોઇક જિલ્લામાં હાથકંતામણ ટશુમશુ ચાલતું હતું ત્યારે બીજા બધા જીલ્લામાં તો હાથ-કંતામણનો ધંધો સદંતર તૂટી ગયો હતો. અમદાવાદમાં વરાળયંત્રવાળી મિલો ખોલાવાથી ગુજરાતમાં હાથે કાંતેલ સૂતરની માગ ઘણી ઊતરી ગઇ હતી. ખાનદેશમાં જ્યાં ગરીબવર્ગની બહેનોનો ગુજારો એક માત્ર હાથકંતામણના કામ પર ચાલતો હતો. ત્યાં પણ રેંટિયાનું કામ લગભગ પડી ભાગ્યું હતું. પણ હજુ સુરત અને ધારવાડ જિલ્લામાં શહેર કે ગામડાંમાં રહેનારી લગભગ બધીયે સ્ત્રીઓ પોતાના ખપ પૂરતું તેમજ વેચાણ સારૂ સૂતર કાંતતી. આ સૂતર જાડા બરની ખાદી, ખાટલાની પાટી અને નાડીદોરડાં બનાવવામાં વપરાતું ગામડાંના લોકોમાં તો કેવળ જાડી ખાદી જ વપરાતી. શહેરમાં રહેનારાં ઘણાં બૈરાંઓએ પણ ખાદીનો જ પહેરવેશ ચાલુ રાખ્યો હતો; કારણ કે હાથે કંતાયેલું અને હાથે વણાયેલું કપડું પ્રમાણમાં વધારે ટકાઉ થતું, અને સ્ત્રીઓને પોશાકમાં ફેરફાર કરવાનું ગમતું નહિ. સ્ત્રીઓ ઘણુંખરૂં દિવસના પાંચ કલાકથી યે વધારે કાંતવામાં ગાળતી. ખાસ હાથકંતામણ માટે તેઓ રૂ બહુજ સંભાળપૂર્વક સાફ કરતી. રૂમાં કપાસિયા, પત્તી કે કીટી બીલકુલ રહેવા ન પામે તે માટે તેઓ ખાસ ચીવટ રાખતી. (જુઓ બૉમ્બે ગેઝીટિયર ૧૮૭૯. ધારવારમાં 'નુલુરતી' ૨૧ રૂ. પડતી એમ કહેવાય છે.)

## ૧૮૭૦ નું બંગાળા

૧૮૭૦ પહેલાં થોડા વરસ અગાઉ હાથસાળ પર લખેલા પોતાના પુસ્તકમાં મેડલીકાટ જણાવે છે કે, બંગાળામાં કપાસનું વાવેતર ગામડાંના ખપજોગું કરવામાં આવતું. "ગામડાંની બજારોમાં વેચાણ માટે

કપાસ ભાગ્યે જ નજરે પડતો. જેઓ કપાસ ઉગાડતા તેઓ જ જાતે કાંતીને, પોતાના નજીકના પાડોશી વણકર પાસેથી સૂતર વણાવીને પોતાનાં અને પોતાના કુટુંબનાં કપડાં તૈયાર કરી લેતા.” એક વખત જગપ્રશંસાને પાત્ર થયેલી ઢાકાની મલમલ તો માંચેસ્ટરની હરિફાઇના પ્રતાપે ક્યારની નાશ પામી ગઈ હતી. ઘણી જગ્યાએ તો આ નાશકારક હરિફાઇને લીધે દેશી વણકરો બેકાર થઇ પડવાથી ખેતી પર નભવા લાગ્યા હતા. આ સમયના પંજાબ વિષે લખતાં સર આર. એડન પૉવેલ વર્ણન કરે છે કે જોઇએ તેવું જથ્થાબંધ જાડું કાપડ તૈયાર કરનારા વણકરોનાં ઘરો તો દરેક જગ્યાએ તેણે જોયાં હતાં.

## મદ્રાસ ઇલાકામાં હાથવણાટની મંદી

ભીતરના જિલ્લામાં તો ખરસટ ખાદીનો ઊઠાવ થયાં જ કરતો હતો. ચારેકોર હાથકંતામણનું કામ ચાલતું હતું, પણ સાથે સાથે તેની દહાડે દહાડે થતી પડતીનાં ચિહ્નો પણ સ્પષ્ટ દેખાતાં હતાં. હાથકંતામણની પડતીને લીધે હાથવણાટના ઉદ્યોગને પણ સારીપેઠે છાંટા ઊડ્યા હતા. ૧૮૭૦ પછી હાથસાળ પર નભનારા વણકરોનું પ્રમાણ કેટલું ઘટી ગયું છે તે વિષે એક પ્રાંત પૂરતી તો ચોક્કસ માહિતી, ૧૮૭૦માં મદ્રાસના મહેસૂલ ખાતા તરફથી મળી આવે છે. હાથસાળની જે ગણતરી કરવામાં આવી હતી, તે ૧૯૨૧ના છેલ્લા વસ્તીપત્રકમાં આપેલ હાથસાળના આંકડા સાથે સરખાવવાથી, હાથવણાટનો ધંધો કેટલો તૂટી ગયો છે તે સમજાય છે.

| વરસ | મદ્રાસ ઇ૦ની વસ્તી | હાથસાળની સંખ્યા | ગામડાંમાં | શહેરમાં | સૂતરનો વાપર |
|---|---|---|---|---|---|
| ૧૮૭૦ | ૩ કરોડ | ૨,૭૯૨૨૦ | ૨,૨૦,૦૧૫ | ૫૯,૨૦૫ | ૩/૪ પરદેશી અને બાકીનું દેશી સૂતર |
| ૧૯૨૧ | ૪,૧૦ લાખ | ૧,૬૯૪૦૩ | વિગત મળતી નથી | | લગભગ બધુંય પરદેશી મિલ સૂતર |

આ રીતે એકલા મદ્રાસ ઇલાકામાં જ એક લાખ કરતાં યે વધારે સાળો ૫૦ વરસમાં ઘટી ગઈ હતી. વસ્તીની વૃદ્ધિને ધોરણે તો સાળોમાં

૬૦ ટકા ઘટાડો થયો હતો. વધારે આંકડા શોધીને ગાંમડાંમાં અને શહેરોમાં આજે કેટકેટલી સાળો ચાલે છે તેનું પ્રમાણ તારવી કાઢવામાં રસ આવે એવું છે. ૧૯૧૧ ના મદ્રાસ વસ્તીપત્રક રિપોર્ટમાં મિ. ચેટરટને એવું પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે કે ૧૭૭૦ પછી હાથસાળ પર કામ કરનારાની સંખ્યા સામાન્ય રીતે સ્થિર જ રહી છે. (માત્ર ઘણાખરા વણકરોને પેટગુજારો કરવા પ્રથમ કરતાં હાલ વધારે સખત કામ કરવું પડે છે.) પણ એનાં અનુમાન ભૂલાવામાં નાખે એવાં છે, કારણ કે જુદાં જુદાં વરસોના વસ્તીપત્રકોમાં ધંધાના મથાળાનું જે જાતનું પૃથક્કરણ કરવામાં આવે છે તે ઘણા જ ભૂલભરેલા અને કઢંગા સિદ્ધાંતો પર થાય છે. હાથસાળની સંખ્યામાં થયેલા અસાધારણ ઘટાડા પરથી જ હાથવણાટની દશા સમજાઇ જાય છે, પણ ચેટરટન સાહેબે આ સંખ્યાની વાત જ સફાઇથી ઊડાવી દીધી છે. એટલું તો સ્વતઃ સિદ્ધ છે કે ગામડી વણકરોને પોતાનો બાપીકો ધંધો છોડવો પડતો, યા તો શહેરમાં જઈ કોઇ શરાફના પંજામાં સપડાવું પડતું. કહેવાય છે કે ઘણાયે વણકરો પરદેશમાં વસવાટ કરવા, યા તો શહેરોમાં અથવા ચાર્કોરીનાં વાવેતરોમાં મજૂરી કરવા પોતાનાં ઘરબાર છોડી નાસી ગયા હતા. મદ્રાસના વણકરોને તો ભારેમાં ભારે ફટકો પડ્યો હતો; અને હજુ પણ જો ઘણી મોટી સંખ્યામાં વણકરો હાથસાળને વળગી રહેલાં જોવામાં આવે છે તો તેનું મુખ્ય કારણ એ છે કે મદ્રાસ તરફનાં સ્ત્રીપુરુષોમાં મિલનાં ધોતિયાં કે સાડીનો વાપર હજુ પ્રચલિત થયો નથી. પરદેશી કાપડની આયાતે રફતેરફતે હાથવણાટના ધંધાનું પદ પડાવી લીધું અને પરદેશી મિલના સૂતરની આયાતથી વણકરને ફાયદો થવાને બદલે કે તેનું દળદર ફીટવાને બદલે તે ઊલટો સ્થાનિક નફાખોર વેપારીઓને શરણે આવી પડ્યો છે.

હાથવણાટની પડતીનાં કારણો શોધવા દૂર જવું પડે તેમ નથી. મદુરાના વણાટની હાલત વર્ણવતાં મદ્રાસ સરકારે પોતાના ૧૮૭૯ના રાજ્યવહીવટના હેવાલમાં એક પછી એક કારણો ગણાવ્યાં છે. વણકરની આવક ઘટવાનાં કારણો ચર્ચતાં તે કહે છે: "વિલાયતી કાપડના આયાતને લીધે દેશી વણાટના ધંધા પર કેટલી માઠી અસર થઇ છે તેનું એક વિચિત્ર દૃષ્ટાંત એ છે કે મદુરા શહેરના વણકરો સુદ્ધાં પોતાને હાથે વણેલાં કપડાં ભાગ્યે જ પહેરે છે. ખુદ કારીગર વર્ગને હાથવણાટનો ધંધો

દહાડે દહાડે ઓછો પરવડવા લાગ્યો છે. અને તેનાં કારણો પણ ચોખ્ખાં છે. સૂતરની આયાત શરૂ થઇ તે પહેલાં કેટલાંક વર્ષો અગાઉ હાથકંતામણના ધંધામાં બેથી ત્રણ હજાર કુટુંબોને રોજી મળતી. હવે આ ધંધો તદ્દન પડી ભાંગ્યો છે વળી લેસ–સોનેરી કોરો–ની આયાતશરૂ થઇ તે પહેલાં જે લેસના ઉદ્યોગ પર ૫૦૦ કુટુંબો નભતાં હતાં, તે ઉદ્યોગ પર હવે માત્ર ૧૦ જ કુટુંબો જેમતેમ ગુજારો કરી શકે છે. રંગની તમામ સામગ્રીઓ એક કે બે વરસ પહેલાં ગામમાં જ બનાવી લેવામાં આવતી. પણ આ ધંધોય મુંબઇથી આવતા રંગની હરિફાઇમાં હતો ન હતો થઇ ગયો છે. આ બધા ધંધા તૂટી જવાને લીધે કારીગરમાત્રની શક્તિ એકમાત્ર વણાટ ધંધા પર એકત્રિત થઇ છે. અને તેથી વણાટની મજૂરી બહુજ સસ્તી થઇ ગઇ છે." વણકરની ચોખ્ખી રોજી અતિશય ઘટી ગઇ હતી, અને કેટલાક વણકરોએ તો "વણાટનો ધંધો ન પોસાવાથી ખેતીનો ગ્રહણ કર્યો છે, અને બીજા કેટલાક વણકરો બળદગાડાં રાખી બાંધ–કામ માટે રેતીનાં ગાડાં ભરવાનો ધંધો કરવા લાગ્યા છે." આજે પણ સેલમ જીલ્લાના અંદરના ભાગમાં અત્યંત કુશળ કારીગરો ત્રિચિનાપલ્લીમાં ગાડાં ચલાવવાનું કામ કરતા જોવામાં આવે છે.

## રૂની નિકાસ કરનાર હિંદ

જે સંજોગોને લીધે કાંતણ કામ અટકી પડ્યું તે જ કારણસર ઘણે ભાગે હાથસાળની સંખ્યામાં ભારે ઘટાડો થવા પામ્યો હતો. હવે પછી પરદેશ ચડાવવા લાયક યા તો મિલને વેચવા લાયક વેપારની ચીજ તરીકે કપાસની ગણતરી થવા લાગી. ગૃહઉદ્યોગના અગત્યના અંગ તરીકે રૂની કિંમત ન રહી. હાથકંતામણના આર્થિક લાભો વિસરાઇ ગયા અને એનાં પરિણામો વિચિત્ર આવ્યાં. જો કે ૧૮૬૬ પછીનાં ૩૦ વરસ દરમિયાન પહેલાં કરતાં ત્રણગણી જમીનમાં રૂનું વાવેતર થવા લાગ્યું હતું. તેમ છતાં રૂનું વાવેતર દેશભરમાં ન ફેલાતાં અમુકજ ભાગોમાં થવા લાગ્યું. આને લીધે કેટલાક ભાગોમાં જ્યાં રૂ ઊગી શકે એમ હતું અને જ્યાં ઊગતું પણ ખરૂં ત્યાં રૂનો પાક સદંતર બંધ થઇ ગયો. અને બીજા કેટલાક પ્રદેશોમાં એથી તદ્દન ઉલટી જ સ્થિતિ પેદા થઈ; એટલે કે બીજા પાકોને બદલે રૂનું વાવેતર થવા લાગ્યું. મધ્યપ્રાંતના ગેઝીટિયરે નોંધ કરેલી છે કે "છેક ૧૮૬૬માં વર્ધા જિલ્લામાં અને વરાડ પ્રાંતમાં, જ્યાં સામાન્ય રીતે

હમેશાં રૂ તો થતું જ ત્યાં તેનું વાવેતર એકદમ અતિશય વધારી દેવામાં આવ્યું, અને પહેલાં અનાજની ખેતીમાં વપરાતી મોટી મોટી જમીનો રૂના વાવેતરમાં લઇ લેવામાં આવી. આ જ હવે જોઇએ પ્રમાણમાં નાના પાયા પર, નાગપુર જિલ્લામાં પણ ફેલાવો થઇ અને રૂનું વાવેતર આશરે બમણું થઇ ગયું.” દક્ષિણનાં ટેકરાળાં ખીંડોમાં અધે રૂ ઊગવા લાગ્યું, અને થોડા વખતમાં તો કિંમતી ગોચરના હજારો એકરો પર આ નવો પાક ફેલાઈ ગયો. રૂના સટ્ટા થતા હોવાથી અને કેટલીક વાર રૂની ભારે કિંમત ઉપજતી હોવાથી, ફસલ પહેલાં યે ખલાસ કરવા લાયક અને નાણું મેળવી આપનાર વેપારી પદાર્થ સિવાય બીજી રીતે રૂની કશી કિંમત જ ન હોય ને એમ પ્રજા વર્તવા લાગી. કપાસના ઊભા મોલ વેચવાના રૈયતના આ રિવાજને સરકારે પણ ખૂબ ઉત્તેજન આપ્યું. ૧૮૬૧–૬૫ ના અમેરિકન આંતર યુદ્ધનાં વરસો દરમિયાન લેંકેશાયરની જરૂરિયાતોને પહોંચી વળવા સરકાર પોતે, હિંદમાં રૂનું વાવેતર મોટા પાયા પર કરાવવા મથી હતી; લેંકેશાયરના લાભની દૃષ્ટિએ જો કે આ પ્રયોગ નિષ્ફળ નીવડયો, પણ હિંદુસ્તાનના કાચા માલની કિંમત થોડા સમય માટે તો વધારી દેવામાં સરકારનો મનોરથ ફળ્યો. હવે પછી પરદેશ ચડતી મુખ્ય ચીજોમાં રૂની ગણતરી થવા લાગી. હાથકંતામણ ભાંગી પડવાથી એનું પ્રત્યક્ષ પરિણામ એ આવ્યું કે રૂની ઘણી જાતો કાં તો નાશ પામી, કાં તો હલકી થઇ ગઈ. કારણ કે લોકો હવે માલની જાતની દરકાર નહોતા રાખતા, પણ પુષ્કળ અને ઝપાટાબંધ ઊગે અને ઝાઝી કિંમત આણે એવી જાતના કપાસ જ વાવતા થયા હતા.

૧૮૭૦ પછી જે કંઇ માલ હિંદમાંથી ઇંગ્લંડ ખરીદતું તે બધો માલ મુખ્યત્વે કરીને ફરી બીજે ક્યાંય ચડાવવાના ઇરાદાથી જ લેવામાં આવતો. હિંદી રૂની માગણી ચીન અને જાપાનના બજારોમાંયે જાગવા માંડી હતી. હિંદમાં પણ વધતી જતી મિલોએ કપાસ પર આક્રમણ શરૂ કરી દીધું હતું. અખતરાના એક વિશાળ ક્ષેત્ર તરીકે ઇંગ્લંડે હિંદ પર નાખેલી નજર હજુ એવીને એવી કાયમ રહી હતી. હાલમાં જો કે ઇંગ્લંડને અમેરિકા અને ઇજિપ્તના રૂ પર જ ઘણુંખરું નભવું પડે છે, તોપણ પોતાની મિલોમાં ઉપયોગી થઇ પડે તેવું લાંબા તારવાળું રૂ હિંદમાં ઊગાડવાનો ખ્યાલ હજુ ઇંગ્લંડે છોડી નાખ્યો નથી. અમેરિકાથી

આવતું રૂ મોડું વહેલું બંધ થવાનું જ એવો ભય રહેતો હોવાથી અમેરિકાથી સ્વતંત્ર બની, ઇંગ્લંડ ઝપાટાબંધ પોતાના પગ પર નભતું કેમ થઇ જાય, એનો ઇલાજ શોધી કાઢવાનો પ્રધાન હેતુ રાખીને જ ૧૯૦૯ માં હિંદી 'કૉટન કમિટી' નીમાઇ હતી. કમિટી પાસે તો એવી જ મતલબની જુબાનીઓ પડી કે લાંબા રેસાવાળું રૂ ઊગાડવું હિંદીઓને પરવડી શકે તેમ નથી; ટૂંકા રેસાવાળી રૂની જાતો સહેલાઇથી અને વધારે જથાબંધ ઊગતી હોવાથી, હિંદી રૈયત એને જ વળગી રહેવું પસંદ કરશે. તેમ છતાં કમિટીએ તો નિર્ણય જાહેર કર્યો કે ગમે તેમ કરીને લાંબા રેસાવાળું રૂ હિંદમાં ઊગાડી શકાય એવી રીતો અને સાધનો શોધી કઢાવાં જોઇએ. ખાસ લેંકેશાયરના લાભ માટે જ પંજાબ અને સિંધમાં પરદેશી કપાસ ઊગાડવાના પ્રયોગો હમણાં સરકાર અજમાવી રહી છે. મદ્રાસના પણ કેટલાક જિલ્લાઓમાં આ પ્રકારની હીલચાલ ચાલી રહી છે. અને લેંકેશાયરને ઉપયોગમાં આવે એવા સુધારા ત્યાંના સુંદર કપાસમાં કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે. બ્રિટનની જરૂરિયાતો ગમે તે ઊથલપાથલ કરીને હિંદે પૂરી પાડવી જ જોઇએ! હજુ હમણાં જ ૧૯૧૯ના ઔદ્યોગિક કમીશને પણ લાંબા રેસાવાળા રૂના વાવેતર સંબંધી ચર્ચા કરતાં જાહેર કર્યું છે કે "રૂના વાવેતરનો પ્રશ્ન દુનિયાના અને ખાસ કરીને ગ્રેટબ્રિટનના વેપારની દૃષ્ટિએ એટલો તાકીદનો છે કે વાવેતરના પ્રયોગોનાં પરિણામની રાહ જોવાની પણ કશી જરૂર નથી."

## રેલવેનો ફટકો

રેલવે દાખલ થવાથી રૂ અને કાપડના વેપાર પર કેવી અસર થઇ હતી, તેનું વર્ણન કર્યા સિવાય, હિંદમાં પરદેશી માલનો ભારે ઉઠાવ કરાવવા તથા હિંદમાંથી રૂ ખેંચી જવામાં સરકારે જે ભાગ ભજવ્યો હતો તેનું વિવરણ અધુરૂં ગણાય. હિંદી રૂ ઇંગ્લંડ લઇ જઇ શકાય અને વિલાયતી માલ હિંદમાં લાવી ચારેકોર ફેલાવી શકાય એ ખાતર રેલવે દાખલ કરવામાં આવી હતી, એમ સ્પષ્ટતાથી ખુદ લૉર્ડ ડેલહાઉસીએ હિંદી રેલવે પરની એની પ્રખ્યાત નોંધ લખતાં પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો હતો. હિંદી રૂ ઇંગ્લંડમાં કેમ સહેલાઇથી ખેંચી શકાય એ દૃષ્ટિએ ક્યાં ક્યાં રેલવે નાખવી જોઇએ એ સમજાવવા માટે જ ૧૮૫૧ માં જી. આઇ. પી. રેલ્વેના પ્રથમ સ્થાપક જૉન ચૅપમેને હિંદની રેલ્વેઓ

વિષે એક આખો ગ્રંથ લખ્યો હતો. હિંદમાં ૧૮૫૧ ના અરસામાં '૧ અબજથી ૩ અબજ રતલ જેટલું જે રૂ ખપતું, અને પરદેશ તો માત્ર ૧૫ કરોડ રતલ અથવા કુલ પેદાશનો $\frac{1}{7}$ થી $\frac{1}{20}$ ભાગ ચડતો. રેલવે દાખલ થયા પછી રૂનો સ્થાનિક વાપર હિંદમાં એકદમ ઘટી ગયો. રેલવેને લીધે વેપાર ખીલવાથી કપાસની કિંમત પણ વધી, અને તેથી રૂ પરદેશ ચડાવવાની એક વધારે લાલચ ઉમેરાઈ. ચૅપમેન લખે છે કે જે રૂ ૧૮૪૩ માં ૧$\frac{1}{2}$ પેન્સે રતલ વેચાતું તે ૧૮૫૧ માં ૨ પેન્સે, અને બાર વરસ બાદ ૩ પેન્સે રતલ વેચાવા લાગ્યું હતું. દેશની અંદરના ભાગની બજારો સર કરવામાં પરદેશી કાપડને રેલવેએ ભારે સગવડ કરી આપી. હિંદના દૂરદૂરના આંતરિક પ્રદેશોમાં વિલાયતી માલ ઠાલવી ઠાલવીને રેલવેએ હિંદના ગૃહઉદ્યોગો અને કારીગરીને પાયમાલ કરી નાખ્યાં.

ઘણીવાર એમ કહેવામાં આવે છે કે આ દેશમાં રેલવેએ જે આર્થિક વિપ્લવ કરી મૂક્યો છે તેથી હિંદને કશું નુકસાન પહોંચ્યું નથી. એટલું જ નહિ પણ ઉલટું તેથી એના વેપારને લાભ થયો છે; પણ આ ભ્રમ તો સહેલાઇથી ભાંગી શકાય તેવો છે. રેલવેથી હિંદને કેટલું નુકસાન પહોંચ્યું હતું તેનો સચોટ ચિતાર મિ. એચ. કે. કાર્નવેલે આપેલો છે. 'ઇંગ્લંડ અને હિંદુસ્તાનની આર્થિક ક્રાંતિ વચ્ચેના તફાવત બતાવતાં તે આ પ્રમાણે લખે છે. ઇંગ્લંડની આર્થિક ક્રાંતિ દેશની સ્વાભાવિક પરિસ્થિતિનું પરિણામ હતું; અને જેમ આંતરિક ખળભળાટથી ઉપજતા તમામ બાહ્ય ફેરફારોમાં બને તેમ, ઉથલપાથલના સમય દરમિયાન મૂડી અને મજૂરી નવાં કાર્યક્ષેત્રોમાં વહેંચાઇ તો ગઇ હતી, પણ તે સમય વીત્યા બાદ સમાજ ફરી મૂળ સ્થિતિમાં આવી ગયો હતો. જે મૂડીદારો માટે મૂડી રોકવાનાં જૂનાં બારાં બંધ થયાં હતાં તેમને માટે નવાં ક્ષેત્રો ખુલ્લાં થયાં હતાં, અને જૂના ધંધાઓ પડી ભાંગવાથી જે મજૂરો કામ વિના થઈ પડ્યા હતા તેઓ નવી પરિસ્થિતિને અનુકૂળ થઇ મોટાં ક્ષેત્રોમાં ઝંપલાવવા લાગ્યા હતા. પણ હિંદમાં તો ઉચ્ચ વર્ગના માણસો માટે રાજ્યના અમલદાર સેનાપતિ કે બીજા પ્રકારની જાહેર સેવાનાં કામ બંધ થઈ જવાથી તેમાંથી મળતી આવક પણ અટકી ગઈ છે. અને આમ વર્ગની જે જૂની આવક જતી રહી તેનું વળતર રેલવે દ્વારા કંઇ મળ્યું નહિ. દેશના લાખો માણસોને નભાવનાર એકમાત્ર ખેતીના ધંધા

સિવાય તમામ જૂના ધંધાઉદ્યોગો પરદેશી હરિફાઇને લીધે ધીમે ધીમે નાશ પામતા જાય છે. પરદેશી હરિફાઇ ફાવી શકે તે ખાતર માલ લઇ જવા લાવવાનાં સુધરેલાં સાધનો દાખલ કરવાના કામને, દેશના વેપારને ખુલ્લા કરવાનું મોટું નામ આપી, ૩ કરોડ પાઉંડ જેટલી રકમ બિચારા કંગાલ લોકોનાં ખીસામાંથી કર નાંખીને કઢાવવામાં આવી હતી. માલની આવજાનાં સાધનો સુધરવાથી રાંકડી રૈયત વધારે નીચોવાઇ, તેના સર્વ રસકસ લુંટાઇ ગયા, પણ લોકોનાં દુઃખમાં તો રજમાત્ર ઘટાડો થયો નથી."

## રૂની નિકાસ અને અનાજના ભાવ

અત્રે એ ન ભૂલાવું જોઇએ કે છેલ્લાં કેટલાંક વરસો થયાં રૂના ભાવ વધુ આવવા લાગ્યા છે, તો સાથે સાથે અનાજના દરોમાં પણ લગભગ તેટલાજ પ્રમાણમાં વધારો થયો છે. ૧૮૯૦ થી ૧૯૨૪ સુધીનાં વરસો દરમિયાન અનાજ અને કપાસના વાવેતરમાં કેટલી જમીન રોકાતી હતી. તેની સરખામણી કરવાથી જણાશે કે કપાસના વાવેતરનો વિસ્તાર કેટલો બેહદ વધી ગયો છે.

| વરસ | વાવેતરના એકરો | |
|---|---|---|
| | કપાસ | અનાજ |
| ૧૮૯૨–૯૩ | ૮૯,૪૫, હજાર | ૧૮,૬૭,૬૧, હજાર |
| ૧૯૨૦–૨૧ | ૧,૫૩,૧૮, ,, | ૧૯.૯૬,૬૭, ,, |
| ૧૯૨૪–૨૫ | ૨,૬૪,૮૦, ,, | ૨૧,૦૦,૦૦, ,, |

વસ્તીના વધારાના પ્રમાણમાં અનાજના વાવેતરના વિસ્તારમાં પણ વધારો થતો ગયો છે. પણ ૧૮૯૨ માં હિંદ અધભૂખે મરતું હતું અને આજે પણ હિંદ અધભૂખે મરે છે. દહાડે દહાડે વધારે ને વધારે કપાસ અને એવાજ બીજા વેપારી પાકો ઊગાડવામાં આવે છે. અને તેથી કેટલીકવાર એવા પ્રસંગો બને છે કે, રૂ શણુ કે તેની જાતના બીજા પાક થવા છતાં, લોકો પોતાની ભૂખ ભાંગી શક્તા નથી. શેર, સટ્ટાબજાર અને રૂનાં વેપારી મથકોની આણ હિંદના દૂરના દૂર ગામડાંઓમાં પ્રવર્તવા લાગી છે, અને દર વરસે પરદેશ ચડતી ચીજો ઉગાડવાની ઘેલછા વધતી જાય છે.

## ગ્રામજીવનનો નાશ

રોટલો મેળવવાનું સાધન ગામડું મટી શહેર બન્યું. ગામડાંના રોજગાર તૂટીને શહેરોમાં તણાવા લાગ્યા. પણ વંશપરંપરાથી ઊતરી આવેલા ગ્રામીણ રીતરીવાજોમાં કશા ફેરફાર થયા નથી. ગામડાંના સેંકડો ઘર ભાંગી યા ઉજડ કરીને હિંદમાં એક નવું વેપારી શહેર વસે છે. બ્રિટિશ રાજ્યની સર્વોપરિ સત્તા સ્થપાયા પછી હાથકાંતણનો ધંધો પાયમાલ થઇ ગયો. પરદેશી નફાખોરના લોભ અને અણજાણતા કપટને લીધે કાંતણકળા પડી ભાંગી. અને પછી રેંટિયા માળીયે ચઢ્યા યા તો બળતણ તરીકે દેવતામાં હોમાયા. પરદેશી, અને વળી તેમાંયે ખાસ કરીને બ્રિટિશ માલ હિંદમાં નિરંકુશપણે ઠલવાતો હોવાથી, કાંતણકળા પર એવો જબરદસ્ત કારી ઘા પડયો, કે રેલવે જેવા પશ્ચિમનાં સસ્તા વ્યવહારનાં સાધનોથી ગપાટાબંધ બદલાતી જતી સમાજની સ્થિતિને અનુકૂળ થઇ શકવાનું બળ પણ હિંદી ગામડિયાઓ તદ્દન ખોઇ બેઠા. ઇતિહાસકાર વિલસન કહે છે કે, ઠેઠ ૧૮૦૬માં યે બ્રિટિશ પાર્લામેન્ટના એક અંગ્રેજ સભ્યે જાણવા જેવી આગાહી કરી હતી—જે આગાહી આજે અક્ષરેઅક્ષર ખરી પડતી જોઇએ છીએ—કે જો હિંદમાંથી કાચો માલ જોઇએ તેટલો આપણને મળ્યાં કરશે. તો "હિંદીઓએ પેદા કરેલા રૂમાંથી જ કપડાં બનાવીને ઇંગ્લંડ હિંદીઓને કપડાં પૂરાં પાડશે, અને માલનું નૂર, દલાલી, વીમાખરચ, અને બનાવટનો સર્વ નફો ઇંગ્લંડનાજ ઘરમાં રહેશે. જો સરકારની દાનત જ હિંદના ગૃહઉદ્યોગને રક્ષણ આપવાની હોત તો પાશ્ચાત્ય બુદ્ધિ યા કારીગરીએ શોધી કાઢેલા સંપૂર્ણ સંચા કામ સામે પણ હાથકંતામણ ટક્કર ઝીલી શક્યું હોત. પણ એવું શાનું બને ? કરોડોનાં દુઃખ અને પાયમાલીના પાયા પર બ્રિટિશ વેપારની ઈમારત ચણાવાની હતી. **એક સમયે બર્ક જેવા અંગ્રેજોએ આશા રાખી હતી કે બ્રિટિશ રાજ્યની સ્થાપના પછી ગરીબ, વેતરૂં કરનારા મજૂરો અને ખેડૂતો મૂઠીભર ચોખા તો પામશે. પણ હવે સૌ કોઇ નરી આંખે જુએ છે કે મજૂરોને બ્રિટિશ અમલ પહેલાં જે થોડું ઘણું યે અનાજ મળતું તેટલું યે આજે મૃગજળની પેઠે અલોપ થઇ ગયું છે !**

## પ્રકરણ ૩ જું

# હાથકંતામણ અને હાથવણાટની શક્તિ

અને

# હિંદના મિલઉદ્યોગ સાથે સરખામણી

### વીસમી સદીની શરૂઆત

વીસમી સદીનાં પગલાં થયાં ત્યાં તો હિંદમાં પરદેશના અને હિંદી મિલોના કાપડનું પૂર વહેવા લાગ્યું હતું. ગ્રામ્ય ધંધા તરીકે ચાલતો રેંટિયાનો ઉદ્યોગ પાયમાલ થઇ ગયો હતો, અને જાણે ભૂતકાળમાં થયેલા રંજાડની સાક્ષી પૂરતા હોય એમ એ ઉદ્યોગના આડાઅવળા, છિન્નભિન્ન થયેલા નિસ્તેજ અવશેષો કયાંક કયાંક દૃષ્ટિગોચર થતા હતા. પહેલાંના વખતમાં હાથકંતામણના જે સુંદર નમૂનાઓ પર લોકો વારી જતા તે નમૂનાઓ આજે બજારમાં જોવા જડતા નથી. ગામડાંમાં જે કારીગરી દેખાતી, જે ઉદ્યોગધંધા ધમધોકાર ચાલતા તે આજે અલોપ થઇ ગયા છે. દુનિયામાં મહાન ઔદ્યોગિક દેશ તરીકેની હિંદની નામના આજે જતી રહી છે. જે હિંદુસ્તાન પરદેશોને કાપડ પૂરું પાડતું તે હિંદુસ્તાનને ઢાંકવા

આજે પરદેશથી ઝીણું અને જાડું, સાદું અને રંગીન, ભાતભાતનું સુતરાઉ કાપડ ઢગલેઢગલા આવવા લાગ્યું છે. સાચે જ, પરદેશી ધનલોભીઓએ હિંદને પોતાની શિકારભૂમિ બનાવી મૂક્યું છે. રાંક પ્રજાની પાયમાલી જોઇ કેટલાક પ્રખ્યાત મુત્સદ્દીઓએ કલમ અને જીભ ચલાવી, પણ તેમાંના એકને પ્રાચીન ઉદ્યોગનો પુનરુદ્ધાર કરવાનો ખ્યાલ આવ્યો દેખાતો નથી. તે વખતના અર્થશાસ્ત્રીઓની માન્યતા જ એવી થઇ ગઇ હતી કે જૂના જમાનાનાં 'ગ્રામ્ય, અણઘડ, પુરાણાં, અને અવાવરૂ સાધનો'ની વાત કરવી એ પ્રગતિને રોકવા સમાન છે. એવી દલીલ કરવામાં આવતી કે જૂનું એટલું સોનું એમ માનવું મૂર્ખાઇ ભરેલું છે; રેંટિયાનાશનો ખરખરો કરવો ફોગટ છે, હવે તો આધુનિક જમાનાને અનુકૂળ થઇ પડે તે પદ્ધતિએ સ્વદેશીની ચળવળ ધપાવવા આપણે કમર કસવી જોઇએ; સ્વદેશીની હીલચાલને ફતેહમંદ બનાવવા છેલ્લામાં છેલ્લી પદ્ધતિના સંચાઓ, જૉઇન્ટ સ્ટૉકપેઢીઓ અને મોટી મોટી બેંકો સ્થાપવી જોઇએ.

## રેંટિયાનો જીર્ણોદ્ધાર

સ્વદેશીની ચળવળને લીધે પ્રજા સ્વદેશીનું રહસ્ય વિચારતી તો થઈ જ ગઇ હતી. લોકોની એટલી તો આંખ ઊઘડી ગઈ હતી કે દેશની પ્રગતિ કે તેનો વિકાસ, પ્રજાના હાડમાં રહેલી સંસ્કૃતિ અને પરિસ્થિતિ અનુસાર જ થઇ શકશે. પશ્ચિમના ધોરણોનો ઘડો લઇ ઉપરઉપરની મોટી ધમાલ કે ધમપછાડા કરવા જતાં, આગળ જઇને પાછા પડશું. પ્રજા પોતાના પગ પર ઊભવાનું શીખી હતી, અને તેને લીધે પ્રજામાં સ્વાવલંબનની નવી ભાવનાઓનો પ્રચાર જોસભેર થવા લાગ્યો હતો. કળા અને ઉદ્યોગ હુન્નરના જીર્ણોદ્ધારનો ગંભીર પણે વિચાર થવા લાગ્યો હતો. મિ. હૅવેલ અને આનંદકુમાર સ્વામી જેવા કળાપ્રેમીઓએ હાથવણાટના ઉદ્યોગને મદદ કરવાની યોજના પ્રજા સમક્ષ મૂકી, જોશભેર અને સમર્થ રીતે એની હિમાયત કરી હતી. પણ આ એક અપવાદ સિવાય કપડાંની બાબતમાં તો મિલઉદ્યોગને ખીલવવા તરફ જ સમસ્ત પ્રજાનું ધ્યાન ખેંચાયું હતું. આ જમાનાના અર્થશાસ્ત્રીઓ પણ મિલઉદ્યોગને ટકાવવા કે તેને રક્ષણ આપવાના ઉદ્દેશથી આયાત નિકાસનાં જકાતી ધોરણો કે કેટલાંક નાણાં વિષયક કાયદાઓ બંધાણુથી ચર્ચીને સંતોષ માનતા. પ્રજાની દૃષ્ટિમર્યાદામાં હજુ રેંટિયાનો ઉદય થયો નહોતો.

હિંદના રાષ્ટ્રીય જીવનમાં રેંટિયાની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું અપૂર્વ માન મહાત્મા ગાંધીને જ ઘટે છે. જે આત્મા સતત અંતર્મુખ બની આત્મનિરીક્ષણ કરી પોતાના ગરીબ કરોડો ભાઇ બહેનોના વિચાર કરી તેમના સુખદુ:ખમાં ભાગ લેવા તલસી રહેલ હતો, તેને સહેજે આ રેંટિયા રૂપી કામધેનુ લાધી. કદાચ દક્ષિણ આફ્રિકામાં કરેલા રસ્કિન અને ટૉલ્સ્ટૉયના અભ્યાસ કરતાં કરતાં આમવર્ગને બેલીરૂપ થઇ પડે એવો ધંધો શોધી કાઢવાનો વિચાર તેમને સૂઝ્યો હશે. રેંટિયા જેવા ધંધાનો પુનરુદ્ધાર કરવાના વિચાર ઘોળતાં ઘોળતાં, કૈંક અનેરી અંત:સ્ફુરણાના બળ વડે તેમની નજર આગળ દેશનું દરદ અને તેનો ઇલાજ સ્પષ્ટ થયાં હશે; અને આખરે કરોડોના વધતા જતા પ્રાણશોષક દારિદ્ર્ય અને ભૂખમરાને માટે સંજીવનીરૂપ થાય એવા રેંટિયાનો સાર્વત્રિક પ્રચાર તેમણે ઉપદેશ્યો હોવો જોઇએ. તેમના લખાણોમાં રેંટિયાનું નામ સૌથી પહેલવહેલું ૧૯૦૮ માં પ્રસિદ્ધ થયેલા 'હિંદસ્વરાજ' માં આવે છે; તે પુસ્તકમાં તેમણે વકીલ, ડૉક્ટર, વેપારી અને મિલમાલિકોને રેંટિયો હાથમાં લેવાની સલાહ આપી છે. એમાં ગાંધીજીના હૃદયમાં રમી રહેલા માનવપ્રેમે સાફસાફ વચનો ઉચ્ચારેલાં છે. માત્ર ખપ અને છતના ગજે દુનિયાને આંકવાની નથી. જે કાર્યમાં દયા ભરેલી છે, જે કાર્યમાં માનવપ્રેમ રેડાયો છે તે કાર્ય અર્થસાધક અને વહેવારૂ હોવું જ જોઇએ. આ જાતની અંતરશ્રદ્ધાથી તેમણે રેંટિયાની હિમાયત પૂરજોશમાં કરી છે.

## અર્થશાસ્ત્ર અને રેંટિયો

આપણા રાષ્ટ્રીય કાર્યક્રમમાં રેંટિયાએ સર્વોપરિ સ્થાન લીધું છે એ તો હવે જાણીતી વાત છે.* પણ શું રેંટિયાને લીધે પ્રજાના ધર્મ

* સૌથી પહેલવહેલાં, ૧૯૨૦ ની મહાસભાની ખાસ બેઠકમાં, "દરેક સ્ત્રી પુરૂષ અને બાળકે સ્વાર્થત્યાગ અને શીસ્તની નિશાની તરીકે ખાદી પહેરવી જોઇએ અને હાથકંતામણ તથા હાથવણાટના ધંધાને ઉત્તેજન આપવું જોઇએ," એવો ઠરાવ થયો. તેજ વરસે નાગપુરમાં ભરાયેલી મહાસભાએ ઉપરના ઠરાવ પર વિશેષ ભાર મૂકયો, અને ૧૯૨૧માં બેઝવાડામાં ભરાયેલ મહાસમિતિએ દેશમાં ૨૫ લાખ રેંટિયા તેજ વરસે ચાલુ કરાવવાની ઝૂંબેશ ઉઠાવી. ૧૯૨૧ ના અંતમાં દીલ્હી ભરાયેલ મહાસમિતિએ બીજો ઠરાવ કર્યો કે દરેક સ્વયંસેવકે ખાદીજ પહેરવી જોઇએ, અને જે જિલ્લાઓ સત્યાગ્રહની ઝૂંબેશ

અને અર્થ બંને સચવાશે? શું પ્રજાનું કલ્યાણ પણ થશે અને પૈસા પણ બચશે? શું અર્થલાભની દૃષ્ટિએ ખાદીની વાત ફાયદાકારક અને વહેવારૂ છે? શું ખાદી એટલી બધી મહત્ત્વની જીવંત વસ્તુ છે કે તે સાધવા આખાં રાષ્ટ્રે એની પાછળ પડવું જોઇએ? આ અને આ પ્રકારના બીજા પ્રશ્નોનું જે રીતે નિરાકારણ થશે, તે રીતે રેંટિયાનું ભવિષ્ય ઘડાશે. દેશની ઉત્પાદક શક્તિની રક્ષા થાય અને દેશની સર્વ શક્તિઓ પૂરજોશમાં વિકાસ થઇ શકે એવા સિદ્ધાંતો પર જ્યારે અર્થશાસ્ત્રનો પાયો નંખાશે ત્યારે જ અર્થશાસ્ત્રની ગણના સંપત્તિ અને શ્રેયના વિજ્ઞાન તરીકે થઈ શકશે. સર્વ આર્થિક પ્રવૃત્તિઓનો ઉદ્દેશ, યેનકેન પ્રકારેણ માત્ર પૈસા પેદા કરવાનો હોવો ન જોઇએ, પણ લોકોની જરૂરિયાતો પૂરી પાડી શકે એવી જાતની વસ્તુઓ ઉત્પન્ન કરાવવાનો ઉદ્દેશ પણ હોવો જોઇએ. સમાજની જરૂરિયાતો શી છે અને ક્યા ઉદ્યોગને અથવા ક્યા ધંધાને રક્ષાની કે વિકાસની જરૂર છે તે સમાજની પરિસ્થિતિ, સમાજના સંજોગો, સમાજનું વલણ અને સમાજનું બંધારણ જોઇને જ મોટે ભાગે નક્કી થાય. મનુષ્યના જીવનનો આદર્શ પણ સમાજની પરિસ્થિતિને અવલંબી ઘડાય છે. ટૂંકમાં આર્થિકસિદ્ધાંતશાસ્ત્રીઓએ એના સિદ્ધાંતો અને ધોરણો એવી રીતે બાંધવાં જોઇએ કે જેથી પ્રજાજીવનમાં

---

ઊઠાવવા તૈયારી કરવા ઇચ્છતા હોય, તે જિલ્લામાં વસ્તીના ૬૦ ટકા ત્યાંજ તૈયાર થયેલ ખાદીનો પોષાક પહેરે છે એવી ખાત્રી કરાવવી પડશે. મહાત્મા ગાંધીજી જેલમાંથી છૂટયા પછી, ૧૯૨૪ ના જૂનમાં ભરાયેલ અમદાવાદ મહાસમિતિએ વળી એક પગલું આગળ ભર્યું, અને એવો ઠરાવ કર્યો કે, મહાસભા ચલાવવા સ્થપાયેલ ગ્રામ્યજિલ્લા અને પ્રાંતિક સમિતિના દરેક સભ્યે રોજ અર્ધો કલાક કાંતવું જોઇએ. અને અખિલ ભારતવર્ષીય ચરખા સંઘને દરવરસે એકધારૂં, સારૂં ૧૦૦૦ વાર સૂતર ભેટ આપવું જોઇએ. વરસને અંતે, ઉપરની સરત વધારે આકરી બની. પહેલાં જે સરત માત્ર મહાસભાના કાર્યવાહકોને લાગૂ પડતી હતી, તે હવે મહાસભાના દરેક સભ્યને લાગૂ પાડવામાં આવી; અને મહાસભામાં સૂતરનો મતાધિકાર દાખલ કરવામાં આવ્યો; હાલમાં ચરખા સંઘના સભ્ય થવા માટે મહિને હજાર વાર સૂતર આપવું પડે છે. અને એટલું સૂતર આપનાર ઈચ્છે તો મહાસભાનો પણ સભ્ય થઈ શકે છે; હાલ મહાસભામાં સભ્ય થવા માટે વરસે ૧૨ હજાર વાર સૂતર કે ૪ આના ભરવા પડે છે.

તરી આવતી રાષ્ટ્રીય અસ્મિતિનાં ખાસ લક્ષણો કે સમાજના ખાસ અંગો જડમૂળથી ખરી ન પડે. જે પરિસ્થિતિમાં માણસો રહે છે અથવા જે સ્થિતિમાં તેમને હાલ તરત રહેવાની ફરજ પડેલી છે તે સ્થિતિને અનુકુળ થઇ પડે તેવી જ રીતે સામાન્ય આર્થિક પ્રવૃત્તિ થવી જોઇએ; માણસની શી જરૂર છે અને તેને શું જોઇએ, એનો નિર્ણય કરવામાં માનવી શક્તિ અને માનવી ભાવનાઓ–આર્થિક અને નૈતિક તત્ત્વો–મોટો ભાગ ભજવે છે; માણસના સંજોગો, તેની ભાવના, આશા અને લાગણીનો સંપૂર્ણ ખ્યાલ રાખ્યા સિવાય, કરેલી પ્રવૃત્તિથી કાંઇ પણ લાભ થતો નથી. જે નિયમો કે ધારાધોરણો એક રાષ્ટ્રને માફક આવે તે બીજા રાષ્ટ્રને પણ ફાવવાં જ જોઇએ એવો નિયમ નથી. આપણા જેવાં કેટલાંક રાષ્ટ્રોને ગુજારો કેમ ચલાવવો, કે જિંદગી કેમ ટકાવી એ જ જ્યાં મહાપ્રશ્ન થઈ પડ્યો છે ત્યાં જિંદગી સુખમાં કે ચેનમાં કેવી રીતે જાય એના વિચાર ઘોળવામાં આપણને શો લાભ? પેટ કેમ ભરવું એની જ ચિંતા હિંદમાં ઘેરઘેર વ્યાપી ગઈ છે, અને જો હિંદનાં ગામડાંમાં રોટલા પાણીની ચિંતા ટળી જાય તો હિંદના મહાપ્રશ્નનો લગભગ નિકાલ થઈ ગયો એમ કહી શકાય. જો ગામડિયાઓની આર્થિક મૂંઝવણ મટે અને મહેનતથી કંટાળવાની વૃત્તિ તેમનામાંથી નીકળી જાય તો રાષ્ટ્ર સમૃદ્ધ અને આબાદ બન્યા વિના ન રહે. આપણી ભવિષ્યની ઉન્નતિનો મુખ્ય આધાર સ્વાવલંબન, ઉત્પાદક કાર્ય, અને મનુષ્યની સર્વ શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવા પર રહેલો છે આસપાસના પાડોશીઓને ભોગે થોડાઘણા માણસોને પૈસાદાર બનાવવાની આ વાત નથી, પણ સહકાર અને પરસ્પર સહાયના સિદ્ધાંતનો અમલ કરી સમસ્ત રાષ્ટ્રને મરતું બચાવવાનો આ પ્રશ્ન છે. આ કાર્ય પારપાડવા માટે, રાષ્ટ્રની ઉત્પાદક શક્તિ અને રાષ્ટ્રની સંપત્તિ બન્ને વધે એવાં પગલાં લેવાં જોઇએ. પણ એટલું યાદ રાખવું જોઇએ કે રાષ્ટ્રની ઉત્પાદક શક્તિ વધારવા જતાં લોકો પર બળજબરી કે જુલમ ન ગુજારાય, અને લોકોની વૃત્તિ કે લોકોની ઇચ્છા વિરુદ્ધ તેમના પર કામ ન ઝીકાય, તેમજ રાષ્ટ્રની સંપત્તિ વધારવા જતાં મૂડીની વહેંચણી બેહૂદી રીતે ન થાય.

## રેંટિયા સામે વાંધા

આ વિશાળ અને દીર્ઘ દૃષ્ટિએ જોતાં, રેંટિયા અને ખાદીમાં એટલી બધી અજબ શક્તિઓ છૂપાયેલી લાગે છે, કે દેશના સારામાં સારા વિચારકોને પણ રેંટિયાએ હલમલાવી નાખ્યા છે. તેમ છતાં, કાંતવાની ઉપયોગિતા વિષે હજુ દેશમાં ભિન્નભિન્ન મતમતાંતરો પ્રવર્તે છે. કેટલાકને મન રેંટિયો એટલે લાકડાનું ખાલી ચક્કર જ લાગે છે, તેમાં રાજપ્રકરણ દેખાતું નથી, ત્યારે બીજા કેટલાક હજુ એવા પડ્યા છે કે જેઓ રેંટિયાની આર્થિક ઉપયોગિતા વિષે પણ શંકા ધરાવે છે. ના૦ શ્રીનિવાસ શાસ્ત્રીએ એકવાર જાહેરમાં બોલતાં કહ્યું હતું કે 'રેંટિયો એ અણુનીવડેલ આર્થિક ભ્રમ છે;' આ ઉદ્‌ગારોમાં શંકાશીલ લોકોનું રેંટિયા પ્રત્યે કેવું વલણ છે તે જણાઈ આવે છે. રેંટિયો એ ખાલી મૂર્તિપૂજા જ છે? કે રેંટિયામાં એવી કંઈ વિશાળ અને રાષ્ટ્રને કલ્યાણકારી શક્તિ રહેલી છે ખરી કે જેથી એના તરફ ધ્યાન આપ્યા વિના ન જ ચાલે? આ પ્રશ્નો છેડીએ તે પહેલાં રેંટિયા વિરૂદ્ધ અત્યાર સુધીમાં અર્થશાસ્ત્રીઓએ અને બીજાઓએ જે મુખ્ય વાંધા ઉઠાવ્યા છે તે તપાસી લેવા યોગ્ય છે. રેંટિયાના જીર્ણોદ્ધાર વિરુદ્ધ અત્યાર સુધીમાં જે કહેવાયું છે તે સર્વનું પૃથક્કરણ કરતાં નીચેના મુદ્દાઓ ખાસ તરી આવતા માલમ પડે છે.

૧ રેંટિયા પર કોઇ પણ માણસ પોતાનો ગુજારો ન કરી શકે. બહુ બહુ તો એ ઉદ્યોગ ઘણોજ નજીવો એવો ગૌણ ધંધો થઇ શકે.

૨ રેંટિયો ગૌણ ધંધો થઇ શકે, તોપણ ગરીબો સહેલાઇથી કે સગવડથી ગ્રહણ કરી શકે તેવા, રેંટિયા કરતાં વધારે લાભદાયી અને વધારે રોજી આપનારા ધંધા દેશમાં પડ્યા છે.

૩ અને ઘડીભર દલીલની ખાતર એમ સ્વીકારી લઇએ કે રેંટિયાથી રાષ્ટ્રની આમદાની વધે, તોપણ એ વધારો કાંઇ હિસાબમાં ગણી શકાય તેટલો નથી.

૪ આ ત્રણ દલીલો ઉપરાંત, એક બીજો વિચાર કરવાનો તો રહે જ છે કે રેંટિયો ઉપયોગી હોય તો પણ તે મિલની હરિફાઇમાં ટકી શકે તેમ નથી.

આ વિરોધી દલીલ એક પછી એક લઇ તપાસી જઇએ.

## પહેલો વાંધો

રેંટિયાના સૌથી ઉત્સાહી પુરસ્કર્તાઓએ પણ એવો દાવો તો કદી કર્યો નહોતો અને હજી પણ કરતા નથી કે બીજા ઉદ્યોગધંધા કરવાથી જેટલી રોજી મળે તેટલી રોજી રેંટિયા પર કામ કરવાથી મળી શકે છે. કાંતવાના ધંધામાંથી બેત્રણ આનાથી વધારે રોજ કદાચ કદી પણ નહિ મળે. દુકાળના વખતમાં સરકાર કામ ખોલીને દુકાળિયોને બે આનાથી પણ ઓછું આપે છે, તે જોતાં રેંટિયો દુકાળના વખતમાં ભારે આશીર્વાદરૂપ થઈ પડે છે. રેંટિયાની એ ઉપયોગિતા વિષે તો હવે બેમત રહ્યા જ નથી. પણ આપણા દેશના લાખો ગરીબ ખેડુતો અને તેવા બીજા કંગાલ વર્ગના કુટુંબમાં રેંટિયો મહત્ત્વના ગૃહઉદ્યોગ તરીકે દાખલ થઇ શકશે ખરો? તેમની આમદાનીમાં રેંટિયો સારી બરકત આણી શકશે ખરો? એવા પ્રશ્નો જ્યારે ઊઠે છે ત્યારે જ મતભેદ ઊભા થાય છે અને વાદવિવાદ શરૂ થાય છે.

## હિંદની ગરીબાઇ

ગમે તેમ હો, કેટલીક હકીકતો તો હવે વિવાદગ્રસ્ત રહેલી નથી; હિંદુસ્તાનનો આમવર્ગ ન માની શકાય તેટલી ગરીબાઈ તળે કચરાઇ રહેલ છે એ એક નિર્વિવાદ હકીકત છે. હિદી પ્રજાની માથાદીઠ સરાસરી આવકની પ્રથમ ગણત્રી દાદાભાઇએ કરી; ત્યાર પછી અનેક અર્થશાસ્ત્રીઓએ જૂદેજૂદે વખતે–લગભગ દસબાર વાર–હિંદની જે સરાસરી આવક કાઢી છે તે નીચેના કોઠામાં બતાવવામાં આવેલી છે.

૧૦૮ મે પાને આપેલ કોઠામાં બધી માહિતી **બ્રિટિશ હિંદને** લગતી જ છે. હિંદીની સરાસરી આવક અંગ્રેજી પુસ્તકોમાં જ કાઢવામાં આવેલ હોવાથી પુસ્તકોનાં નામ પણ અંગ્રેજીમાં આપવામાં આવ્યાં છે.

| પુસ્તકનું નામ | કઈ સાલમાં અડસટ્ટો કાઢવામાં આવ્યો હતો | કુલ આવક રૂ. | માથાદીઠ આવક રૂ. |
|---|---|---|---|
| (૧) પોવરટી એન્ડ અન–બ્રિટિશ રૂલ ઇન ઇંડિયા (દાદાભાઇ નવરોજી) | ૧૮૬૭,૬૮ | ૩૪૦ કરોડ રૂ. | ૨૦ રૂ. |
| (૨) ફીનાન્શીયલ સ્ટેટમેન્ટ ફૉર ૧૮૮૨ | ૧૮,૮૦,૮૧ | ૫૨૫ ,, | ૨૭ ,, |
| (૩) 'પૉસ્પરસ' બ્રિટિશ ઇંડિયા (વીલિયમ ડીગ્બી) | ૧૮૯૮ | ૪૨૯ ,, | ૧૭·૫ |
| (૪) ફીનાન્શીયલ સ્ટેટમેન્ટ ફૉર ૧૯૦૧–૨ (લૉર્ડ કર્ઝન) | ૧૯૦૧ | ૬૭૫ ,, | ૩૦ ,, |
| (૫) ધી વેલ્થ ઓફ઼ ઇંડિયા (પ્રો. વાડીઆ અને જોષી) | ૧૯૧૩–૧૪ | ૧૨,૧૦ ,, | ૪૪ ,, |
| (૬) વેલ્થ ઍન્ડ ટૅક્સેબલ | ૧૯૦૦–૧૪ | ૧૧,૦૬ ,, | ૩૬ ,, |
| કૅપેસીટી ઓફ઼ ઇંડિયા | ૧૯૧૪–૨૨ | ૧૮,૬૨ ,, | ૫૮·૫ |
| (પ્રો. શાહ અને ખંભાતા) | ૧૯૦૦–૨૨ | ૧૩,૮૦ ,, | ૪૪·૫ |
| | ૧૯૨૧–૨૨ | ૨૩,૬૪ ,, | ૭૪ ,, |
| (૭) રીકન્સ્ટ્રકટીંગ ઇંડિયા | ૧૯૧૧ | | ૩૬ ,, |
| (સર. એમ. વિશ્વેશ્વરિયા) | ૧૧૧૯ | | ૪૫ ,, |
| (૮) ધી ઍવરેજ ઇન્કમ ઑફ઼ (પ્રફુલ્લ ચંદ્ર ઘોષ) | ૧૯૨૨ | | ૫૧·૮ ૪૦ થી |
| (૯) ઇંડિયન ઇકૉનૉમીક્સ (પ્રો. કાલે) | | | ૪૮ ,, |
| (૧૦) ઇન્ડસ્ટ્રીયલ ડીક્લાઇન ઑફ઼ ઇંડિયા (ડૉ. બાલકૃષ્ણ) | ૧૯૧૧–૧૨ | ૫૩૯ ,, | ૨૧ ,, |
| (૧૧) ધી સાયન્સ ઑફ઼ પબ્લીક | ૧૯૨૧ | ૨૫,૯૬ ,, | ૧૦૭ ,, |
| ફીનાન્સ (ફીન્ડલે શીરાસ)* | ૧૯૨૨ | ૨૬,૬૮ ,, | ૧૧૬ ,, |

* ફીન્ડલે શીરાસ સાહેબનો અડસટ્ટો અત્યંત અતિશયોક્તિ ભરેલો છે.

ઉપરના કોઠામાં જ્યાં જ્યાં માણુસ દીઠ સરાસરી આવક ૫૦ રૂ. થી વધારે અડસટવામાં આવી છે. ત્યાં ત્યાં ગણુત્રીમાં કંઇક ભૂલ થયેલી લાગે છે. × એટલું તો સૌ કોઈ કબૂલ કરતા થઈ ગયા છે કે દુનિયા ભરમાં હિંદુસ્તાન જેવો ગરીબ દેશ બીજો એકે નથી. હિંદનાં કંગાલ લોકોનાં દર્શન કરી હૈયું ચીરાઇ જાય છે: અધ્યાપક શાહની ગણુતરી

તેમની ગણુત્રી કરવાની રીત જ શેખસલ્લીના જેવી છે; દાખલા તરીકે ખેતીના પાકની કિંમત તેના સાથી બીજા અર્થશાસ્ત્રીઓએ આંકી છે. તેના કરતાં બમણી તેમણે મરજી મુજબ આંકી દીધી છે; તદુપરાંત, કેટલા રૂપિયાનું અનાજ પાક્યું એના પરજ મદાર બાંધી ગણુત્રી કરવામાં આવી છે; પણ ખેડુતના ઘરમાં એ રૂપિયા આવે તે પહેલાં સરકારને મહેસૂલના, તથા બીજા મજૂરીના જે રૂપિયા આપવા પડે, તેનો વિચાર કરવાનું શીરાસ સાહેબને સૂઝ્યું નથી, ૧૫ કે ૨૦ વરસોની સરાસરી ચોકખી આવકને બદલે તેમણે તો એક જ વરસની દેખાતી કુલ આવકનો હિસાબ કાઢયો છે. વળી ખેતી સિવાયની બીજી આવકના કશા આંકડા આપ્યા સિવાય, એવું ઠોકી બેસાડયું છે કે ખેતીમાંથી જેટલું ઉત્પન્ન થાય તેના ૪૦ ટકા તો બીજી રીતે મળવા જ જોઇએ, એટલે ખેતી સિવાયની બ્રિટિશ હિંદની ઇતર આવક ૮૮૩ કરોડ રૂ. હોવી જોઇએ (!!!)

× હિંદ કેટલી ભયંકર ગરીબાઇ તળે ક્ચરાઇ રહ્યું છે, એની કલ્પના આવે તે સારૂ દુનિયાના બીજા દેશોની જણુ દીઠ વાર્ષિક આવકના આંકડા નીચે આપવામાં આવ્યા છે:—

મહાયુદ્ધની પહેલાંનાં વરસોના આ આંકડા છે:

| દેશ | માથાદીઠ વાર્ષિક આવક રૂ. |
|---|---|
| અમેરિકા-યુનાઇટેડ સ્ટેટસ | ૧૦૮૦ |
| ગ્રેટબ્રિટન | ૭૫૦ |
| જર્મની | ૪૫૦ |
| ફ્રાન્સ | ૫૭૦ |
| ઇટાલી | ૩૪૫ |
| કૅનેડા | ૬૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ૮૧૦ |
| જાપાન | ૬૦ |
| હિંદુસ્તાન | ૩૧ |

પ્રમાણે દેશની કુલ આમદાનીના ત્રીજા ભાગ કરતાં પણ વધારે રકમ, હિંદુસ્તાનની વસ્તીના ૧ ટકો (રાજા, મહારાજા, અમીર ઊમરાવ યા જમીનદાર કે કારખાનદાર) પચાવી જાય છે. અને જો તેમના આશ્રિતોને ભેગા ગણી લેવામાં આવે તો બહુ બહુ તો વસ્તીના પટકામાં કુલ આવકનો ત્રીજા કરતાંયે વધારે હિસ્સો વહેંચાઈ જાય છે. કુથી જરા વધારે એટલે આમદાનીના લગભગ ૩૫ ટકા વસ્તીના અન્ય તૃતીયાંશમાં ઊડી જાય છે અને બાકી રહેલા ૬૦ ટકા એટલે ઘણાખરા ગામડિયા અને ખેડુતોને નસીબે દેશની આવકનો પૂરો ત્રીજો ભાગે (૩૦ ટકા) આવતો નથી. એ જ વાત બીજી રીતે સાદા શબ્દોમાં કહીએ તો ગરીબમાં ગરીબના હાથમાં વરસે માંડ ૨૦થી ૨૫ રૂપિયા આવે છે. વરસના જણદીઠ ૨૦થી ૨૫ રૂપિયા, અગર દિવસના ૪થી ૫ પૈસા જે દેશમાં મળતા હોય તે દેશની કેવી દીનદશા હોય તેની કલ્પના વાચકને આવે છે ખરી? દેશની આવા થથરાવી નાખે તેવી કંગાલિયતનો અર્થ જ કરોડો માણસનો અધભૂખમરો, કરોડો માણસોને જિંદગીની મુખ્ય જરૂરિયાતોના સાંસા, અને આખાયે દેશનું સામાજિક અને નૈતિક પતન છે. કેટલાંક વરસો અગાઉ સર વિલિયમ હન્ટરે અડસટ્ટો કાઢયો હતો કે હિંદમાં ૪ કરોડ માણસને પેટપૂરતું ખાવાનું સુદ્ધાં મળતું નથી. અધભૂખ્યાં માણસોની સંખ્યા વરસે વરસે વધતી જાય છે. હિંદુસ્તાનના ભયંકર મરણ પ્રમાણનું કારણ જ એ છે કે હિંદના ગ્રામીણ જીવનની પ્રાણશક્તિ બેહદ ખૂટી ગઈ છે.

હિંદુસ્તાનમાં દર હજારે ૩૩·૪ માણસો મરણ પામે છે, ત્યારે જાપાનમાં દર હજારે ૨૧·૯ અને ગ્રેટબ્રિટનમાં માત્ર ૧૪·૬ માણસો મરણ પામે છે; એક બીજો દાખલો લો. ૧૯૧૮ના છેલ્લા ઈન્ફ્લ્યુઝાએ એક જ સપાટે દેશમાંથી ૮૦ લાખ માણસોના પ્રાણ હરી લીધા હતા. એક અર્થશાસ્ત્રીએ ખરેખર સાચું જ કહ્યું છે. "દારિદ્રોની ગરીબાઈમાં જ તેના વિનાશનું બીજ રહેલું છે." બિચારા લોકોની આવક દહાડે દહાડે ઘટતી જાય છે. અને વધારામાં વારેઘડી તેમની સામે દુકાળ તો ઘુરકયાં જ કરે છે અને દુકાળમાંથી જીવતા બચવાની સર્વશક્તિ, સાધન, સંપત્તિ તેઓ ખોઈ બેઠા છે. ઓગણીસમી સદીની પહેલી પચીસીમાં ૧૮૦૦થી ૧૮૨૫–માં ૭, અને બીજી પચીસીમાં–૧૮૨૫થી ૧૮૫૦–માં

એ જ દુકાળો પડ્યા હતા; ત્યારે ૧૮૫૧ થી ૧૯૦૦ ના અર્ધસૈકામાં બ્રિટિશ સામ્રાજ્યની જાહોજલાલીના કાળમાં કુલ ૨૪ દુકાળ પડ્યા હતા, અને તેમાંય છેલ્લી પચીસીમાં ૧૮૭૫ થી ૧૯૦૦ માં તો એકસામટા ૧૮ દુકાળોએ કેર વર્તાવી દીધો હતો; ઉપરા છાપરી પડતા દુકાળને લીધે હિંદુસ્તાનમાં જે ભયંકર મરણ પ્રમાણ વર્તી રહેલું છે તેના કરતાં યે વધારે અનિષ્ટ તો એ છે કે રાષ્ટ્રની કંગાલિયત સારાં કે માઠાં વરસોમાં એક સરખી જ રહ્યાં કરે છે.

## ખેતીમાં બારેમાસ કામ મળે છે ખરૂં ?

હિંદુસ્તાનનું આ ભયંકર દારિદ્ર અને દહાડે દહાડે વધતા જતા ભૂખમરાનું કારણ સમજવું અઘરૂં નથી. હિંદુસ્તાન કાંઇ શહેરમાં વસતું નથી. ખરૂં હિંદુસ્તાન તો તેનાં ૭ લાખ ગામડાંમાં વસે છે. હિંદ ખેતી-પ્રધાન દેશ છે, દર ચાર હિંદીએ ત્રણ હિંદી ખેતી પર ગુજારો ચલાવે છે; પણ ખેતીનું કામ કરતાં કરતાં જે પહેલાં ગૃહઉદ્યોગો ગામડે ગામડે પથરાઇ ગયા હતા તે આજે નાશ પામ્યા છે. અને બારે માસ ખેતીમાં કામ ન મળતું હોવાથી, 'નવરો માણસ નખોદ કાઢે' એ કહેવત પ્રમાણે ખેડુતો આજ પાયમાલ થયા છે અને ગામડાં ભાંગવા લાગ્યાં છે. ૧૯૨૧ ના વસ્તીપત્રક * પ્રમાણે હિંદની વસ્તીના ૭૧ ટકા ખેતી પર નભે છે.

---

* હિંદુસ્તાનની વસ્તીના કેટલા ટકા શહેરમાં અને કેટલા ટકા ગામડાઓમાં રહે છે, તે ખરેખર જાણવા જેવું છે.

(૧૯૨૧ ના વસ્તી પત્રકમાંથી નીચેના આંકડા ઊતારવામાં આવ્યા છે.)

| | | |
|---|---|---|
| ૧ | હિંદની કુલ વસ્તી | ૩૧,૮૯,૪૨,૪૮૦ માણસ |
| ૨ | ગામડામાં રહેનારની વસ્તી | ૨૮,૬૪,૭૬,૨૦૫ ,, |
| ૩ | શહેરમાં રહેનારની વસ્તી | ૩,૨૪,૭૫,૨૭૬ ,, |

બીજી રીતે કહીએ તો કુલ વસ્તીના માત્ર ૧૦.૨ ટકાજ શહેરમાં રહે છે.

| | | |
|---|---|---|
| ૪ | શહેરોની સંખ્યા | ૨,૩૧૬ |
| ૫ | ગામડાઓની સંખ્યા | ૬,૮૫,૬૬૫ |
| ૬ | શહેરોમાં ભરેલા ઘરોની સંખ્યા | ૬૭,૬૫,૦૧૪ |
| ૭ | ગામડામાં ભરેલા ઘરોની સંખ્યા | ૫,૮૪,૩૩,૩૭૫ |

હિંદમાં શહેરોનો વધારો ઘણોજ ધીમો થાય છે, હિંદીઓનું શહેર પ્રત્યે આકર્ષણ બહુ થતું જ નથી. ૧૮૯૧ માં શહેરોમાં કુલ વસ્તીના ૯.૫ ટકા

આ ૭૧ ટકામાંના બધાય માણસો કાંઇ ખેતરમાં મજૂરી કરતા નથી. આ સંખ્યામાં એવા માણસોની પણ ગણતરી થાય છે કે જેઓએ જન્મભરમાં કદી હળને હાથ ન લગાડ્યો હોય, અને માત્ર ખેતીની ઉપજ પર જ તાગડધિન્ના કરતા હોય. ખેતીના મજૂરોની સંખ્યાનો વધારો એ આપત્તિની આગાહી કરનારો છે. ૧૯૦૧ ના વસ્તીપત્રકમાં જણાવવામાં આવેલું છે કે "જમીન વગરના ખેડુતોની સંખ્યા જે વધતી ચાલી છે તે એક મોટી આપત્તિ સમજવી જોઇએ, વધારો ખાસકરીને એવા જિલ્લાઓ ને પ્રાંતોમાં થયા કર્યો છે કે જ્યાં ગામડાંઓમાં વસ્તીનો પૂરેપૂરો ભરાવો થઇ ગયો છે અને જ્યાં વારેઘડીએ દુકાળ પડવાનો પૂરેપૂરો સંભવ હોય છે," સાધારણ મોસમમાંયે ખેતી પર નભનાર સામાન્ય મજૂરને નજીવી રોજી મળે છે, અને આ નજીવી રોજી પણ કોઇ દી મળે અને કોઇ દહાડો હાથ જોડી બેઠા રહેવું પડે. સામાન્ય રીતે એમ કહી શકાય કે ખેતીનો મોટો ભાગ ગરીબ માણસોના હાથમાં હોય છે. મોટા પાયા પર ખેતી તો જૂજજાજ, અપવાદરૂપ જ થાય છે. વસ્તી વધવાને લીધે, અને કુટુંબમાં ભળીને રહેવાની જૂના કાળની પ્રથા તૂટવાથી જમીન મિલકતના ભાગલા પડવાને લીધે, જમીનના નાનાનાના ટુકડાઓ થઈ ગયા છે, અને દેશની ખેતી આડીઅવળી અને બેદાનમેદાન થઇ ગઈ છે. જમીનના ભાગલા કરી નાખવાનું અનિષ્ટ લગભગ સાર્વત્રિક થઇ પડ્યું છે. જમીનના નાના નાના ટુકડાઓ કરી નાખવામાં આવ્યા છે, એટલું જ નહિ પણ કેટલીકવાર તો એક જ માલિકની જમીન એવી રીતે આડીઅવળી વીખેરાયેલી પડી હોય છે કે તેવી જમીનપર ખેતી કરવી જ મુશ્કેલ થઇ પડે છે, ત્યાં કમાણીની તો વાત જ શી કરવી!

બ્રિટિશ હિંદમાં કુલ ૨૨।। કરોડ એકરમાં ખેતી થાય છે. એટલે બ્રિટિશ હિંદમાં ખેડૂત દીઠ પૂરો એક એકર પણ આવતો નથી. દાખલા તરીકે બિહાર જેવા ઘીચ વસ્તીવાળા પ્રાંતમાં ખેડૂતોને ભાગે સરાસરી

---

માણસો રહેતા ત્યારે ૧૯૨૧ માં વધી વધીને ૧૦·૨ ટકા જેટલા માણસો થયા, ટૂંકમાં છેલ્લા ત્રીસ વરસના સમય દરમિયાન, શહેરની વસ્તીમાં પૂરો એક ટકાનો પણ વધારો થયો નથી, ગામડાઓ છોડીનેજ કોઈકજ શહેરમાં જાય છે, પણ કસ્બાઓમાંથી કેટલાક માણસો શહેરોમાં જવા લલચાવા લાગ્યા છે હિંદુસ્તાનમાં ઠેર ઠેર શહેર ઊભરાવા લાગે, એ હિંદના હાડની સિફતની વાત છે.

અર્ધો એકરે આવતો નથી. મદ્રાસ ઇલાકાના રૈયતવારી પ્રદેશોમાં સામાન્ય રીતે એકથી પાંચ એકરવાળા જ ઘણાખરા ખાતેદારો હોય છે. મહારાષ્ટ્રના ગામડાંઓની મોજણીતપાસ* કરીને ડૉ. મૅને સત્તાવાર જાહેર કરેલું છે કે ખાતેદારોમાંથી ૬૦ ટકા આસામીઓ પાસે પૂરા પાંચ એકર પણ ખેડવા જેવી જમીન હોતી નથી. ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં બંગાળા વિષે લખતાં મિ. ટૉમસન પણ કબૂલ કરે છે કે આ ઇલાકામાંયે ખેડાણ જમીન એટલી ઓછી હોય છે કે ખેડુત દીઠ પૂરા ૨॥ એકર પણ આવતી નથી. આસામ અને સંયુક્ત પ્રાંતમાં જમીનના સાંસા પડે છે. આસામમાં ૨·૯૬ એકર, અને સંયુક્તપ્રાંતમાં ૩·૫ એકર સરાસરી ખેડુતને ભાગે આવે છે. હાલમાં દેશભરમાં સામાન્ય ખાતેદારોની આવી દીનહીન દશા થઈ જવાથી બારે માસ તેઓને ખેતીમાં કામ મળી શકતું નથી. એ સબંધી હવે બે મત જ રહ્યા નથી. છતાં આને માટે સરકારી પૂરાવાની જરૂર કોઇને લાગે તો તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવા થોડાંક નમૂનાદાખલ અવતરણો નીચે ટાંકવામાં આવે છે.

૧૯૨૧ ના વસ્તીપત્રકમાં **સંયુક્ત પ્રાંત** વિષે લખતાં મિ. એડી જણાવે છે, 'આ પ્રાંતમાં વસ્તીનો મોટો ભાગ ખેડ કરી ખાનાર છે. અને અહીંની ખેડ એટલે ઇંગ્લંડમાં થાય છે તેવી ભાતભાતની ચીજો દર મોસમે પાકે એવી નથી. અહીંની ખેતી એટલે સામાન્ય વાવણી, કાપણી અને વરસમાં બહુ બહુ તો બે પાક ઉતર્યા, એટલે કામ ખલાસ. આ પ્રકારની ખેતીમાં વરસમાં કેટલાક દહાડા,—જેવાકે બે વખતની વાવણી, કાપણી, ચોમાસાની નીંદણી અને શિયાળામાં ત્રણ વખત પીત કરવાના તનતોડ મહેનતના દહાડા—બાદ કરીએ તો વરસનો બાકીનો ભાગ ખેડૂતોને લગભગ નવરા બેઠા રહેવું પડે છે. કુદરતની મહેર પર જ નભતા કેટલાક પ્રદેશોમાં તો આખીયે મોસમ અને કેટલીયે વાર આખુંયે વરસ, કામકાજ ન હોવાથી ખેડુતોને હાથ જોડીને બેઠા રહેવાનો વખત

* "બ્રિટિશ અમલ પહેલાં, અને કંપની રાજ્યની શરૂઆત સુધી. ખેતરો ઠીકઠીક મોટાં રહ્યાં હતાં. સામાન્ય રીતે ૯–૧૦ એકરનાં ખેતરો ગણાતાં. કોઇ પણ ખાતેદાર પાસે બે એકરથી નાનું ખેતર જ નહોતું પણ હવે ખેતરોની સંખ્યા લગભગ બમણી થઈ ગઇ છે; ૧૦ એકરથીય ઓછી જમીનવાળા ૮૧ ટકા, અને ૫ એકરથીય ઓછી જમીનવાળા આજે ૬૦ ટકા ખાતેદારો થઇ ગયા છે."

ડૉ. મૅન.

આવે છે." ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં મધ્યપ્રાંત વિષે લખતાં મિ. રૂટને પણ એની એ જ વાત કરેલી છે. "એકમાત્ર ખેતીના ધંધા પરજ ઘણી-ખરી વસ્તી નભે છે, અને તે ખેતીના ધંધામાં પણ લોકોને બારે માસ પૂરતું કામ મળતું નથી. આ પ્રાંતમાં એવા પણ મોટા જિલ્લાઓ છે કે જ્યાં ભાદરવાનો મુખ્ય ખરીફ પાક ઘરમાં આવી ગયો એટલે ચારેકોર બેકારી શરૂ થાય છે, અને તે ઠેઠ બીજા ચોમાસાનાં ચિહ્નો જણાય ત્યાં સુધી ચાલે છે." ૧૯૨૧ ના બંગાળાના વસ્તીપત્રકમાં મિ. ટૉમસન લખે છે. "૨$\frac{1}{4}$ એકર કરતાંયે ઓછી ખેતીમાં વરસના થોડાક દિવસ જ કામ મળી શકે. ખેતર ખેડતી વખતે, વાવણી વખતે, અને કાપણી વખતે ખેડુતને તનતોડ મહેનત કરવી પડે છે. પણ પછી વરસના મોટા ભાગમાં નજીવું બલ્કે કંઈ જ કામ મળતું નથી."

પંજાબ વિષેના પોતાના એક પુસ્તકમાં મિ. કૅલ્વર્ટને પણ આવા જ નિરાશાજનક ઉદ્‌ગારો કાઢવા પડ્યા છે. તેમણે તપાસ કરીને એવો અડસટ્ટો કાઢયો છે કે "પંજાબના સામાન્ય ખેડુતને બાર માસમાં માત્ર ૧૫૦ દિવસ જ બરાબર ચાલે એટલું કામ હોય છે."

હવે આ મુદ્દો લંબાવવાની જરૂર નથી. જે સૂકા મૂલકમાં નહેરનો બીલકૂલ પ્રબંધ થયો થથી. તેવા ભાગમાં તો ખેડુતને છ મહિના કરતાંયે વધુ વખત બેકાર રહેવું પડે છે; ખેડુતોનાં બૈરાં કાપણી અને નીંદણીના સમયમાં જ મદદ કરી શકે છે. પછી આખાયે વરસમાં બૈરાંઓ કામ વિનાનાં ટપ્પાં માર્યાં કરે છે; સાચેજ, ફરજિયાત બેકારીના દહાડા વરસમાં પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે ભોગવવા પડે છે. સામાન્ય કારીગરની માફક ખેડુત પૂરેપૂરો પરસેવો ઉતારે તો પણ તેને પૂરતી રોજી મળતી નથી, કારણ કે ખેડુતને શ્રમનું ફળ મળવું કે ન મળવું એનો આધાર સારી કે માઠી મોસમ પર રહે છે.

ખેતીની અનિશ્ચિતતાને લીધે, અને વરસમાં ઘણા મહિના સુધી ખેડુતોને ભોગવવી પડતી ફરયજિાત બેકારીને લીધે દેશનું ભયંકર દારિદ્ર્ય દિનપ્રતિદિન વધતું જાય છે. આ થથરાવી નાખે તેવી બેકારી તથા દુકાળના સમયમાં થઇ પડતી ખેડુતોની દીનહીન દશાનું કારણ શોધવા જતાં આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે દેશમાં માત્ર ખેતી સિવાય એક પણ બીજો એવો ગૃહઉદ્યોગ રહેવા પામ્યો નથી કે જેનો આશરો

નવરાશના વખતમાં ખેડુતો લઇ શકે. કરોડો હિંદીઓનો જે અમૂલ્ય વખત એળે જાય છે તે નકામા વખતનો ઉપયોગ લઈ શકાય એવા ગૃહઉદ્યોગો જ્યાં સુધી દેશમાં ફરી દૃઢ પાયા પર સ્થિર નહિ થાય ત્યાં સુધી આ અસહ્ય સ્થિતિ સુધારવાના બધાય ઇલાજ ખાલી ફાંફાં છે.

## રેંટિયાની કસોટી

હિંદુસ્તાનની ખેતીની સ્થિતિ જાણનારાના મનમાં તો વસી જાય છે કે કોઇ પણ પ્રકારે ખેડુતોના હાલ સુધરવા જ જોઇએ. ખેડુતોને ખાવાપીવાનું પેટપૂરતું મળે એવા ઇલાજ શોધી કાઢવા જોઇએ: અને જો ખેડુતોનું ભલું કરવું હોય તો મહિનાના મહિનાઓ સુધી રોજગાર વિના ખેડુતોને અનિચ્છાએ નવરા બેઠા રહેવું પડે છે, તે નવરાશના મહિનાઓમાં ખેડુતો માટે ઉત્પાદક ધંધો શોધી કાઢવો જોઇએ. આ ધંધો યા કામ એવું હોવું જોઇએ કે જે કામ કરવાથી ઓછામાં ઓછું ખપ પૂરતાં અન્નવસ્ત્ર તો તેમને મળી જ રહે. વિશેષમાં એટલું પણ યાદ રાખવું ઘટે છે કે આ કામ એવા પ્રકારનું શોધાવું જોઇએ કે જે કામ ખેડુતોને બીજી રીતે વધારે સારી રોજી મળતી હોય તો વિના સંકોચે છોડી શકાય; અને જે કામ બેકારીના સમયમાં યા તો અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિના કાળમાં હમેશાં સહેલાઇથી હાથ પર લઈ શકાય; જે કામમાં ગ્નાતિ, રૂઢી કે ધર્મનો બાધ ન નડે એવો હોય; અને તે ઉપરાંત એ કામ ઘરમાં બેઠો બઠો બાળક, સ્ત્રી, કે ઘરડાં બુઢ્ઢાં વિના મુશ્કેલીએ કરી શકતાં હોય.

ઉપર ગણાવેલી એકેએક કસોટીમાં હાથકંતામણ પાર ઊતરે છે. સનાતન કાળથી ચાલી આવતા ગામનાં મુખ્ય સામાજિક અંગોમાં રેંટિયો પ્રથમથી જ ગણાતો આવ્યો છે. રેંટિયાનો ધંધો આજે પણ ગામડાંમાં અમુક મોસમમાં ચાલે છે; દેશભરમાં જો કોઇ ગૃહઉદ્યોગનો સાર્વત્રિક પ્રચાર થઇ શકે એમ હોય તો તે રેંટિયાનો છે; આપણા દેશમાં જ્યાં કરોડોને પેટપૂરતું ખાવાનું યે મળતું નથી, જ્યાં કરોડોને કક્કો સુદ્ધાં ઘૂંટતાં આવડતો નથી, એટલે જ્યાં શાસ્ત્રીય જ્ઞાન કે આવડત પ્રજામાં આવે એવા ઇલાજ જ લેવાયા નથી, તેમ હજુ લેવાતા નથી, ત્યાં રેંટિયાને નોધારાનો આધાર ગણ્યા વિના કેમ ચાલે? સરકાર તરફથી નીમાયલી કર તપાસ સમિતિ સમક્ષ જુબાની આપતાં અલાહાબાદ ખેતીવાડી સંસ્થાના

મિ. હીગીનબૉટમે "વધારાની વસ્તીને પહોંચી વળવા હિંદનાં ગામડાઓમાં ગૃહઉદ્યોગો રહ્યા નથી એ વિષે દિલગીરી બતાવી હતી". તેણે એવી દલીલ કરી હતી કે ખેતી પર જ ઘણીખરી વસ્તીનો બોજો પડે છે, જ્યારે ખેતીના કામમાં, વરસમાં સરાસરી અર્ધા દિવસો જ ખેડૂતો કામ કરે છે અને આખા ય વરસની રોજી ખેતીમાંથી મેળવવાની તેઓ આશા રાખે છે. આ વિપરીત સ્થિતિ સુધારવા "ગામડે ગામડે મોસમ પૂરતા જુદા જુદા ગૃહઉદ્યોગો" ખીલવવા એ જ ઉપાય છે. ખેડુતોને માટે બીજા ગૌણ ગૃહઉદ્યોગની અત્યંત આવશ્યકતા છે, પણ આ ગૃહઉદ્યોગ કે ધંધો એવો ન હોવો જોઇએ કે જે ગ્રહણ કરતાં, ખેતીના ધંધાથી જે પ્રતિષ્ઠા અધિકાર કે સુખસગવડ ખેડૂતોને મળતાં હોય તેનો ભોગ આપવો પડે.

## ટૉમસન સાહેબની શણમિલ

જ્યાં સુધી ગામડિયાઓના હાથ ભોંયભેગા ન થાય, ત્યાં સુધી તેઓ અધભૂખે મરતા હોય તો પણ તેઓ પોતાનું વતન કે કુટુંબકબીલો છોડી, કદી ઉદ્યોગનાં મોટાં મથકો—શહેરોમાં—કામ કરવા નહિ જ નીકળે; અર્ધો રોટલો મૂકીને આખો રોટલો કમાવા હિંદના રૂઢિચુસ્ત ગામડિયાઓ કદી બહાર નહિ જ નીકળે. આવી ખેડુતોની સ્થિતિ સુધારવાનો ઉપાય બંગાળાના વસ્તીપત્રક ખાતાના અમલદારના મિ. ટૉમસનના શબ્દોમાં કહીએ તો એ જ છે કે "ખેડુત પગે ચાલીને જઇ શકે એટલું ગામડાની નજીક તેને લાયક કામ ઊઘાડવું જોઇએ." મિ. ટૉમસન કબૂલ કરે છે કે "રેંટિયાપ્રચારની ચળવળ કરનારામાંના વધારે વિચારશીલ પુરુષો પણ આવી જ દલીલ કરે છે; અને તેટલે અંશે તેમનું કહેવું વ્યાજબી પણ છે." રેંટિયાની તરફેણની દલીલોમાં ઊંડા ઊતરીને કેમ જાણે મહા પાતક વહોરી લીધું હોય અને પછી પશ્ચાતાપ કરવા મંડતા હોય તેમ એકદમ ટૉમસન અટકી પડે છે, અને રેંટિયા પર આધાર રાખવો એ ફોગટ છે, એમ સમજાવવા ખોટી ભ્રમજાળ ગૂંથવા મંડી જાય છે. તે કહે છે, "આજની રહેણીકરણી, યા તો જીવનનિર્વાહના ધોરણ પ્રમાણે, પોતાનો નિર્વાહ ચાલી શકે તેટલું બંગાળાનો ખેડુત, પોતાની જમીન પર ઘણી જ ઓછી મહેનત કરીને મેળવી લે છે. તેથી તે કદી એવો એક પણ ગૃહઉદ્યોગ હાથમાં નહિ લે, કે જેમાં પ્રમાણમાં વધારે મહેનત અને વખત ગાળવા છતાં, બદલો નહિ જેવો મળતો હોય. રેંટિયા પર આધા

બાંધવી એ વ્યર્થ છે. હા, કદાચ હાથસાળ પર મદાર બાંધી શકાય." હાથસાળની બાબતમાં વળી એક બીજી અડચણ ઊભી થાય છે. હાથ-વણાટના ધંધાનો પ્રચાર અમુક મર્યાદામાં જ થઈ શકે, કારણ કે એ ધંધો ચલાવવામાં જે મુશ્કેલીઓ ધરમૂળમાં રહેલી છે તે ઉપરાંત એ ધંધો હસ્તગત કરવા માટે પણ ખાસ આવડતની જરૂર પડે છે. આ પ્રમાણે બધી બાજુનો વિચાર કરી ટૉમસન સાહેબ એવા હાસ્યાસ્પદ નિર્ણય પર આવે છે કે, જો કોઇ પરગજુ શેઠિયાના દિલમાં રામ વસે, અને ગામડાંઓની વચ્ચોવચ જો મોટી શણની મિલ ખોલે, તો ગામડિયા-ઓને કામ મળે ખરું! કેમ જાણે એકાદ શણમિલ—દલીલની ખાતર કહો સો મિલ—પણ એકલા બંગાળાની યે ભૂખ ભાંગવા સમર્થ હોય! એક વખત એટલું સ્વીકારી લઇએ કે ગામડાંના માણસો રૂઢિચુસ્ત છે; વંશ-પરંપરાની રૂઢિ, અને વહેમને વળગી રહેનારા છે, અને તેઓ ઘરબાર છોડી દૂર જઇ રોજગાર કરવા નારાજ હોય છે,—અને ટૉમસન સાહેબ આ બન્ને વાત કબૂલ રાખે છે—તો પછી હાથકંતામણ સિવાય દેશભરને ઉપયોગી થઇ પડે તેવા એક પણ બીજા ગૃહઉદ્યોગનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. ટૉમસન સાહેબ પણ કહે છે કે શણની મિલમાં નફો નહિ થાય, તે કામ પણ ભારે જોખમ ભરેલું છે. આવી કબૂલાત કર્યા પછી તેમની લાંબી લચક દલીલ પર પાણી ફરી જાય છે. એટલું જ નહિ પણ એમની વિચારશ્રેણી પ્રમાણે, આડાઅવળા ફરી ફરીને રેંટિયા પર જ આવીને અટકવું પડે છે. સાચેજ, છેવટે રેંટિયાનો જ વિજય થાય છે; ખેતીમાં કામ કરનારને રેંટિયામાંથી મોટી કમાણી નહિ થાય; પણ હિંદુસ્તાનની ખેતીમાં યે ક્યાં શુક્રવાર થાય છે? વરસ દહાડો મહેનત કરે ત્યારે ખેડુતને એકર દીઠ, ખર્ચ કાઢતાં, માંડ ૧૫ રૂપિયા મળે છે. આનો વિચાર કર્યા પછી એમ ચોકસ કહી શકાય કે, ખેડુતની કમાણીમાં બરકત પૂરવાની રેંટિયામાં પૂરેપૂરી તાકાત છે. રેંટિયાના ઉદયમાં જ દેશની ઉન્નતિ સમાયલી છે.

## ખાદી મથકોના આંકડા

ઉપરના કથનમાં કેટલું સત્ય સમાયલું છે, તે ખાદીનાં ચાલુ મથકોના આંકડા પરથી તપાસી શકાય તેમ છે. આ આંકડાઓ ઉપરના સિદ્ધાંતને વધારે મજબૂત બનાવે છે. બિહાર, મદ્રાસ, પંજાબ અને એવા

બીજા પ્રાંતોમાં જ્યાં ગામડાંની બહેનો રેંટિયાને મહત્ત્વના ઉપધંધા તરીકે ઝપાટાબંધ સ્વીકારવા લાગી છે, ત્યાં એવું માલમ પડ્યું છે કે કાંતનાર બાઈની સરાસરી આવક દર અઠવાડિયે આઠથી દશ આના થવા જાય છે. કંતામણનું કામ મોસમ સિવાયના નવરાશના વખતમાં થાય છે એમ માની લેવામાં આવે તો વરસે રેંટિયા દીઠ ૨૦ થી ૨૫ રૂપિયા કરતાં વધુ આવક ન થાય. પણ આ નાનકડી રકમ પણ ટૂંકી રોજીવાળાને ભારે આશીર્વાદ સમાન થઈ પડે છે. તામીલનાડુનાં ખાદી મથકોમાંના કેટલાક ખાસ ગામોની હમણાં વિગતવાર આર્થિક તપાસ કરવામાં આવી હતી, તેમાંથી જાણવાજેવા કેટલાક આંકડા નીચે ઉતારવામાં આવેલા છે.

| (૧) ગામનું નામ | (૨) રેંટિયાની સંખ્યા | (૩) કંતામણની વાર્ષિક કમાઈ રૂપિયા | (૪) રેંટિયા વસાવનારા કુટુંબની ખેતીની તથા બીજા ધંધાની વાર્ષિક કમાઈ રૂપિયા | (૩) અને (૪) વચ્ચેનું પ્રમાણ |
|---|---|---|---|---|
| **પુદુપલયમ વિભાગ** | | | | |
| ૧ ઉપ્પુપલૈયમ | ૨૫ | ૪૬૦ | ૩૩૬૦ | ૧૨ ટકા |
| ૨ સેંબાંપલયમ | ૨૯ | ૪૫૦ | ૩૦૬૫ | ૧૫ ,, |
| ૩ પુલૈયામત્તિ | ૨૦ | ૩૪૬ | ૨૬૫૦ | ૧૪ ,, |
| ૪ ચિથલંદુર | ૨૫ | ૩૭૫ | ૨૧૫૦ | $૧૭\frac{૧}{૨}$ ,, |
| ૫ પુદુપલય | ૨૫ | ૩૩૬ | ૨૩૯૮ | $૧૭\frac{૧}{૨}$ ,, |
| **કનુર વિભાગ** | | | | |
| ૬ કોમારપલયમ | ૬૦ | ૧૩૯૮ | ૯૦૦૯ | ૧૫ ,, |
| ૭ ચેલમપલયમ | ૧૪ | ૨૪૨ | ૨૧૯૦ | ૧૨ ,, |
| **ઉ-તુકકુલી વિભાગ** | | | | |
| ૮ વેલમ પલયમ | ૨૫ | ૪૦૧ | ૧૪૦૦ | $૨૮\frac{૧}{૩}$ ,, |
| ૯ પંપાવલયમ | ૬૮ | ૧૨૦૫ | ૫૨૨૦ | ૨૩ ,, |
| ૧૦ સેંબાપલયમ | ૧૪ | ૩૭૨ | ૨૬૭૨ | ૧૬ ,, |

જે ગામડાઓમાં રેંટિયો ગુંજવા લાગ્યો છે, તે ગામોની પ્રથમ જે આમદાની થતી તેમાં ૧૨ થી ૨૦ ટકા વધારો થયો છે. ઘરકામ અને ખેતીકામ પતાવ્યા બાદ બચતા વખતમાં બહેનો કાંતે છે. કંતામણને કોઈ વૈતરૂં ગણતું જ નથી. જે કુટુંબોમાં બે કે વધારે રેંટિયા ચાલતા ત્યાં તો તેમને જેટલી ખેતીમાંથી આવક આવતી તેની અર્ધોઅર્ધ આવક રેંટિયામાંથી ઉપજતી હતી. ખાસ નોંધવા જેવું તો એ હતું કે જેમની પાસેથી કોઇપણ પ્રકારનું કામ ન લઇ શકાય તેવી ડોસીઓ અને બાળકો સારાં કાંતનારાં થઇ, રાષ્ટ્રના કાર્યમાં પોતાનો ફાળો આપી શકયાં હતાં. જે હાથકંતામણની કિંમત સામાન્ય વરસોમાં યે ઘણી છે તે કિંમત સંકટ યા દુકાળના વખતમાં તો અનેક ગણી વધી જાય છે. દેશના બીજા સૂકા અને નપાણિયા મુલકમાં આવા પ્રકારની તપાસ કરવામાં આવે તો ત્યાં પણ લગભગ ઉપરના જેવા જ અનુભવો થયા વિના નહિ રહે. ટૂંકમાં ખેતીની કમાઇમાં રેંટિયો સારી પેઠે બરકત પૂરે છે એ નિર્વિવાદ છે. આવું સુંદર પરિણામ આણી શકે અને દેશ આખો ઝીલી શકે તેવો બીજો એક પણ ધંધો ભાગ્યે જ હશે. ખેડુતને આધારની અત્યંત જરૂર છે. જ્યાં સુધી, રોજીમાં સારો ઉમેરો થઈ શકે એવા કોઇપણ ઉપધંધાનો આશરો ખેડુતને નહિ મળે ત્યાં સુધી તે દહાડે દહાડે વધારે ને વધારે કરજમાં ડૂબતો જશે, અને તે દારિદ્ર-નાં દરિયામાંથી કદી બહાર આવવા નહિ પામે.

## રેંટિયો જોઇતો જ હતો

કેટલાક કહે છે કે સુધરેલાં યંત્રો દાખલ થવાથી અને વ્યવહારનાં સાધનો સસ્તાં થઇ જવાથી, એટલું ખરૂં છે કે રેંટિયો અને ગામડાનાં કળાહુન્નર, અને ધંધાઉદ્યોગો તૂટી પડ્યા છે, પણ તેની સાથે એટલું પણ કબૂલ કરવું જોઇએ કે નવા જમાનામાં લોકો કામે લાગી શકે એવા નાના મોટા અસંખ્ય ધંધાઓ પણ ઊઘડ્યા છે. આવી ભૂલભરેલી માન્યતા હજુ સુધી ચાલી આવે છે. પણ સાચી વાત તો એ છે કે બેકારીનો સવાલ વરસેવરસે વધારેને વધારે કપરો બનતો જાય છે; અને કેમ જાણે એનું નિરાકરણ નહિ થાય એમ સમજી હાથ હેઠા કરવા પડે છે. દેશના પ્રાચીન ગૃહઉદ્યોગો નાશ પામ્યા છે અને આધુનિક જમાનામાં જે વ્યવ-સ્થિત કે અવ્યવસ્થિત કારખાનાં ઊભાં થયાં છે તેમાં વસ્તીનો પૂરો દશમો

ભાગ પણ રોકાયેલો નથી. અન્ન અને વસ્ત્રના સાંસાને લીધે પીડાતા ગરીબ ખેડુતને તેમાં આશાનું એકે કિરણ દેખાતું નથી. સાચે જ, ખેડુતની દશા એ અતિશય નાદારીની કથની છે. વસ્તી પત્રકમાં ધંધાવાર વસ્તીના જે આંકડા આપ્યા છે તે પર નજર નાંખવાથી બધા ભ્રમો નીકળી જશે. *

* ૧૯૨૧ માં હિંદુસ્તાનની વસ્તી ધંધાવાર નીચે પ્રમાણે વહેંચાઇ ગઈ હતી.

| | માણસો રોકાયા હતા | |
|---|---|---|
| ક કાચા માલ ઉત્પન્ન કરનારા | ૨૩,૧૧,૯૮ | હજાર |
| ૧ પારકાની મજૂરી અને ખેતી પર જીવનારા | ૨૩,૦૬,૫૨ | ,, |
| (૧) ગોપાલન અને ખેતી કરનારા | ૨૨,૯૦,૪૪ | ,, |
| (૨) માછીમાર અને શિકાર | ૧૬,૦૭ | ,, |
| ૨ ખાણ પર જીવનારા | ૫,૪૨ | ,, |
| (૩) માત્ર ખાણમાં કામ કરનારા | ૩,૯૮ | ,, |
| (૪) પત્થરની ખાણ, અને પહાડ ફોડનારા | ૭૪ | ,, |
| (૫) મીઠું ઉત્પન્ન કરનારા | ૬૮ | ,, |
| ખ તૈયાર માલ બનાવનારા અને માલ પૂરા પાડનારા | ૫,૫૬,૧૨ | ,, |
| ૩ મોટા કારખાનામાં | ૩,૩૧,૬૭, | ,, |
| (૬) કાપડ ઉદ્યોગ | ૭૮,૪૭ | ,, |
| (૭) હાડકા ચામડાનો ઉદ્યોગ | ૭,૩૧ | ,, |
| (૮) લાકડાંનાં કારખાનાં | ૩૬,૧૩ | ,, |
| (૯) ધાતુનાં કારખાનાં | ૧૮,૦૨ | ,, |
| (૧૦) માટીના વાસણ ઉદ્યોગ | ૨૨,૧૫ | ,, |
| (૧૧) રસાયણી પદાર્થોનાં કારખાનાં | ૧૧,૯૪ | ,, |
| (૧૨) ખોરાકી બનાવવાનાં કારખાનાં | ૩૧,૦૦ | ,, |
| (૧૩) સાબુ, સેન્ટનાં કારખાનાં | ૭૪,૨૫ | ,, |
| (૧૪) ગૃહશણગાર ઉદ્યોગ | ૨૭ | ,, |
| (૧૫) બાંધ કામના ઉદ્યોગ | ૧૭,૫૩ | ,, |
| (૧૬) આવવા જવાનાં વ્યહારનાં સાધનોનાં કારખાના | ૫૨ | ,, |
| (૧૭) ભૌતિક શક્તિ ઉત્પન્ન કરવાના અને પહોંચાડવાના ઉદ્યોગ | | |
| (૧૮) બીજા પરચુરણ અને ન ગણાવી શકાય તેવા ઉદ્યોગ | ૩૩,૭૮ | ,, |

| ધંધો | તેના પર નભતા વસ્તીના ટકા |
|---|---|
| ૧ ખેતી | ૭૦·૯ (૪૫ ટકા કામ કરનારા ૫૫ ટકા આશ્રિત) |
| ૨ વિરાટ પાયાપર ચાલતા ઉદ્યોગો | ૧ ટકો |
| ૩ વેપાર | ૬ ટકા |
| ૪ આવજાનાં સાધનો | ૨ ,, |
| ૫ સરકારી નોકરી | ૨ ,, |

---

**૪ આવવા જવાના વ્યવહાર-સાધન–ઉદ્યોગ**

| | | |
|---|---|---|
| (૧૯) વીમાનું કામ કરનારા | ૬,૨૯ | હજાર |
| (૨૦) આગબોટ વહાણમાં કામ કરનારા, ખારવા વગેરે | ૭,૪૫ | ,, |
| (૨૧) ગાડા ખેડી ખાનારા | ૨૧,૪૫ | ,, |
| (૨૨) રેલવેગાડીમાં કામ કરનારા | ૧૨,૩૨ | ,, |
| (૨૩) ટપાલ, તાર, ટેલીફોનમાં કામ કરનારા | ૨,૦૭ | ,, |

**૫ વેપાર**

| | | |
|---|---|---|
| (૨૪) બેંક, હુંડીયામણ, વીમાનું કામ કરનારા | ૯,૯૩ | ,, |
| (૨૫) કમીશન, દલાલી અને મુકાદમી કરનારા | ૨,૪૨ | ,, |
| (૨૬) કાપડના વેપારીઓ | ૧૨,૮૬ | ,, |
| (૨૭) ચામડાં, રૂંવાટીના વેપારી | ૨,૮૩ | ,, |
| (૨૮) લાકડાંના વેપારી | ૨,૨૭ | ,, |
| (૨૯) કંસારા, લુહાર, સોની, ઝવેરી વગેરે | ૬,૪૧ | ,, |
| (૩૦) ઈંટ, નળીયાં અને માટીનાં વાસણના વેપારી | ૯૨ | ,, |
| (૩૧) રાસાયનિક પદાર્થોના વેપારી | ૧,૨૦ | ,, |
| (૩૨) હોટેલ, શાન્તિગૃહ, ચાહકોરીના ધંધા કરનારા | ૭,૦૬ | ,, |
| (૩૩) ખોરાકીના બીજા વેપારી–કંદોઇ વગેરે | ૯૨,૮૨ | ,, |
| (૩૪) કપડાં અને મોજશોખની શણગારી વસ્તુના વેપારી | ૨,૮૪ | ,, |
| (૩૫) રાચરચીલાના વેપારી | ૧,૭૩ | ,, |
| (૩૬) ઇમારતી લાકડાના વેપારી | ૭૬ | ,, |
| (૩૭) લાવવા લઇ જવાના સાધનોના વેપારી | ૩,૩૧ | ,, |
| (૩૮) બળતણના વેપારી | ૫,૧૯ | ,, |
| (૩૯) મોજશોખ તથા સાહિત્ય, કળા અને વિજ્ઞાનને લગતા સાધનોના વેપારી | ૪,૫૯ | ,, |
| (૪૦) બીજા પરચુરણ વેપારી | ૩૦,૪૯ | ,, |

બાકી રહેલા માણસો માટે આજીવિકાનું કાંઇ પણ ચોક્સ સાધન નથી, અને આમાંના ઘણાખરા વસ્તીપત્રકના નિવેદન પ્રમાણે "ઘરકામ અને અનુત્પાદક કાર્ય" (આળસનું બીજું નામ) કરે છે. ૧૯૨૧ ના વસ્તીપત્રકના આંકડા ૧૯૧૧ ના આંકડા સાથે સરખાવવાથી સ્પષ્ટ માલૂમ પડે છે કે ખેડુતોની વસ્તી કુલ વસ્તી કરતાં જરા વધારે ઝડપથી વધી છે ઉદ્યોગો સારી પેઠે ઘટ્યા છે, અને તેમાં યે મિલમજૂર, વણકર, કુંભાર, સુથાર અને

---

| | | |
|---|---|---|
| ગ | સરકારી નોકર વર્ગ તથા બુદ્ધિ ઉપજીવી વર્ગ | ૯૮,૪૬ હજાર |
| ૬ | લશ્કર | |
| | (૪૧) લડાઇમાં કામ આવે એવું લશ્કર | ૨૧,૮૧ ,, |
| | (૪૨) નૌકાસૈન્ય | ૫૭૧ ,, |
| | (૪૩) હવાઇ લશ્કર | ૧ ,, |
| | (૪૪) પોલીસ સિપાઇ | ૧૪,૨૨ ,, |
| ૭ | (૪૫) સરકારી નોકરો | ૨૬,૪૩ ,, |
| ૮ | બુદ્ધિ ઉપજીવી ધંધેદારીઓ | ૫૦,૨૦ ,, |
| | (૪૬) ધર્મગુરૂઓ, પંડા, પંડિતો | ૨૪,૫૨ ,, |
| | (૪૭) કાયદા શાસ્ત્રીઓ વકીલ બેરીસ્ટરો | ૩,૩૬ ,, |
| | (૪૮) વૈદ્ય, ડોકટરો | ૬,૫૯ ,, |
| | (૪૯) શિક્ષકો, અધ્યાપકો, કેળવણી ખાતાના અમલદારો | ૮,૦૫ ,, |
| | (૫૦) સાહિત્ય કળા અને વિજ્ઞાનનું કામ કરનારા | ૭,૬૧ ,, |
| ઘ | પરચુરણ | |
| | (૫૧) વ્યાજ ખાનારા શેઠીયા અને જમીનદારો | ૪,૭૯ ,, |
| ૧૦ | (૫૨) ઘર કામ કરનારા | ૪૫,૭૦ ,, |
| ૧૧ | (૫૩) કોઇ ખાસ વર્ગમાં ન આવી શકે એવા ધંધેદારીઓ | ૧,૧૦,૯૮ ,, |
| ૧૨ | અનુત્પાદક | |
| | કામ ધંધા વિનાના રખડતા | |
| | (૫૪) કેદીઓ, અનાથો, ગાંડાઓ | ૧,૪૫ ,, |
| | (૫૫) ભીખારી, રખડુ અને વેશ્યા | ૩૦,૨૦ ,, |
| | (૫૬) અનુત્પાદક ધંધા કરનારા | ૮૭ ,, |

કંસારાની સંખ્યા ઘણી ઘટી ગઈ છે. ગામડાંઓમાં વસ્તી વધતી જાય છે અને ગામડાંઓમાં એકમાત્ર ખેતીનો જ ધંધો રહેવા પામ્યો હોવાથી બધો ભાર છેવટે ખેડુત પર જ પડે છે. 'રે ખેડુત તું ખરે જગતનો તાત ગણાયો' એમ જે કવિએ ગાયું છે, તે હિંદ માટે યથાર્થ છે. હિંદુસ્તાનની લગભગ $\frac{૯}{૧૦}$ વસ્તી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ખેતીપર નભે છે, નવાઈની અને દુઃખની વાત તો એ છે કે આ બધા ખેડુતોને વરસમાં ઘણા દહાડા કામકાજ વિના હાથ જોડીને બેઠા રહેવું પડે છે. **અત્યાર સુધીમાં જે મોટી મિલો અને કારખાનાં ખોલાયાં છે તે બધાં કારખાનાંમાં વસ્તીના માંડ એક ટકાને જ કામ મળી શકયું છે.** હવે આ જંગી કારખાનાંઓને આજની માફક હજુ એક બે દાયકા ખીલવવાનું કામ હાથ ધરવામાં આવે તોપણ બેકાર લોકોનું દળદર ફીટે એમ લાગતું નથી હાથકંતામણ સિવાય બીજા કોઇ ઉદ્યોગ હુન્નર ખીલવવાની યોજનાનો અમલ કરવામાં આવે તોપણ નજીકના ભવિષ્યમાં આજીવિકા મેળવી આપવામાં મદદગાર થઇ પડે તેવો ગૃહઉદ્યોગ–ઉપધંધો લોકોના સોમા ભાગમાં પણ દાખલ થઈ નહિ શકે. હાથકંતામણ બંધ પડવાથી જે મોટો ખાડો પડ્યો છે તે હજુ પૂરાયો નથી. અને જ્યાં સુધી એજ રેંટિયાનો અને તેને લગતા બીજા ઉદ્યોગોનો પુનરુદ્ધાર નહિ થાય ત્યાં સુધી એ ખાડો કદી પૂરાવાનો નથી. ગયાં થોડાંક વરસોના અનુભવ પરથી એટલું તો સાબીત થઇ ચુકયું છે કે રેંટિયો પ્રજા માગી જ રહી હતી. જે ગામડાંઓએ રેંટિયાનો આશરો લીધો છે તે તે ગામોએ કોઇ વધારે આકર્ષક ઉદ્યોગ કે કમાણીથી લલચાઇને રેંટિયો છોડ્યો નથી. અને એનું કારણ તો એ છે કે એવો ધંધો કે કમાણી છે જ નહિ. જ્યારે જ્યારે યોગ્ય વ્યવસ્થા કે ઘરાકીના અભાવે હાથકંતામણ બંધ કરવું પડયું હતું, ત્યારે ત્યારે કાંતનારી બાઇઓ રોકકળ કરી મૂકતી, અને ઈશ્વરને પ્રાર્થના કરતી કે 'હે ઇશ્વર ફરી રેંટિયો ચાલે એવા સારા દિવસો જલદી લાવ...'

## ખેતીનું અંગ રેંટિયો

રેંટિયો દરેક રીતે અને ખેતીની બાબતમાં પણ પ્રગતિબાધક છે એમ કહેનારા અને માનનારા કેટલાક ટીકાકારો છે; દીન ખેડુતોની દયામણી દશા પર દયા બતાવવાનો ડોળ કરી સરકાર પણ ઉપરના

ટીકાકારોની સાથે ભળી જાય છે. તેણે પણ પ્રજાસેવકોને રેંટિયા પર મદાર ન બાંધતાં ખેતી સુધારણા પર ધ્યાન દેવાની સૂચના કરી છે; બીજી બધી પ્રગતિની બાબતમાં રેંટિયો વિઘાતક છે એ ભ્રમજનક માન્યતાનું પોગળ સહેજે ઉઘાડું કરી શકાય તેમ છે. રેંટિયો કુટુંબની ગાંઠ મજબૂત કરવામાં, અને કુટુંબની સર્વ છુપી શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં ભારે કારણભૂત બને છે. અને તેથી બીજી બધી પ્રગતિજનક પ્રવૃત્તિઓમાં રેંટિયો સીધી રીતે મદદ કરી શકે છે એમ પૂરવાર કરવામાં કશી અડચણ આવે તેમ નથી. હવે ખેતીની બાબતમાં રેંટિયો કેવો મદદગાર થઈ શકે છે તે સંબંધી વિશેષ ખુલાસાવાર તપાસીએ.

### ૧૯૨૧–૨૨ માં ખેતીની સ્થિતિ વિષે સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા આંકડાઓનું દોહન

| | | | એકર |
|---|---|---|---|
| ૧ | મોજણી ખાતાની ગણતરી પ્રમાણે | કૂલ જમીન | ૬૬,૬૬,૧૯ હજાર |
| ૨ | ગ્રામ્યપંચાયતના ચોપડા પ્રમાણે | કૂલ જમીન | ૬૬,૩૫,૦૮ ,, |
| ૩ | ગીર અને જંગલવાળો પ્રદેશ | | ૮,૫૪,૧૯ ,, |
| ૪ | ખેડી શકાય એવી * વાસલ સિવાયની | પડતર રહેતી જમીન | ૧૫,૧૧,૭૩ ,, |
| ૫ | ખેતી કામ માટે ન મળી શકે | એવી જમીન | ૧૫,૩૧,૭૮ ,, |
| ૬ | વાસલ જમીન | | ૫,૦૫,૫૪ ,, |
| ૭ | વાવેતર થયેલ | કૂલ જમીન | ૨૨,૩૧,૮૪ ,, |
| ૮ | કૂવા, તળાવ યા નહેર વડે પાણી પાઇ શકાય એવી | જમીન | ૪,૭૭,૯૦ ,, |

* ખેડાયલી પણ વાવેતરનાં ઉપયોગમાં ન લેવાતી જમીન 'વાસલ'ના નામે ઓળખાય છે.

એટલું તો સ્પષ્ટ છે કે દેશમાં જેટલી જમીન છે તેના ત્રીજા ભાગની જ જમીન ખેડાય છે; અને ખેડાણ જમીનના ½ ભાગ જેટલી બીજી જમીન એવી પડી છે કે જે ધારીએ તો ખેડી શકાય પણ જે હાલ ઉજડ પડી છે. આ પડતર જમીન તો હલકી જાતની જ હોવી જોઇએ, અને જો તેને ખેડાણનાં ઊપયોગમાં લેવામાં આવે તો ખેડુતોને જણદીઠ અર્ધો એકર વધારે જમીન મળે પણ આવી જમીનને ખેડાણલાયક બનાવવી એ કાંઇ રમત વાત નથી; કારણ કે જમીન સાફ કરાવવા, ઓજારો ખરીદવા, અને ઢોરો વસાવવા પાછળ જે મોટી મૂડીનો ખપ પડે તે હિંદી ખેડુત ઘરમાંથી કદી કાઢી ન શકે; અને બીજા શાહુકાર પાસેથી પણ સરકારની મદદ વિના ન મેળવી શકે. તે ઉપરાંત જમીનસફાઈ અને એ પ્રકારનું કામ આજથી શરૂ કરવામાં આવે તો પણ એ પૂરૂં થતાં સહેજે બે ત્રણ જમાના વીતી જાય છેલ્લાં ૧૫ વરસમાં (૧૯૦૭ થી ૧૯૨૧ સુધીમાં) ખેડાણ જમીનમાં ૧૮૪ લાખ એકરનો વધારો થયો હતો એટલે ૨૧૦૮ લાખ એકરથી વધીને ૨૨૩૦ લાખ એકર જમીન ખેડાઇ હતી. ટૂંકમાં દર વરસે ખેડાણ જમીનમાં લગભગ ૧૦ લાખ એકરનો વધારો થયો હતો. ખેડાણ જમીનમાં વધારાના પ્રમાણનો વેગ આના કરતાં વધુ ભવિષ્યમાં ન જ થઇ શકે; વિશેષમાં એવું પણ જોવામાં આવ્યું છે કે જમીનના નાનાનાના ભાગલા પડી જવાથી, મોટા વિસ્તારમાં ખેતી કરવાનું ક્ષેત્ર આપણા દેશમાં દહાડેદહાડે ઘણું સંકુચિત થતું જાય છે. જમીનમાંથી ઉપરાઉપરી પાક લેવાતો હોવાથી તેના કસ ઠીકઠીક કઢાય છે; ખેતર પર દરેક પ્રકારનું ભાતભાતનું કામ લેવાતું હોવાથી, અને એકે વરસ પડતર ન રહેવાથી તેના રસકસ હરાઇ જાય છે, ખેતી ખર્ચાળ બનતી જાય છે, અને ખર્ચ જેટલું પણ જમીનમાંથી નીપજતું નથી. જે જમીનમાં વાવેતર કરવાથી નફો થઈ શકે એવી સઘળી જમીન ખેતીના ઉપયોગમાં અત્યાર અગાઉ આવી ગઇ છે. આવી જમીનમાં યે ખૂબ ખાતર ભરી ભરચક પાક લઇ શકાય એવી સ્થિતિ રહી નથી; કારણ કે આ બધું કરવા જે સાધન સગવડો જોઇએ તેટલી મૂડી જ રૈયત પાસે રહી નથી. ઘણીખરી જગ્યાએ તો ખેડુતોની કંગાલ હાલતને લીધે જમીનને યોગ્ય ખાતર ન મળતું હોવાથી પાક ઘણો જ ઓછો ઉતરે છે. ખેતીને જે નાઇટ્રોજનનું પોષણ મળવું જોઇએ

તે બીજી રીતે વેડફી નાખવામાં આવે છે: બાળવાનાં લાકડાંની તંગીને લીધે લગભગ આખાયે દેશમાં ઉત્તમ ખાતરનો—છાણનો—બળતણમાં ઉપયોગ થાય છે. અને તેથી ખેતીને ઘણોજ ઉપયોગી થઇ પડે તેવો નાઇટ્રોજન ઊડી જાય છે. વરસોવરસ લાખો ટન નાઇટ્રોજન—તેલીબીયાં જુદી જુદી ખોરાકીની ચીજો, અનાજ, અને ઢોરોનાં હાડકાંચામડાંના રૂપમાં—પરદેશ ઢસડાઈ જાય છે. આના બદલામાં નાઇટ્રોજનવાળાં રાસાયણિક ખાતરની જે આયાત થાય છે તેથી આપણા દેશને ગયેલી ખોટની કશી ભરપાઈ થતી નથી.

ભવિષ્યમાં ખેતીની સુધારણા કરવા માટે ત્રણ વસ્તુની ખાસ જરૂર છે,

(૧) વખતસર અને પુરતા જથામાં ખેતીને પાણી મળે એવો પ્રબંધ થવો જોઇએ.

(૨) ખેતીને નાઇટ્રોજન ખાતર મળવું જોઇએ.

(૩) વધારે સારી ખેતી થઇ શકે એવી નવીનવી રીતો દેશે ગ્રહણ કરવી જોઇએ.

પણ આમાંથી એક પણ વસ્તુ તરતમાં થઇ શકે એવો બીલકુલ સંભવ નથી. રેલવેની હરિફાઇમાં નહેરોનો હિંદમાં ઝાઝો ભાવ બ્રિટીશ રાજ્યમાં કદી પૂછાય તેમ લાગતું નથી. હમણાં નહેરોની જે નવી યોજના હાથ ધરવામાં આવી છે. તે બધી ફતેહમંદ નીવડે તો પણ, બહુ બહુ તો ૯૦ લાખ એકર વધુ જમીનમાં પાણી પહોંચી શકશે છેલ્લાં થેડાં વરસોમાં જે ખેતીસુધારણા થઈ છે તેથી પાકમાં કંઇ ઝાઝો વધારો થયો નથી. 'હિંદની ખેતી' નામના પુસ્તકના લેખક મેકેનાની ગણતરી પ્રમાણે છેલ્લાં ૧૦ વરસની મહેનતના પરિણામે ખેતીની પેદાશમાં ૩ા કરોડ રૂપિયાનો વધારો થયો છે. સામાન્ય વરસોમાંયે ૧૦૦૦ કરોડ રૂપિયાની ખેતીની પેદાશ થાય છે. એ જોતાં ઉપરનો વધારો નજીવો લાગે છે. જેમ એક બાજુ ખેતીની પેદાશમાં થોડોઘણો વધારો થાય છે, તેમ બીજી બાજુ ખેડુતોનું કરજ પણ વધ્યું છે. સર એડવર્ડ મૅકલેગને ૧૯૧૧માં હિંદુસ્તાનનું ખેડુતોનું કુલ દેવું ૩૦૦ કરોડ રૂપિયાને આશરે છે એવો અડસટ્ટો કઢયો હતો. આ અડસટ્ટો ઘણો જ ઓછો આંકવામાં આવેલ છે. પણ આ સ્થળે આંકડાની ચોકસાઇ વિષે

ચર્ચા કરવાની જરૂર નથી. પણ આજે ખેડુતોની હાલત પહેલાં કરતાંય વધારે બગડી છે એ વિષે બે મત છે જ નહિ. ખેડુતો પર કરજનો બોજો વધતો જાય છે. અને તેમને ભરવા પડતા વ્યાજના દર પણ એટલા બધા વધી ગયા છે કે તે ભરવામાં જ ખેડુતો પાયમાલ થઈ જાય છે, ખેતીની કેવી દશા થઇ ગઈ છે તેનું ટૂંકમાં ઉપર વર્ણન કરેલું છે. અને ખેડુતોની પાયમાલીને લીધે પરિણામ એ અવ્યું છે કે કરોડો લોકોને પેટપૂરતુ ખાવાનુંયે મળતું નથી, ભૂખમરો વેઠનારા લાખોની સંખ્યામાં વધારો થતો જાય છે. એક તો દેશના સંજોગો એવા વિચિત્ર છે કે ખેતી સુધારણાની પ્રગતિ ઘણા મંદ વેગે જ થઇ શકે અને તેમાં યે જ્યાં પરદેશી રાજ્ય છે અને જેની દાનત જ જમીનમાંથી વધારેમાં વધારે આવક મેળવવાની અને વેપાર ખેડવા માટે જમીનના વધારેમાં વધારે કસ કાઢવાની છે. ત્યાં ખેતીની સુધારણા કે ઉન્નતિ થવાનો સંભવ ઘણો જ ઓછો હોય એ દેખીતું છે. ખેતીની ઉન્નતિ ય સુધારણામાં તો ડગલે ને પગલે કૃષિવિદ્યાના નિષ્ણાતોના જ્ઞાન અને સલાહની જરૂર પડે. આ બધી વિષમ સ્થિતિ કે સંજોગોને ટાળી શકાય તોપણ નવરાશની મોસમમાં ખેડુતોએ શું કરવું જોઇએ તે પ્રશ્ન ઊભોને ઊભો રહે છે. તેનું કાંઇ નિરાકારણ કે સમાધાન થતું નથી. ખેડુતોનાં ઘરમાં કે ઝુંપડાંમાં ચાલી શકે એવો કોઇક પણ ગૃહઉદ્યોગ શોધવો જ પડશે કે જેનો આશરો લેવાથી સંકટ યા દુકાળના સમયમાં ખેડુતને રાહત મળી શકે એવી થોડીઘણી બચત જમા થઈ શકે, અને વળી જિંદગીની મુખ્ય જરૂરિયાતો પણ ઘેરબેઠાં પૂરી પડી શકે; ભૂખે પીડાતાં ઘરોમાં આશીર્વાદરૂપ થઇ પડે તેવો અને ખેતીની વહારે ધાય એવો ગૃહઉદ્યોગ આપણા દેશમાં તો રેંટિયો જ છે. જેના ઘરમાં રેંટિયો ગુંજવા લાગ્યો તેને ત્યાં કેમ જાણે ગરાસમાં વધારો થયો હોયને એટલી બરકત રેંટિયો પૂરે છે. ઘરમાં રેંટિયાનો ઉમેરો એ જમીનમાં ઉમેરા જેટલોજ ફળદાયી નીવડે છે. વરસ સારૂં થાય કે માઠું, પણ રેંટિયાની કમાણીમાં કશી આંચ આવતી નથી.

### કંતામણમાં કમાણી છે?

રેંટિયાના પુનરુદ્ધારની પ્રવૃત્તિ જેમ નાનીસૂની નથી તેમ, એ કાંઇ તારા ગજવામાં ઘાલવા જેવી વાત પણ નથી. એના પર ગરીબોનું

જીવન નિર્ભર છે અને એથી એ વ્યવહારૂ અને મહત્વની જરૂરિયાત છે એટલેજ એને વિષે દાવો છે. પણ હજી એક શંકા રહી જાય છે કે શું રેંટિયામાં રોજી મળે ખરી? રાષ્ટ્રની આમદાનીમાં રેંટિયો દેખીતી રીતે કંઇ વધારો કરી શકે ખરો? પૂનાની ફર્ગ્યુસન કૉલેજના અર્થ-શાસ્ત્રના અધ્યાપક કાળેએ તનતોડ મહેનત કરી સાબીત કરવા પ્રયત્ન કર્યો છે કે રેંટિયાનું કામ સફળ નીવડે તોપણ તેનુ ઉત્પન્ન નજીવું થશે, રેંટિયાથી થતી બચત આખા રાષ્ટ્રમાં સરખે હિસ્સે વહેંચી આપવા-માં આવે તો જણ દીઠ માત્ર રૂ ૧–૬–૦ મળી શકે તેમ છે. આ તદ્દન અવળી વાત છે. એ કાંઇ રંટિયાની વિરૂદ્ધની દલીલ નથી. પર-દેશી કાપડની આયાત બંધ થાય તેને લીધે રાષ્ટ્રનું ધન રાષ્ટ્રમાં જ રહે અને તે ઉપરાંત પણ બીજા ઘણા લાભ થાય. રેંટિયાના પ્રતાપે પરદેશી કાપડનાં નાણાં આપણા દેશમાં રહે. તે સિવાય હાલમાં પરદેશી કાપડ દેશના છેક અંદરના ભાગમાં ગામડે ગામડે પહોંચાડવામાં જે લાખો રૂપિયા રેલગાડી ભાડાના ખર્ચાઇ જાય છે તે પણ બચી જાય. રૂનું વાવેતર કરનારા ખેડુતોને રૂના ભાવમાં ઘડીએ ઘડીએ જે અસાધારણ તેજી મંદી થવાથી વેઠવું પડે છે, તે સ્થિતિ મટી જાય. અને દેશમાં જ રૂના ભાવ તાલ મળવાની પ્રથા ચાલુ થાય. જે કરોડો રૂપિયા હાલ પરદેશી વેપાર ખેડવામા રોકાયલા છે. અને પરદેશી માલમાં ભરાઇ ગયા છે તે છૂટા થાય અને તેમાંની ઘણીખરી મૂડી સ્વદેશી યુગમાં દેશના ઉત્પાદક હુન્નરધંધામાં રોકાય આ બધું અ૦કાલે જેવા વિદ્વાન અર્થશાસ્ત્રી રેંટિયાનો વિરોધ કરતી વખતે કેમ ભૂલી ગયા હશે? વસ્તુસ્થિતિને ઉલટાવીને જોવાથી જ રંટિયા વિરૂદ્ધ ભ્રમ પેદા થાય છે. રેંટિયા જેટલું યે ઉત્પન્ન કરી શકે એવો બીજો એકપણ ઉદ્યોગ હજુ પ્રજાની નજરે ચડયો નથી એ વાત સંબંધી તેઓ કેમ આંખ આડા કાન કરી ગયા હશે? કે શું તેઓ તે વાત ઇરાદા પૂર્વક વિસરી ગયા હશે? પરદેશથી વધારેમાં વધારે એટલે કુલ આયાતના ત્રીજા ભાગ જેટલી સૂતરાઉ કાપડની જ આયાત થાય છે. જો હાથ-કંતામણ સિવાય, ગામડાની પ્રજા નવરાશના વખતમાં કરી શકે એવો, અને સાથે સાથે રાષ્ટ્રને પ્રમાણમાં વધારે આમદાની કરાવી આપે એવો કોઈ પણ ધંધો તેમણે સૂચવ્યો હોત તો તો તેમના આંકડાઓ કંઇક

અર્થવાળા ગણાત. કાંતવાનો ધંધો હિંદુસ્તાનના ગ્રામ્ય જીવનની ખાસિયતને તેમજ હિંદના સામાજિક બંધારણને પૂરેપૂરો બંધબેસતો આવે એવો છે. તે શીખવામાં કે ચલાવવામાં કશી મુસ્કેલી પડતી નથી. તેમ જ તેને વસાવવામાં મોટી મૂડીની જરૂર પડતી નથી. આ બધાય કરતાં વધારે મહત્ત્વનું તો એ છે કે ગામડાંઓમાં અમુક મોસમ પૂરતા ગૃહઉદ્યોગ તરીકે તો એકમાત્ર રેંટિયા સિવાય બીજું કંઈ પણ ચાલી શકે તેમ નથી. રેંટિયો ચલાવવાથી ભારે રોજી મળતી નથી, પણ જે થોડુંઘણું મળે છે તે મુખ્ય ધંધામાં બરકત પૂરવા માટે પૂરતું હોય છે; અને તેમાં યે ખાસ કરીને સૂકવણા કે દુકાળ વખતે, રોજી વિના ખેડુતોને ભૂખે મરવાનો વારો આવે છે ત્યારે રેંટિયો નોધારાનો આધાર થઈ પડે છે; હાડચામ થઇ ગયેલાં માણસોનાં શરીરમાં તે કંઈક લોહીમાંસ પૂરે છે. હાથકંતામણના ધંધાનું મહત્ત્વ આખા રાષ્ટ્રની દૃષ્ટિએ આથી પણ વિશેષ છે. રેંટિયાથી વ્યક્તિને ભલે રોજ બે ચાર પૈસા જ મળતા હોય, પણ ટીપે ટીપે સરોવર ભરાય તેમ રેંટિયાનો સાર્વત્રિક પ્રચાર થાય તો, રાષ્ટ્રની દોલતમાં મોટામાં મોટો વધારો થઇ જાય, એટલું જ નહિ પણ હાલ જે દેશના રસકસ સતત ચૂસી પાયમાલી કરી રહ્યા છે તે પણ રેંટિયાના પ્રતાપે સદંતર બંધ થઇ જાય. વ્યક્તિની દૃષ્ટિએ પણ રેંટિયો ગરીબ માણસને કલ્યાણકારી જ નિવડવાનો. રેંટિયાપ્રચારથી ગરીબ અને શ્રીમંત વચ્ચે દોલતની વહેંચણી પ્રમાણમાં વધારે ન્યાયયુક્ત બનશે; અને દેશની દલિત અને કંગાલ કોમો બે પૈસા વધારે કમાઇ શકશે. અને સમાજમાં તેમનો દરજ્જો કંઈક ઉપર આવશે.

## રેંટિયાના ફાયદા

ટૂંકમાં, હાથકંતામણ અને હાથવણાટના પુનર્જીવનથી નીચે પ્રમાણે લાભો થશેઃ—

(૧) જ્યાં ઘણાખરા ખેડુતો અને તેમનાં કુટુંબો ત્રણથી છ માસ સુધી બેકાર રહેતાં હોય અને પરાણે આળસમાં વખત ગાળતાં હોય ત્યાં ઉત્તમોત્તમ ઉપધંધો રેંટિયો થઈ શકે છે. સખત દુકાળના વરસમાં જ્યારે કેટલાક ખેડુતોને અન્નના અભાવે ભૂખે મરવાનો વારો આવે છે ત્યારે રેંટિયાનો મુખ્ય ધંધા તરીકે આશરો લઇ બે ચાર પૈસા કમાઇ

જેમ તેમ શરીરને ભાડું આપી ટકાવી શકાય છે. રેંટિયા વડે શૂન્યમાંથી સાર પેદા થાય છે; બરબાદ જતા વખતમાંથી યોગક્ષેમ અને ધનસંપત્તિ પેદા થાય છે.

(૨) પરદેશોમાં હિંદના તમામ રસકસ તણાઇ જાય છે. તે રેંટિયા-પ્રચારથી અટકશે. ઓછામાં ઓછા જે ૬૦ કરોડ રૂપિયાનું પરદેશી કાપડ હિંદમાં આવે છે તે અટકી જશે. એટલે તેટલા રૂપિયા પરદેશ જતા અટકશે. તે ઉપરાંત અત્યારે દેશમાં જે કારીગરી અને હસ્તકૌશલ્ય મૃત-પ્રાય થવા આવ્યાં છે તે ફરી જીવંત થશે.

(૩) મનુષ્યની મુખ્ય જરૂરિયાત જે કાપડ તે હાથકંતામણ અને હાથવણાટના ધંધાથી પૂરી પડી શકે તેમ છે.

(૪) આ ધંધો સહેલાઇથી હસ્તગત કરી ચલાવી શકાય છે. આ-બાલવૃદ્ધ સૌને ગમી જાય એવો આ ધંધો છે.

(૫) બધાંને બંધ બેસતો આવે એવો એકમાત્ર ધંધો રેંટિયો છે. અને સાથે સાથે તેને લીધે રાષ્ટ્રની આબાદી પણ એકઝપાટે વધે છે.

(૬) કોઇ પણ વધારે સ્થાયી કે લાભદાયી ધંધાનું સ્થાન રેંટિયો પચાવી પાડવા માગતો નથી. પણ અત્યારે જ્યાં મોસમ બહારના વખતમાં બેકારી કે આળસ ઘુસી ગયાં છે, ત્યાં રેંટિયો પોતાની પ્રતિષ્ઠા કરવા માગે છે.

(૭) જ્યાં લોકો લાચાર થઇને નસીબ કે ઇશ્વર પર આધાર રાખીને બેસી રહે છે તે નિરાધારપણું કાઢીને રેંટિયો રાષ્ટ્રને પુરુષાર્થી બનાવે છે. રેંટિયાથી એવું સરસ વાતાવરણ તૈયાર થાય છે કે જેથી નાનાથી મોટા અમીરથી આમવર્ગ સુધીના તમામ લોકોની અંદર એકાગ્ર અને સતત રાષ્ટ્રકાર્ય થઈ શકે છે.

## રેંટિયા વિષે અધ્યાપક શાહ

હિંદુસ્તાનનું અર્થશાસ્ત્ર એટલે મુખ્યત: ગામડાંનું અર્થશાસ્ત્ર; સાડા સાત લાખ ગામડાંઓમાં રહેતા કરોડો હિંદીઓમાં જે હાથે કામ કરવાની શક્તિ કામના અભાવે સૂઇ ગઇ છે તે શક્તિને જગાડી રાષ્ટ્રની આમદાની વધારવામાં જે કોઈ સાધન સહાયભૂત થાય તે સાધન હિંદની આર્થિક દૃષ્ટિએ અમૂલ્ય ગણાવું જોઇએ. આવો ઉદ્યોગ જ રાષ્ટ્રની ખરી થાપણ

છે. મુંબઈ યુનિવર્સિટીના અધ્યાપક ખુશાલ તલકશી શાહે પોતાનાં બે જૂદાંજૂદાં પુસ્તકોમાં બે જગ્યાએ રેંટિયાની ચર્ચા કરી છે. તેમાં પહેલા પુસ્તક પરથી તો એમજ લાગે છે કે અ૦ શાહ રેંટિયા અને સાળ વચ્ચેનો તફાવત જ સમજી શકયા નથી. આખી ચર્ચામાં એ બેને એમણે સેળભેળ કરી દીધાં છે. આવો ગોટાળો અ૦ શાહ જેવા તિવ્ર અને વિચક્ષણ બુદ્ધિવાળાના હાથે થાય એ ખરેખર શોચનીય છે; તેમના બીજા સૌથી નવા પુસ્તક 'હિંદની દોલત અને કર ભરવાની શક્તિ' Wealth and Taxable capacity—નામના પુસ્તકમાં પણ તેમણે રેંટિયા પર મારો ચલાવ્યો છે. જો કે અહીં તેઓ મર્યાદિત સ્વરૂપમાં રેંટિયાની ઉપધંધા તરીકેની ઉપયોગિતા સ્વીકારે છે; છતાં વિશેષ દલીલ કરતાં તેઓ જણાવે છે:

રેંટિયા પર રાષ્ટ્રનો કૂલ મદાર બાંધવામાં આવે છે તે જ બતાવી આપે છે કે રાષ્ટ્ર હતાશ નહિ તો લાચાર બની ગયું છે. રાજદ્વારી હીલચાલવાળાઓ ખેતી પર થતું બેહદ દબાણ ઘટાડવા, વધી પડેલા માણસોને રેંટિયો ગ્રહણ કરવાનું વખતોવખત ભારપૂર્વક કહ્યાંજ કરે છે. ક્રમે કરીને આ જમાનાઓથી પાછો પડીગયેલ લાભહીન રેંટિયાનો ધંધો થોડો ઘણોય ચાલે એ માટે એક પણ અવસર આ ધાંધલીયા રાજદ્વારી પુરુષો જવા દેતા નથી.

આ આક્ષેપનો તો સીધો ઉત્તર ચટ દઇને આપી શકાય તેમ છે; વધી પડેલી વસ્તીને જમીનના કામમાંથી ખેંચી લેવાનો રેંટિયાપ્રવૃત્તિનો જરા પણ ઉદ્દેશ નથી. આ વધી પડેલી વસ્તી એની એજ જમીન પર રહેશે, પણ જ્યારે જમીન પર કાંઈપણ મજૂરી કે વાવેતર કરવાનું તેમને નહિ રહે, ત્યારે તેઓ રેંટિયામાંથી વધારાની આવક કરી શકશે. અ૦ શાહે રેંટિયાના બદલામાં કેટલાક ઈલાજો સૂચવ્યા છે તે હવે તપાસીએ. તે લખે છે કે આધુનિક જમાનામાં જે મોટા પાયા પર ખેતી અને બગીચાનાં કામ ખોલાયાં છે તેવાં કાર્યોમાં—દાખલા તરીકે આસામના ચાના બગીચામાં કે મોટા ગોરા વેપારી જમીનદારોની જમીનોમાં વધી પડેલી વસ્તીએ રોજી મેળવવા જવું જોઇએ, ખેતી કે બાગાયતમાં જેઓ ન જઈ શકે તેઓએ બિહારની ખાણોમાં કે બ્રહ્મદેશનાં જંગલોમાં કે અન્ય પ્રાંતોનાં બીજાં મોટાં જંગી કારખાનાંઓમાં રોજી મેળવવા જવું જોઇએ; અ૦ શાહની આ સૂચના મંજૂર રાખવામાં આવે તો પણ એ

યોજનાનો અમલ કરતાં વરસોનાં વરસો તો શું, પણ જમાનાના જમાના વીતી જાય. ખેડુત મટી ઘરબાર, કુટુંબ કબીલાં છોડી ગદ્ધાવૈતરાવાળું જીવન ગાળવાની સૂચના ઘેર બેઠાં ખેતી કરતાં કરતાં, કાંતણકામ કરવાની તોલે કઇ રીતે આવી શકે એ અક્કલમાં ઉતરે એવું નથી. સાથેસાથે કહેવું જોઇએ કે મદ્રાસ ઇલાકામાં વધારાની વસ્તી માટે કોઇ ધંધો બતાવવા તે અસમર્થ નીવડ્યા છે. તેથી એ લોકોને બ્રહ્મદેશ જઇ કોઇ નોકરી શોધી, ત્યાં જ કાયમી વસવાટ કરી બ્રહ્મી બની જવાની તેમણે ડાહ્યી સલાહ આપેલી છે. એમની આ સૂચના એવી હાસ્યાસ્પદ લાગે છે કે એ સાંભળીને તઘલખ વંશના મહુમદ ગાંડાના ફળદ્રુપ ભેજામાંથી નીકળેલી રાજધાનીની ફેરબદલીની વાત યાદ આવ્યા વિના રહેતી નથી. ગાંડા બાદશાહના તરંગ પ્રમાણે દિલ્લીથી દોલતાબાદ અને ફરીથી દોલતાબાદથી દિલ્લીની આવજામાં રૈયતનો કેવો કચ્ચરઘાણ નીકળી ગયો હતો તે સૌકોઈ જાણે છે.

## રેંટિયાની શક્તિ

આ બધીય ચર્ચાઓ અને વાદવિવાદ ખલાસ થયા બાદ પણ એક પ્રશ્નની ચર્ચા તો રહીજ જાય છે, કે હિંદુસ્તાન રેંટિયા વડે પોતાના ખપપૂરતું કાપડ પેદા કરી શકશે ખરૂં? અથવા બીજી રીતે કહીએ તો આધુનિક ઔદ્યોગિક મિલો અને નવાંમાં નવાં યાંત્રિક સાધનોની હરિફાઈમાં રેંટિયો ટકી શકશે ખરો? એટલું તો પ્રથમથીજ કહી દેવું જોઇએ કે એક દૃષ્ટિએ જોતાં તો ખાદી અને મિલના કાપડ વચ્ચે હરિફાઈજ સંભવતી નથી. જેમ ઘેર તૈયાર કરેલી વાનીઓને બજારની સુખડીઓના ભાવ તાલ સાથે કશો સંબંધ હોતો નથી તેમ ઘેર કંતાયલા સૂતરને બજારૂ સૂતર સાથે કશી હરિફાઇ ન હોઇ શકે. બાહ્ય સંજોગોને લીધે રેંટિયાકામને કશી આંચ જ આવી ન શકે. જેમ પૈસા ખોરાકનું સ્થાન ન લઇ શકે તેમ સંચા કામ રેંટિયાનું સ્થાન ન લઇ શકે. હા, બીજી દૃષ્ટિએ જોતાં, મિલકાપડ અને ખાદી વચ્ચે ખરેખરી હરિફાઇ સંભવી શકે છે. પણ અત્રે એટલું યાદ રાખવું જોઇએ કે રેંટિયાનું પુનર્જીવન કરવામાં મુખ્ય હેતુ એ જ છે કે અત્યારે પ્રજામાં અને ખાસ કરીને ગામડાંની પ્રજામાં હાથે વસ્તુ બનાવવાની અને હાથે કામ કરવાની જે શક્તિ સુષુપ્ત દશામાં પડી છે તે શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરી લેવામાં

આવે. રેંટિયો છૂટતાં રાષ્ટ્રનું જે અંગ તૂટી ગયું હતું તે અંગને ફરી સજીવન કરવાનો આજનો પ્રયત્ન છે. દેશમાં રેંટિયાનો મોટા પાયા પર બલ્કે સાર્વત્રિક પ્રચાર થઇ શકે તેમ છે કે નહિ તે જાણ્યા પછી સંચા સામે રેંટિયો ટક્કર ઝીલી શકશે કે નહિ તે પ્રશ્નનો ચોક્કસ નિર્ણય આપી શકાય. દેશને ખૂણેખૂણે હાથકંતામણનો પ્રચાર કરવા માટે સાધન સામગ્રી અને સગવડોની કશી મણા નથી. એમાંની કેટલીક નીચે ગણાવી છે. તે પરથી ભવિષ્યમાં હાથકંતામણની પ્રવૃત્તિ કેટલી વિરાટ થઇ શકે તેમ છે તે સ્પષ્ટ થશે.

૧ હાથકંતામણ માટે જે રૂ જોઇએ તે રૂ તો ઘણે ભાગે રેંટિયો ચલાવનારના ખેતરમાં જ ઊગે છે. અને જો પોતાના ખેતરમાં ન ઊગાડયું હોય તો પાડોશીને ત્યાંથી સહેલાઇથી મળી શકે છે.

૨ રેંટિયો જ મૂળે એવી સાદી વસ્તુ છે કે જેની બનાવટ, કે જરૂર પડે તો સમાર કામ નાનાં ગામડાંઓમાં પણ થઈ શકે છે.

૩ અહીંથી તહીં રેંટિયો સહેલાઇથી લઈ જઇ શકાય છે. અને કુટુંબનું બાળકથી માંડીને વૃદ્ધ ડોસી સુધીનું એકએક માણસ રેંટિયો મરજીમાં આવે ત્યારે ચલાવી શકે છે.

૪ રેંટિયો ચલાવવાથી કદી પરસેવો છૂટે એવો ભારે થાક લાગતો નથી. જ્યારે મરજી પડે ત્યારે રેંટિયો કાંતવાનું પડતું પણ મૂકી શકાય છે.

૫ હિંદુસ્તાનની સામાન્ય રૂની જાતમાંથીયે કુશળ કાંતનારાઓ ઝીણું સૂતર કાઢી શકે છે.

૬ રેંટિયાથી તૈયાર થયેલ સૂતર કે કાપડ માટે ઘરાક શોધવા ભટકવું પડતું નથી; ઘણે ભાગે તો તે સૂતર કે કાપડ ઘરમાં જ કામ આવી જાય છે. અને નહિ તો પાડોશી લઈ લે છે.

૭ હિંદુસ્તાનમાં દૂરના ખૂણામાં આવેલા ગામડાંઓમાંયે વંશપરંપરાથી પ્રસિદ્ધ થયેલા બાહોશ વણકરો મળી આવે છે.

ટૂંકમાં આ ગૃહઉદ્યોગ માટે દેશભરમાં સર્વ પ્રકારની અનુકૂળતા છે. રાષ્ટ્રની દૃષ્ટિએ રેંટિયાના પુનર્જીવનમાં અપરંપાર લાભ સમાયલા છે; હવે એટલું જ જોવાનું રહે છે કે હિંદુસ્તાનમાં ઘેરેઘેરં અને ઝૂંપડીએ ઝૂંપડીએ રેંટિયાની પ્રતિષ્ઠા થઈ શકે તેમ છે કે નહિ?

## રેંટિયા અને હાથસાળની ગુંજાસનો અડસટ્ટો

પ્રથમ તો આપણે એ તપાસ કરવી જોઇશે કે હિંદને કાપડની બાબતમાં સ્વયંપૂર્ણ બનાવવા આપણા દેશમાં પૂરતી સંખ્યામાં રેંટિયા અને હાથસાળ મોજુદ છે કે નહિ? આવી તપાસ કરવા માટે આપણી પાસે પૂરતી હકીકતો નથી. કેટલીક બાબતમાં તો અનુમાન પર જ આધાર રાખવો પડશે. જેટલા રેંટિયા આજે ચાલે છે તે પરથી ભવિષ્યમાં કઇ કઈ દિશાએથી સાધન સામગ્રીની મદદ મળી શકશે તેનો બરાબર ખ્યાલ આવી શકતો નથી: રેંટિયાના ક્ષેત્ર માટે પંજાબ, તામીલ નાડુ, આંધ્ર, બિહાર, કર્ણાટક અને રજપૂતાનાના પ્રદેશ સોનાની ખાણો જેવાં છે; આ પ્રાંતોમાં રેંટિયાપ્રચારની કેટલી ગુંજાશ છે એની ગણતરી કાઢીને ચોક્સ માપ કાઢી શકાયું નથી પણ એટલું તો સૌ કોઇ માન્ય રાખે છે કે ત્યાં રેંટિયા માટે વિરાટ, ફળદ્રુપ ક્ષેત્ર પડયું છે. દેશભરમાં ૫૦ લાખ રેંટિયા મોજુદ પડ્યા છે એમ જે અડસટ્ટો અનુભવી ખાદીસેવકોએ કાઢ્યો છે, તે અડસટ્ટો પણ ઘણો ઓછો અંકાયો છે. છતાં આપણી આ તપાસમાં તે માન્ય રાખીએ તો કશું ખોટું નથી. આટલા રેંટિયા પણ જો રોજ ચારથી પાંચ કલાક ચાલે તો, અને રેંટિયો બગડે યા કાંતનારની ગતિ મંદ હોય તે ગણવામાં આવે તોયે દરરોજ રેંટિયા દીઠ આશરે ૧૫ નંબરની ૮૪૦ વારની બે ફાળકી તૈયાર થઈ શકે. એટલે કે રેંટિયા દીઠ દર વરસે ૪૮ રતલ સૂતર પેદા થાય. અને રતલ સૂતરમાંથી ૪ ચોરસવાર ખાદી બને એ હિસાબે દર રેંટિયે વરસે ૧૯૨ ચોરસવાર ખાદી તૈયાર થઇ શકે; અને ઉપરના હિસાબે બધાય રેંટિયા ચાલે તો વરસે ૯૬ કરોડ ચોરસવાર કાપડ એટલે પરદેશથી આયાત થતા માલનો ⅔ ભાગ પેદા થાય. ૧૯૨૨–૨૩ માં પરદેશથી ૧૫૭ કરોડ ચોરસવાર કાપડ હિંદમાં આયાત થયું હતું. ૫૦ લાખ રેંટિયા હિંદમાં પડ્યા છે. એટલા જ રેંટિયા માત્ર નિયમસર ૪–૫ કલાક ચાલે તો વિલાયતથી આવતો ઘણોખરો માલ બંધ થઇ જાય, અને હિંદ સ્વાવલંબી થઈ શકે. ભવિષ્યમાં રેંટિયાપ્રચાર માટે આટલું વિશાળ ક્ષેત્ર પડયું છે.

રેંટિયા કરતાં હાથસાળ સંબંધી વધારે ચોક્સ માહિતી મળી શકે છે. મિલના કાપડ સામે હાથવણાટ આજ સુધી ટક્કર ઝીલી રહેલો છે તે જ બતાવી આપે છે કે હાથવણાટનો ધંધો હજી પગભર રહી શક્યો

છે; વણાટના ધંધા પર આજે પણ ૬૦ લાખ માણસો નભે છે. ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં હિંદુસ્તાનના ૧૧ પ્રાંતોમાં ચાલતી સાળોના, કંઈક અંશે ચોક્સ આંકડા આપવામાં આવ્યા છે.

| | પ્રાંતો | હાથસાળની સંખ્યા |
|---|---|---|
| ૧ | અજમેર | ૧.૫૮૭ |
| ૨ | આસામ | ૪,૨૧,૩૬૭ |
| ૩ | બંગાળા | ૨,૧૩,૮૮૬ |
| ૪ | બિહાર અને ઓરિસા | ૧,૬૪,૫૯૨ |
| ૫ | બર્મા | ૪,૭૯,૧૩૭ |
| ૬ | દીલ્લી | ૧,૬૬૭ |
| ૭ | મદ્રાસ | ૧.૬૯.૪૦૩ |
| ૮ | પંજાબ | ૨,૭૦,૫૦૭ |
| ૯ | વડોદરા રાજ્ય | ૧૦,૮૫૭ |
| ૧૦ | હૈદ્રાબાદ રાજ્ય | ૧,૧૫,૪૩૭ |
| ૧૧ | રજપૂતાના | ૮૯,૭૪૧ |
| | કુલ | ૧૯,૩૮,૧૭૮ |

ઉપરના કોઠામાં વરાડ, મધ્યહિંદુસ્તાન અને સંયુક્ત પ્રાંતોની સાળોના આંકડા બતાવવામાં આવ્યા નથી પણ ઉપરના પ્રાંતોની સાળોની સંખ્યા ન ગણીએ તોપણ દેશમાં ૨૦ લાખ જેટલી સાળો પડી છે. સાળ દીઠ ૧૦૦૦ ચોરસવાર વણાતું હોય (જો કે ઘણીખરી સાળો પર ૧૫૦૦ વાર પણ વણાતું હોય છે) એ હિસાબે ૨૦ લાખ સાળ પર પરદેશથી આયાત થતા કાપડ કરતાંયે વધારે કાપડ પેદા થઇ શકશે. હિંદને ખાદીમય બનાવવાની જે મુરાદ રાખવામાં આવે છે તે મુરાદને બર આણી શકાય તેટલા રેંટિયા અને હાથસાળો હિંદમાં ભર્યાં છે; રેંટિયા અને હાથસાળ કરતાં પણ સ્વદેશીના પાલન માટે જે વધારે અગત્યનું છે તે કાપડ બનાવવાનું કૌશલ્ય અને કારીગરી. તેની પણ હિંદમાં ખોટ નથી. એકવાર કાંતનારા અને વણનારાનું સંગઠન થઇ જાય અને ઉપલા બંને ધંધેદારો ભૂલાયલો કસબ પાછો શીખી જાય તો મિલકાપડને પદભ્રષ્ટ કરવું ખાદીને સારૂ અશક્ય નથી.

## આ ઉદ્યોગની આદર્શ સ્થિતિ

દેશમાં જે ભરપૂર સાધનસામગ્રી મોજુદ પડેલી છે તેનો રેંટિયાના પુનર્જીવનમાં ઉપયોગ કરવા માટે નાણુંની તો જરૂર છે, પણ રેંટિયાની જડ ઊંડી બેસાડવા માટે નાણાં કરતાં યે વધારે જરૂર આજે સંગીન સંગઠનની છે. ગામડાંઓના ગૃહઉદ્યોગ નાશ પામવાથી છેલ્લી ત્રણચાર પેઢીઓ થયાં ગ્રામીણ અને શહેરી જીવનમાં મોટો અંતરાય પડી ગયો છે, તે જો રેંટિયા વડે આપણે સાંધવા ઇચ્છતા હોઇએ તો આપણે સમસ્ત જીવનમાં મોટો પલટો કરવો પડશે. સો દોઢસો વરસ પહેલાં જે રીત રિવાજો અને પરંપરાઓ ગામડાંઓમાં સરસ રીતે પળાઇ રહ્યાં હતાં, તે પરંપરા, તે રિવાજો અને રૂઢિઓને આપણે જીવતાં કરવાં પડશે. હાથકંતામણ અને હાથવણાટના ધંધાની ખરી ખૂબી અત્યંત સાદાઈ જ છે. પહેલાંના વખતમાં ખાદી—ઢાકાની મલમલ સુદ્ધાં—બનાવવા માટે કોઇ શેઠિયાને મોટી મૂડી રોકવી પડતી નહિ. તેમજ મોટા પાયા પર જંગી સંગઠન કરવાની યે જરૂર પડતી નહિ; જ્યાં જે પ્રકારના માલની માગ થતી ત્યાં તેવો માલ તૈયાર થતો. અમીર ઉમરાવ યા તો શેઠ શાહુકારની સ્ત્રીઓ પણ પોતાના શોખ ખાતર યા તો પોતાના કુટુંબ માટે કાંતતી, ત્યારે ગરીબ આમ વર્ગની સ્ત્રીઓ પોતાના ખપ જોગું કાંતી લીધા બાદ બજારમાં વેચવા માટે પણ કાંતતી હતી. પ્રથમથી જ પોતાની જરૂરજોગું રૂ ઘેર ઘેર સંઘરી રાખવામાં આવતું. તેથી રૂ સાચવવા, ગોદામો રાખવાને, કે લોકોને જરૂર પડે ત્યારે રૂ વહેંચવા માટે મૂડી રોકવા, મોટા મૂડીવાળાઓની મંડળીઓનો ખપ પડતો નહિ. કાંતનારા અને વણનારા વચ્ચે પાડોશીધર્મ જળવાતો હતો, તેથી વણકરોને જ્યારે સૂતરનો ખપ પડતો ત્યારે વચમાં કોઇ પણ વાણિયાની દરમિયાનગીરી રાખ્યા વિના તેઓ સીધા કાંતનારાઓ પાસેથી સૂતર મેળવી લેતા હતા. ટૂંકમાં માગ અને ખપનું પ્રમાણ સ્વાભાવિકરીતે જળવાઇ રહેતું હતું. કેવા પ્રકારના માલની માગણી થનાર છે, એ કારીગરને પ્રથમથી ખબર પડી જતી હોવાથી લેનારની આંખ ઠરે એવો જ માલ કારીગર બનાવતો. ધંધાની જમાવટ અને ખીલાવટ જ એવી રીતે થઇ હતી કે તેમાં કોઇ પણ એક વર્ગ કે વ્યક્તિના હાથમાં એક હથ્થુ સત્તા જામવા પામે નહિ. અને કારીગરો પોતાનો હુનર મનમુજબ ખીલવવામાં સ્વતંત્ર રહી શકતા હતા.

## કાંતનારનું સ્વાતંત્ર્ય

હાથકંતામણના ઉદ્યોગમાં જેમ બને તેમ વચ્ચેના નફાખાઉ માણસો ઓછા થઈ જાય એવો પ્રયત્ન આપણે કરવો જોઇએ.* હાથકંતામણને લગતી ઝીણી ઝીણી બાબતો માટે એક જ કાયમી સુવ્યવસ્થિત સંગઠન ન હોઇ શકે, કારણ એમ કરવા જતાં, અત્યારસુધી જે થોડુંઘણું કામ જુદી જુદી રીતે ચાલી રહ્યું છે તે તે પ્રદેશોની રીતનો સંપૂર્ણ લાભ પ્રજાને મળી શકશે નહિ. ભિન્ન ભિન્ન પ્રાંતોમાં હાથકંતામણનું કામ જુદી જુદી સ્થિતિમાં આજસુધી ટકી રહ્યું છે. દરેક પ્રાંતમાં રેંટિયાનું કામ કેવી સરળતાથી ને સહેલાઈથી ચાલે છે એનો જાતઅનુભવ લીધા પછી જ એ પ્રાંતમાં કેટલી હદ સુધી રેંટિયાના કામમાં કેટલા વિભાગ કરી શકાય તેનો ખરો ખ્યાલ આવી શકશે. દાખલા તરીકે આસામ પ્રાંતના નવાગંજ જીલ્લામાં કપાસ દઇને કાપડ લેવાની પ્રથા આજસુધી ચાલે છે. તમે કારીગરને અમુક રતલ કપાસ આપો, એટલે તે પોતાની ઝૂપડીમાં લઇ જાય, અને ત્યાં કપાસને જાતે પીલે, જાતે પીંજે, જાતે કાંતે, અને છેવટે તે વણી પણ કાઢે અને કપડું તૈયાર થાય એટલે બધું કપડું લઇને તમારી પાસે હાજર થાય; અને ઉપરની બધી મજૂરી બદલ, અડધોઅડધ કપડું હક તરીકે લઈ જાય. આ પ્રથા 'આધી' તરીકે ઓળખાય છે. આસામની જેમ બીજા કોઇ પણ પ્રાંતમાં ઘેરઘેર વણાટ કદી દાખલ થઇ શકે એવી આશા નથી. આસામમાં તો દરેક ઝૂંપડી એક વણાટશાળા જ થઇ ગઇ છે. પણ વણાટ સિવાયની બાકીની ઠેઠ તાણી સુધીની બધી ક્રિયાઓ, આંધ્ર દેશ અને તામીલ નાડુના કેટલાક ભાગોમાં કાંતનારાઓ પોતાને ઘેર જ કરી લે છે; આંધ્ર અને તામીલ નાડુના કેટલાક જિલ્લાઓમાં તો અમુક ચોક્સ માપની તાણીઓ બજારમાં વેચાવા આવે છે. દક્ષિણ હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમાં તેમ જ બિહાર અને પંજાબમાં, કાંતના-

---

* કહેવાનો ભાવાર્થ એટલો જ કે અગાઉના વખતમાં કાંતનાર કે વણનારની રોજીમાંથી વચ્ચેના માણસો નફો ખાઈ શકતા નહિ. અને ભવિષ્યમાં પણ જ્યારે રેંટિયો પગભર થઇ જશે, ત્યારે ખાદીકામદારોના સંઘની જરૂર નહિ પડે. આશા છે કે આનો કોઇ એવો અર્થ નહિ કરે કે રેંટિયાનો જે સાર્વત્રિક પ્રચાર કરવા જે ઠેર ઠેર મથકો હાલમાં ખોલાઈ રહ્યાં છે તેમને દોરવા માટે કોઇ નિયામક મંડળની જરૂર નથી.

રાઓ કપાસ લોઢવાનું, પીંજવાનું અને કાંતવાનું જ કામ કરે છે. સૂતરનાં કોકડાં ભરવાનું અને તાણી કરવાનું કામ આ જિલ્લાઓમાં વણકરોને જ કરવાનું હોય છે; ઉપરના પ્રાંતોમાં વણકરો જ કાંતનારાને ઘેર જઇ સૂતર ખરીદે છે; અને વચ્ચેના કોઈપણ દલાલ કે વેપારીની મદદ સિવાય પોતાને જ જોખમે બજારમાં કાપડ વેચી શકે છે. દક્ષિણહિંદુસ્તાન, બિહાર અને પંજાબમાં જે રીતે રેંટિયો ચાલે છે, તેના કરતાં જુદી રીતે બીજે ઠેકાણે ચાલે છે. કાંતનારા જ ઘેર પીંજી લે છે. પણ તેઓ એટલા બધા ગરીબ હોય છે કે રૂ સંઘરવા જેટલા પૈસા કે પોતાને જોખમે સૂતર વેચવા જેટલું સાધન તેમની પાસે હોતાં નથી, અને બધાય કરતાં ઓછામાં ઓછી વિકેન્દ્રીભૂત સ્થિતિ તો એ છે કે કાંતનારા હાથે પીંજવા સુદ્ધાંનું યે કામ કરતા નથી. તેમને પીંજારાઓ પીંજીને જે પૂણીઓ પૂરી પાડે તો જ કાંતી શકે છે. આજ જુદાજુદા રૂપમાં દેશભરમાં રેંટિયો જીવી રહ્યો છે, બલકે ટકી શક્યો છે. પણ દેશના કાયમી ઉદ્યોગ તરીકે ગણતરી થઈ શકે એવું રેંટિયામાં દૈવત રહ્યું નહોતું. ઉપરની મર્યાદાઓ ધ્યાનમાં લઇને આપણે કામ આગળ ધપાવવું જોઇએ. દરેક પ્રાંત કે પ્રદેશના ભિન્ન ભિન્ન રીતરિવાજો યા પ્રથા અનુસાર હાથકંતામણ અને હાથવણાટના ધંધા વધારેને વધારે સ્વતંત્ર, વિકેન્દ્રીભૂત બનતા જશે તેમ તેમ આજની ખાદીપ્રચારની હીલચાલ વધારે ને વધારે પગભર થતી જશે.

## બેકારીનો એક ઇલાજ
### કપાસનો ઘરગથ્થુ સંગ્રહ

હાથકંતામણનો ધંધો દેશને ખૂણે ખૂણે નિરંતર ચાલ્યાં કરે, અને તે કેન્દ્રીભૂત ન બને તે ખાતર સૌથી પહેલવહેલું તો પગલું એ લેવાવું જોઈએ કે કાંતનારા માટે જે રૂની ગાંસડી ખરીદી સંઘરવામાં આવે છે તે રિવાજ નીકળી જવો જોઈએ; કારણ કે આમ થવાથી જ રેંટિયાની ઇમારત સદ્ધર પયાપર ચણાઇ શકશે. આપણા દેશના ઘણાખરા કાંતનારા કાંતો કપાસ ઉગાડનાર ખેડુતો યાતો કપાસનાં ખેતરોમાં કામ કરનારા મજુરો છે. મજૂરોમાંના કેટલાકને તો રોજીમાં પૈસાને બદલે કપાસ મળે છે અને બીજા કે જેમની પાસે થોડી ઘણી પણ માલિકીની જમીન છે. તેઓ પોતાના ખેતરમાં જ કપાસનો પાક લેનાર છે. અને જે પ્રદેશમાં બિલકુલ કપાસ ઊગતો નથી ત્યાં

કાંતનારની સંખ્યા પણ જૂજ હોય છે. અહીં એ ન વિસરાવું જોઇએ કે દેશમાં એવાં યે કેટલાંક સ્થળો પડયાં છે કે જ્યાંનો કાંતનાર વર્ગ એટલો બધો ચીંથરે હાલ દીન દશામાં સબડે છે કે તેવા લોકો માટે જ્યાં સુધી તેઓ પગભર ઊભા ન રહી શકે તેટલા વખત પૂરતી, મદદ આપવાની જરૂર પડશે. કાંતનારમાં પોતપોતાના ખપપૂરતા કપાસ સંઘરવાની પ્રથા દાખલ થઇ જાય, તો તેને લીધે અનેક પ્રકારના ફાયદા થશે. અહીં એમાંના થોડાએક લાભો વિચારીએ. આ પ્રથાને લીધે કપાસ ખરીદવામાં અને તેને ગોદામમાં ભરી મૂકવા પાછળ જે બેસુમાર ખર્ચ થાય છે, તે બધુંય ખર્ચ નીકળી જશે. જો આપણે દેશની જરૂરિયાતને પહોંચી વળવા માટે ૫૦ થી ૬૦ કરોડ રૂપિયાનું કાપડ ઉત્પન્ન કરવાનું ધ્યેય રાખતા હોઇએ તો માત્ર મંગળાચરણમાં જ કપાસખરીદી અને કપાસ-સંગ્રહ માટે જ કરોડ રૂપિયાની મૂડી આપણે રોકવી જોઇએ. ઘેરઘેર કપાસ સંઘરવાથી આટલી મોટી મૂડી રોકવી નહિ પડે, પણ હાલ જે વ્યવસ્થા ખર્ચ, વીમા ખર્ચ અને એ જાતનાં બીજાં ખર્ચો કાપડપર ચડતાં હોવાથી ગરીબ કાંતનારાની મજૂરી પર કાપ મૂકવામાં આવે છે, તે પણ નીકળી જશે. આ ધ્યેયને એકદમ પહોંચી ન વળાય તોપણ રૂનાં મોટાં ગોદામો રાખવાની જરૂર જેમ બને તેમ દહાડે દહાડે ઘટતી જાય એવી નેમ રાખી અત્યારથી તનતોડ પ્રયત્ન થવા જોઇએ. રૂના ભાવમાં વારંવાર અસાધારણ ચડઉતર થતી હોવાથી રૂની ખરીદી કરવામાં પણ ઘણી વાર ગુલાંટ ખાઇ જવાય છે. રૂની તેજીના સમયમાં મોટા જથામાં ખાદી ઉત્પન્ન કરનારા ખોટ નફાનો વિચાર કરીને, કામ એકદમ ઘટાડી નાખે એ સ્વાભાવિક છે. તેથી છેવટે રૂના સટોરિયા ભાવની અસર કાંતનારા પર પડયા વિના રહેતી નથી. ટૂંકમાં કાંતનારાને પણ રૂના તેજીમંદીના સટ્ટાના છાંટા ઉડે છે. દાખલા તરીકે ૧૯૨૩ માં રૂના ભાવમાં એકદમ સજડ વધારો થઇ જવાથી, કેટલાંયે ખાદી મથકોમાં એકદમ કામ ઘટાડી નાખવું પડયું હતું; એવે વખતે બિચારા ગરીબ કાંતનારાની રોજી તૂટી જાય. આવા આફતના—ફરજિયાત બેકારીના—સમયમાં જો કાંતનારાઓએ મોસમને ટાણે કપાસ સંઘરી રાખ્યો હોય, તો તેમને કામ વિના ટળવળવાનો વખત ન આવે, વખતસર સંઘરી રાખેલો કપાસ ફરજિયાત બેકારીને ટાણે ગરીબ માણસને મોટા વિમાની ગરજ સારે છે. મોસમના

વખતમાં જે કોઇ કપાસ રાખી લે છે તેમને કાંતવા ઉપરાંત પીલવા-માંથીયે થોડીઘણી રોજી મળે છે, અને વધારામાં કપાસિયા ઘરમાં રહે છે. ખેડુતને મન કપાસિયાની બચત એ કાંઇ નાનીસૂની વાત નથી. રૂના ભાવ વધે તો કાંતનારાને સૂતરના ભાવ વધારે આવે, અને રૂના ભાવ ગગડી જાય તો યે રૂ સંઘરી રાખનાર કાંતનારાને કાંઇ ખોટ ન આવે; કારણ કે જે ફાજલ વખતમાં રૂના અભાવે નવરા રહેવું પડે તે રૂ ઘરમાં પડ્યું હોવાથી હરતાં ફરતાં પોતાના ઘરજોગાં કપડાં તૈયાર થઈ જાય. ગમે તે દૃષ્ટિએ વિચાર કરતાં રૂ સંઘરી રાખનાર કાંતનારને તો બધી રીતે લાભ જ થાય છે. કાચા માલ—રૂ—માટે કાંતનાર કદી પરવશ ન રહે, બીજાની દયા પર તે નભવાનો વિચાર ન રાખે, એ વાત લોકોને ઠસાવવા સારૂ શિક્ષિત સ્વદેશપ્રેમી ભાઇબહેનોએ ગામડે ગામડે ફરવું જોઇએ. કાંતનારાના લાભાર્થે શિક્ષિત વર્ગે એવું ભારે આંદોલન દેશ-ભરમાં જગાડવું જોઇએ કે જેથી એક પણ કાંતનારને રૂની બાબતમાં તો બીજા કોઇની દયા પર નભવું ન પડે. પણ વચગાળાનાં વરસો દરમિયાન ગરીબ કાંતનારાઓને કોઇ ને કોઇ રીતે મદદ આપવાની જરૂર પડશે જ; અને તે ખાતર અમુક પ્રમાણમાં રૂ સંઘરી રાખવું પડશે પણ રૂ આપ-વાની પ્રથા વરસોના વરસો સુધી એમને એમ ચાલુ રહેશે તો કાંતનારની આશ્રિતોના જેવી દીનદશા થઇ જશે.* જ્યાં કાંતનાર વર્ગ અત્યંત કંગાળ અને અધભૂખે મરતો હોય છે, ત્યાં તો બહારના આશરાની જરૂર રહેવાની જ. પણ આવા માણસના દિલમાં પણ ઠસાવવું જોઇએ કે **કપાસ પણ એક જાતનું અન્ન છે. જેમ શરીરની આંતરિક ભૂખ શમાવવા અન્નની જરૂર પડે છે, તેમ શરીરની બાહ્ય ભૂખ શમાવવા કપાસની પણ એટલી જ જરૂર પડે છે;** જેમ ડાહ્યો ખેડુત પોતાના ખેતરમાં ઊગેલું સર્વ અન્ન વેચી માર્યા પહેલાં

---

* કેટલીકવાર ગામનો પીંજારો જ રૂનો વેપારી બની બેસે છે. દાખલા તરીકે કર્નૂલ જિલ્લાના નાગલાપુરમ મથકમાં પીંજારો પીંજણનું કામ કરવા ઉપરાંત નાનકડા વેપારીનું પણ કામ કરે છે. પીંજારો પોતે થોડાક મણ રૂ મોસમને ટાણે સંઘરી રાખે છે, અને પછી એ રૂની પૂણી બનાવી કાંતનારા-ઓને આપી, પોતે જ સૂતર વસુલ કરી લે છે. બીજાની મજૂરી પર જીવનાર આળસુ નફાખોર શેઠિયાની માફક ન રહેતાં પીંજારો પોતાનો પરસેવો ઊતારી, કમાણી કરે છે, અને વેપારીનું કામ પણ કરે છે.

પોતાની ઘરખોરાકી જેટલું રાખી લેવા માટે જાગૃત રહે છે, તેટલી જ જાગૃતિ અને વિવેકશક્તિ કપાસની બાબતમાં કાંતનાર કુટુંબમાં આવી જશે એટલે ફરી હિંદમાં ઠેરઠેર સૂતરના મેળાઓ ભરાવવા લાગશે અને સૂતરનાં બજારો પણ ખોલાશે.

## કપાસ સંઘરવાથી માલની જાત અને કિંમત પર થતી અસર

કાંતનાર પોતાના ખપપૂરતો કપાસ રાખી લેવાનું શીખી જશે. કે તરત જ સૂતરની જાતમાં પણ એકદમ સુધારો થતો જોવામાં આવશે. આ કપાસ મારી માલિકીનો છે એવી કાંતનારની ભાવના થઇ જવાથી, રૂનો સારામાં સારો ઉપયોગ થાય એ ખાતર કાંતનાર કાંતતી વખતે ખાસ કાળજી અને ચોકસાઇ જાળવવા મથે છે. કેવું કાંતવું, કેટલું કાંતવું, ક્યારે કાંતવું એ બધી વાતમાં તે સ્વતંત્ર હોવાથી પોતાના સૂતરની ભારેમાં ભારે કિંમત લાવવા સારૂ સૂતરની જાતમાં ખાસ સુધારા કરવા તેનો તેને ઉત્સાહ આવે છે. કપાસ સાફ કરવામાં અને કપાસ પીલવામાં તે ખાસ ધ્યાન આપે છે. કપાસની તાણના વખતમાં કપાસની તંગી ન પડે તે ખાતર ઓછામાં ઓછો કપાસ વપરાય, અને છતાં વધારેમાં વધારે નાણું ઉપજે, એવી લાલસા કાંતનારને લાગવાથી તેને એકધારૂં ઝીણું સૂતર કાઢવું પડે છે. હાલમાં જે પ્રમાણે રૂ આપીને કંતાવવામાં આવે છે તેમાં સૂતરની જાત સુધારવા માટે કોઇપણ જાતનો દાબ મૂકી શકાતો નથી. કાંતનારને તો માત્ર રોજીની જ પડી હોય છે. કાંતનાર કેમ જાણે માલ ઉત્પન્ન કરવામાં નિર્જીવ સંચો હોયને, એવી સ્થિતિ થઈ જાય છે. તિરુપુર જેવાં ખાદીના મથકોમાં જે રીતે કંતાય છે તેમાં અને પોતે સંઘરી રાખેલા કપાસમાંથી આપણી ધારણા પ્રમાણે કાંતનાર કાંતતો થઇ જાય તે રીતમાં કેટલો ભારે ફરક પડી જાય છે તે આંકડાઓ જોઇને તપાસીએ.

## હાલ (૧૯૨૫)ની સ્થિતિ

**૧૨ આંકના ૧ રતલ સૂતરની કિંમત હાલ ૧ રૂપિયો પડે છે.**

| રૂ. આ. પા. | |
|---|---|
| ૦—૯—૬ | કારૂણગની રૂની હાલની કિંમત |
| ૦—૫—૦ | કાંતવાની મજૂરી |
| ૦—૧—૬ | વ્યવસ્થા ખર્ચ |

જ્યારે લોકો પોતપોતાની મેળે કાંતતા થઈ જશે ત્યારે ૧૨ આંક સૂતરની કિંમત રતલના રૂ. ૦–૧૩–૬ જ પડશે. આ રહ્યો હિસાબ.

| રૂ. આ. પા. | |
|---|---|
| ૦—૭—૬ | ૩૩/૪ રતલ કપાસની કિંમત ( છૂટક બજાર ભાવ પ્રમાણે ) |
| ૦—૬—૦ | પીલવા અને કાંતવાની મજૂરી |

જો સૂતર ૧૨ આંક કરતાંય વધારે ઝીણું હોય તો આના કરતાં પણ સસ્તુ પડે ).

નોંધ–વધારામાં કાંતનારના ઘરમાં ૨।। રતલ કપાસિયા રહેશે.

ઉપર આપેલા આંકડા અનુમાનથી ઉપજાવેલા નથી; ખાસ અનુભવ પરથી જે માલૂમ પડયું છે તે જ આંકડા ઊતારવામાં આવે છે. એટલું તો ચોક્સ છે કે કાંતનારના કપાસસંગ્રહને લીધે જ સૂતર અને કાપડના ભાવમાં મોટો ઘટાડો થઇ શકે છે. આ પ્રથા ચાલુ થવાથી ખાદીની ઉપજમાં એટલી બધી કરકસર થાય છે કે પછી બજારમાં થોકબંધ સૂતર કે ખાદી ખડકાય તોપણ તેનો ઊઠાવ થવામાં કશી હરકત કે તકલીફ જ પડે નહિ. આને લીધે કાંતનારની રોજી વધે છે, અને તેની સાથે સાથે પોતાનું કામ કરતાં કરતાં તે રાષ્ટ્રની સેવા પણ કરી શકે છે. કાંતનાર પોતાના કામમાં નિરંકુશ અને સ્વતંત્ર થઇ શકવાથી રાષ્ટ્રની ઉન્નતિમાં તે અગત્યનો ભાગ ભજવી શકે છે. ટૂંકમાં આ રીતને લીધે ખાદી સસ્તી તૈયાર થશે અને માલ ઉત્પન્ન કરનાર તેમજ માલ લેનાર બન્ને પક્ષને સારી રીતે લાભ થશે.

## કપાસનો બચાવ

આ ઉપરાંત કપાસ સંઘરવાની પ્રથા ચાલુ થવાથી રૂના વાપરમાં પણ ઘણો બચાવ થઈ શકે તેમ છે. આનો વિચાર કરતાં ઝીણું અને મધ્યમ પ્રકારનું કાંતવાથી શા શા લાભ થઇ શકે તે બારીકાઇથી તપાસવું ઘટે છે. સૂતર ઝીણું છે કે જાડું તે તેના આંક પરથી ઓળખી કઢાય: અને આંક કાઢવાની તો સહેલી રીત છે. એક રતલમાં અમુક ચોકસ લંબાઇની ( દા. ત. ૮૪૦ વારની ) કેટલી આંટી જોખાય છે તે જાણીને આંક તરત જ કહી શકાય, દાખલા તરીકે ૮૪૦ વારની, ૧ રતલમાં ૨૦ આંટી જોખાય તો તે સૂતરનો નંબર ૨૦ ગણાય; અને ૪૦ આંટી જોખાય તો સૂતરનો નંબર ૪૦ ગણાય. એવું તો કોઇ ન જ માની બેસે કે ગમે તેવી જાતના રૂમાંથી મરજી પડે તેવું ઝીણું સૂતર કાંતી શકાય છે. અમુક જાતના રૂમાંથી અમુક જ હદ સુધીનું ઝીણું સૂતર કાંતી શકાય. અને એ હદને વટાવી એ રૂમાંથી જરા પણ બારીક સૂતર કાઢવામાં આવે તો એ સૂતરનો કસ એકદમ ઘટી જશે, સૂતર ફીસું થઇ જશે અને પછી સૂતર વણવાના કામનું નહિ રહે.

સામાન્યરીતે મિલનું ધોરણ હાથકંતામણમાં લાગુ પડતું નથી; કારણ કે મિલમાં કાંતવાનું કામ શરૂ થાય તે પહેલાં રૂના રેસા પર એટલા બધા સંસ્કાર કરવામાં આવે છે કે રૂના રેસા ટૂંકા થઇ જાય છે. તેથી સામાન્ય જાતના રૂમાંથી રેંટિયા વડે જેવું ઝીણું કંતાય તેવું ઝીણું મિલમાં કંતાતું નથી. દાખલા તરીકે જે રૂમાંથી રેંટિયા પર ૨૦ નંબરનું સૂતર નિકળી શકે, તે જ રૂમાંથી મિલમાં માત્ર ૧૦ થી ૧૨ નંબરનું સૂતર કાઢી શકાય; પ્રમાણમાં ટૂંકા રેસાવાળું જે રૂ મિલમાં જાડા બરનું ગણાય છે તે જ રૂમાંથી રેસા ન તૂટી જાય એવી સંભાળ રાખનાર હાથે કાંતનાર રેંટિયા વડે મધ્યમ નંબરનું સૂતર સહેજે કાઢી શકે છે. લાંબા રેસાવાળા રૂની જાતમાં પણ હાથે કાંતનાર ફાયદો ઉઠાવી શકે છે; ઠીક ઠીક લાંબા રેસાવાળા રૂમાંથી જાડું સૂતર ન કંતાય, તેમ જ ઝીણું કે મધ્યમ પ્રકારનું સૂતર જેમાંથી ન જ કંતાય એવા હલકા રૂમાંથી મધ્યમ કે ઝીણું સૂતર ન કંતાય.* એ બન્ને પ્રકારના

* જે પ્રદેશમાં જે જાતનું રૂ પેદા થાય તેવા પ્રકારનું કાંતણકામ ત્યાં થવું જોઈએ. પણ હાલ એ સ્થિતિ રહી નથી, કારણ કે આજકાલ રૂ ઉગાડ-

દોષો સામે ખાસ જાગૃત રહેવાની જરૂર છે. રૂની સારી જાતમાંથી જાડું કાંતનારાને દંડ કરવા વિષેના કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં આપેલા નિયમો એટલા લાભકારક છે કે ખાદી મથકોનાં તમામ કાર્યાલયો પર તે સોનેરી અક્ષરે કોતરી રાખવા જોઇએ.

## ઝીણું કાંતવાના લાભાલાભ

૧૦ નંબરથી વધારે ઝીણું કાંતવું જોઇએ કે નહિ તેની ચર્ચા કરતાં શ્રી. સતીશચંદ્ર દાસગુપ્તાએ પોતાના ખાદી 'મેન્યુઅલ'માં આ પ્રમાણે લખ્યું છે. "કાંતતી વખતે આપણે કેટલા નંબરનું સૂતર કાંતવું છે, તે પર ખાસ ધ્યાન દેવું જોઇએ. હાલમાં વધારે આંકનું કાંતવાનો ધો ચાલ્યો છે. પણ બહુ ઊંચા આંકનું કાંતવા પાછળ પડવું તે એક જાતની ઘેલછા છે. ગામડાંના લોકો એટલે હિંદુસ્તાનના ૯૦ ટકા પોતપોતના ખપજોગું કાંતતા થઇ જાય એ આ હીલચાલનો મુખ્ય ઉદ્દેશ છે. ત્યારે એવા સંજોગોમાં લોકોને ઊંચા નંબરનું કાંતવાની લત લગાડવી એ ખરેખર અવળી દિશામાં વહાણ હંકારવા જેવું છે. ૬ થી ૧૦ નંબર, ૧૦ થી ૨૦ અને ૨૦ થી ૩૦ નંબર સુધી લોકોને કાંતવામાં ઊંચે ચડાવવાથી કાંતવાની કળા ખીલશે; તેથી લોકોને કંઇક મદદ પણ થતી હશે. પણ તેની બીજી બાજુ પણ વિચારવા જેવી છે; ઊંચા નંબરનું કાંતવામાં અનેક જાતની મુશ્કેલીઓ આવે છે, તેને માટે ખાસ સગવડ જોઇએ. સૌથી પ્રથમ તો ઝીણું કાંતવા માટે જે જાતનું રૂ સામાન્ય રીતે ચારેકોર મળી શકે છે તે કરતાં સારૂં રૂ પ્રાપ્ત કરવું જોઇએ. કાંતવા પાછળ વધારે મહેનત લેવા છતાં ઝીણું સૂતર લંબાઇમાં ઓછું કંતાય છે. વળી આટલી બધી મહેનત લઇને તૈયાર થયેલ સૂતર વણવામાં મુશ્કેલી પડે છે અને તેથી વણાટ ખર્ચ પણ વધારે ચડે છે." ઉપરના કથનમાં સત્યનો કંઇક અંશ છે. પણ તે વિષે ચોક્સ નિર્ણય બાંધતા પહેલાં વધારે ઝીણવટથી આ વસ્તુ તપાસવાની જરૂર છે. શ્રી. દાસગુપ્તાના કહેવા મુજબ દેશ સમક્ષ

---

નાર ખેડુતો, પરદેશમા કેવા રૂનો ખપ છે, એ ધ્યાનમાં રાખી રૂનું વાવેતર કરે છે. જેમકે લુકાનનના વખતમાં કોઇંબતુર જિલ્લામાં, ખેડુતોને જાડું કાંતવાના કામમાં આવે એવું 'નાંદન' જાતનું રૂ વવાતું હતું. પણ હાલ પરદેશ ચડાવવાના ઈરાદાથી ઘણુંખરૂં 'કરૂનગન્ન' અથવા 'કામ્બોડિયા' રૂ ઉગાડાય છે. રેંટિયાના પુનર્જીવનથી 'નાંદન' રૂનો પાક ફરી ટૂંક વખતમાં થવા લાગશે એમ અત્યારે તો આશા રહે છે.

ધ્યાનસૂત્ર "અમુક વખતની અંદર વધારેમાં વધારે વાર સૂતર કેમ પેદા થઇ શકે" એ છે, કે વારની લંબાઈ ઉપરાંત તે માલ કઇ જાતનો પેદા કરવો તેનો પણ વિચાર કરવાનો રહે છે? ખરેખર આ જટિલ મુદ્દા પર વધારે સંશોધન થવું જોઇએ, અને સૂતરની જાત પર ધ્યાન આપવાનું વ્યાજબી ગણાતું હોય, અને આજના ધોરણ કરતાં સમસ્ત રાષ્ટ્રની કાંતવાની ગતિ વધારવાની અગત્ય દેખાતી હોય તો રેંટિયાનું પુનર્જીવન કરતી વખતે સમાજમાં મધ્યમ અને ઝીણા સૂતરના કંતામણને પણ અમુક મર્યાદામાં યોગ્ય સ્થાન આપવું જોઇશે.

## ઝીણાં અને મધ્યમપ્રકારના કાંતણની મર્યાદા

ઊંચા યા મધ્યમ આંકના કાંતણકામના વિચાર કરતાં આ પ્રકારના કાંતણમાં એક બે અગત્યના મુદ્દાઓ અને તેની મર્યાદાઓ તપાસી લેવાની જરૂર છે. ઝીણું કાંતવા માટે ઊંચી જાતનું રૂ મેળવવું જ જોઇએ, અને આવું સારૂં રૂ દેશના દરેક ભાગમાં ન મળી શકે, એ એક મોટામાં મોટી મુશ્કેલી છે. જો કે આ ત્રૂટિનું નિવારણ ન થઈ શકે એમ નથી; કારણ કે એમ આશા રાખી શકાય કે રેંટિયાના પુનર્જીવનની સાથેસાથે લાંબા રેસાવાળા રૂનું વાવેતર પણ ગામડે ગામડે શરૂ થઇ જશે. આના સિવાય પણ એવાં બીજાં ખાસ કારણો છે કે જેને લીધે, ઝીણા કાંતણ કામની પ્રગતિ અટકી પડે છે. પ્રથમ તો, જેમ જેમ કાંતનાર વધારે ને વધારે ઝીણું કાંતતો જાય છે, તેમ તેમ તેની કાંતવાની ગતિ પણ વધારે ને વધારે ઘટતી જાય છે; અથવા બીજા શબ્દોમાં કહીએ તો જાડું કાંતવાથી જેટલું સૂતર રેંટિયા દીઠ નીકળે છે, તેટલું ઝીણું સૂતર રેંટિયા પર નીકળતું નથી. ઝીણું કાંતવાથી રેંટિયા દીઠ થતા સૂતરના ઘટાડાનું મહત્ત્વ સમજવા બીજી વસ્તુ પર પણ ધ્યાન દેવાની જરૂર છે. જેમ સૂતરનો આંક વધે તેમ કપડાંની જાત વધારે સુધરે, પણ કપડાની લંબાઇ વધતી નથી. બલ્કે સૂતરના આંકના વધારાના પ્રમાણમાં અમુક હદે પહોંચ્યા પછી કપડાની લંબાઇ પણ બરાબર ઘટતી જાય છે. મહિનાના ત્રીસે દહાડા લગાતાર આઠ કલાક એટલે કે કુલ ૨૪૦ કલાક રેંટિયો ચલાવવામાં આવે છે એમ ધારો. આ રેંટિયા પર વારા કરતી ઝીણું, મધ્યમ, અને જાડું કાંતવાને લીધે કપડાની જાતમાં અને તેની કિંમતમાં કેટલો અને કેવો ફેર પડે છે તે નીચેના કોઠા પરથી જોઇ શકાય છે.

| સૂતરનો નંબર | કલાકે વેગ (વાર) | ૨૪૦ કલાકમાં કેટલા વાર સૂતર નીકળ્યું. | ૧ ચોરસ ઈંચ વણાયેલા કપડામાં તાણા, વાણાના તાર | કેટલા ચોરસવાર કપડું થઇ | | બગાડ જતાં રૂ ની કિંમત (૧૯૨૫ ના ભાવ) | આંટીનું કંતામણ ખર્ચ | કુલ કંતામણ ખર્ચ | ચોરસ-વારે વણાટ ખર્ચ | વ્યવસ્થા ખર્ચ ચડયા સિવાય ચોરસવારનું કુલ ખર્ચે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | રતલ. | રૂ. આ. | પાઇ | રૂ. આ. | આ. પા. | આ. પા. |
| ૮ | ૫૦૦ | ૧,૨૦ હજાર | ૫૬ | ૫૮ | ૧૮ ૩/૪ | ૯—૪ | ૪ ૧/૨ | ૩—૬ | ૧–૬ | ૫–૩ |
| ૧૦ | ૫૦૦ | ૧,૨૦ ,, | ૬૪ | ૫૦ | ૧૫ ૨/૩ | ૮—૮ | ૫ | ૩—૬ | ૧–૬ | ૫–૩ |
| ૧૫ | ૪૫૦ | ૧,૧૮ ,, | ૭૭ | ૩૭ | ૯ | ૫–૧૦ | ૫ ૧/૨ | ૩–૧૦ | ૨–૦ | ૫–૩ |
| ૨૦ | ૪૨૦ | ૧,૦૧ ,, | ૯૨ | ૨૮ ૧/૨ | ૬ | ૪—૦ | ૬ | ૩–૧૨ | ૨–૬ | ૬–૦ |
| ૨૫ | ૪૦૦ | ૯૬ ,, | ૧૦૦ | ૨૫ | ૪ ૪/૭ | ૩—૮ | ૬ ૧/૨ | ૩–૧૩ | ૨–૯ | ૬–૯ |
| ૩૦ | ૩૭૫ | ૯૦ ,, | ૧૧૦ | ૨૨ | ૩ ૬/૭ | ૨–૧૪ | ૭ | ૩–૧૫ | ૩–૦ | ૭–૦ |
| ૪૦ | ૩૫૦ | ૮૪ ,, | ૧૨૮ | ૧૭ ૧/૨ | ૨ ૧/૨ | ૧–૧૪ | ૮ | ૪—૨ | ૩–૬ | ૭–૯ |
| ૫૦ | ૩૨૦ | ૭૭ ,, | ૧૪૨ | ૧૪ ૧/૨ | ૧ ૨૭/૩૫ | ૧—૮ | ૯ | ૪—૫ | ૪–૯ | ૧૦–૦ |
| ૬૦ | ૩૦૦ | ૭૨ ,, | ૧૫૪ | ૧૨ ૧/૨ | ૧ ૬/૨૧ | ૧—૨ | ૧૦ | ૪–૧૧ | ૪–૦ | ૧૧–૬ |

ઉપરના કોઠામાં કાંતવાની ગતિના જે આંકડાઓ આપવામાં આવ્યા છે, તેજ ગતિ પ્રમાણે આજકાલ પૈસા લઇને કાંતનારાઓ કાંતે છે. મદ્રાસ સરકારના વસ્ત્રવિદ્યાનિષ્ણાત શ્રી. અમલસાડે * હાથ-વણાટ પરની પોતાની પત્રિકામાં કાંતવાની ગતિના આંકડાઓ આપ્યા છે. તેની સાથે પણ ઉપરના આંકડા ઘણે અંશે બરાબર મળી રહે છે. શ્રી. અમલસાડે ૩૦ અને ૪૦ નંબરના સૂતર કાંતવાની ગતિનો આંક ઉપલા કોઠા કરતાં વધારે મૂકેલો છે; પણ આપણા ધારેલા હિસાબમાં ભૂલ ન થાય તે ખાતર વચલી સંખ્યા પસંદ કરવામાં આવી છે. કંતામણની મજૂરીના દર સૂતરની લંબાઇના પ્રમાણમાં ઠરાવવામાં આવેલા છે. જ્યાં અત્યંત વ્યવસ્થિત રીતે ખાદીકામ થઈ રહ્યું છે, ત્યાં જે ધોરણે સૂતરના નંબરવાર પૈસા આપવામાં આવે છે, લગભગ તેજ ધોરણ ઉપરના કોઠામાં જળવાયું છે. તામીલનાડમાં રૂપિયાની સામાન્ય આંકના હાથે કાંતેલા સૂતરની ૧૬ થી માંડીને ૧૮ જેટલી આંટી આવે છે. આપણી ગણતરીમાં મંડાયલી મજૂરીનો હિસાબ ઉપર સાથે મળી જાય છે ૪૦ અને તેથી ઉપરના નંબરનું સૂતર માગના પ્રમાણમાં ઓછું કંતાતું હોવાથી તેની કિંમત વધારે અંકાય છે. પણ આ ભાવ કાયમના

---

* શ્રીઅમલસાડે અર્થશાસ્ત્રની ચર્ચામાં રેંટિયો આવી શકે તેમ નથી. એમ સાબીત કરવા પોતાની પત્રિકામાં પ્રયત્ન કર્યો છે રેંટિયા વિરુદ્ધ તેમની મોટામાં મોટી દલીલ એ છે કે હાથે કાંતેલું સૂતર, બરાબર વળદાર અને એકસરખું હોતું નથી, તેથી તે મિલના સૂતર સાથે કદી ટક્કર નહિ ઝીલી શકે, અને બજારમાં તેનો ઊઠાવ પણ નહિ થઇ શકે. પણ આ દલીલથી હાથકંતામણ નકામું છે એમ સાબીત થતું નથી; એનો તો એટલો જ અર્થ થઈ શકે કે રાષ્ટ્રે હાથકંતામણનું પુનર્જીવન કરતી વખતે વિશેષ ચીવટ અને ખંત બતાવવાની જરૂર છે. ૮૦ કે ૯૦ વરસ પર હાથે કાંતેલું સૂતર હિંદની બજારમાં ઠેરઠેર વેચાતું હતું. અને હાથે કાંતેલ અને હાથે વણેલ કપડું તો તેના સૌંદર્ય, ટકાઉપણા અને કુમાશ માટે જમાનાઓ થયાં મશહુર થયેલ છે. અને ભવિષ્યમાં પણ હાથકંતામણની કળા પણ એટલી જ સર્વોત્કૃષ્ટ સ્થિતિએ પહોંચશે એમ ભાસે છે. શ્રી અમલસાડના હાથમાં જે થોડુંઘણું હાથે કાંતેલ સૂતર આવી ચડયું તે રીસું, વળ કે કસ વગરનું નીકળ્યું તેથી હાથે કાંતેલું બધું સૂતર વણવા લાયક નથી, અગર હાથકંતામણમાં કશી ભલીવાર નથી, એમ દલીલ કરવી એ છીછરાપણું છે.

કદી ટકવાના નથી. વળી પોંડુર અને ગંજામના બારીક સૂતરની વાત તદ્દન જુદી છે. આ સૂતર, ત્યાં પેદા થતા કિંમતી રૂમાંથી, ઢાકાની બહેનો જેમ પહેલાં અત્યંત ખંત અને ચીવટથી કાંતતી તેટલાજ ધ્યાનપૂર્વક કંતાય છે, અને સૂતરને પણ ખાસું વળદાર બનાવવામાં આવે છે. પોંડુર જાતના સૂતરના દર હમણાં અપાય છે તે કરતાં પણ વધારે દર હોય તો પોસાઇ શકે તેમ છે. પણ સાથેસાથે એટલું પણ કબૂલ કરવું જ જોઇએ કે જે જાતનું ઉત્તમ સૂતર અમુક ગણ્યાંગાંઠ્યાં મથકોમાં પેદા થાય છે અને જેની માગણી બેહદ થયા કરે છે એવા સૂતરના ભાવ બેહદ વધી ગયા છે.

## વધારે ખર્ચે ઓછી ઉપજ

ઉપર આપેલા કોઠા પર નજર નાખતાંવેંત એટલું તો સમજાય જ છે કે માલની દૃષ્ટિએ તો જેમ સૂતરનો નંબર ઊંચો થતો જાય છે, તેમ તેના પરની મજૂરી વધતી જાય છે, અને કાપડના વાર પણ ઘટતા જાય છે. અમુક કલાક સરખી રીતે બધાય રેંટિયા ૧૦ થી માંડીને ૬૦ નંબરનું સૂતર કાંતવા માટે ચાલે છે, અને તેનું પરિણામ જોતાં માલુમ પડે છે કે જેમ નંબર ચઢતો જાય છે તેમ કાપડના ચોરસવાર ઘટતા જાય છે. દા૦ ત૦ ૧૦ નંબરનું કાંતનાર જ્યારે ૨૪૦ કલાકમાં ૫૦ ચોરસવાર જેટલું સૂતર કાંતી શકે છે ત્યારે તેટલા જ કલાકમાં ૬૦ નંબરનું કાંતનાર તેના ચોથા ભાગનું એટલે માત્ર ૧૨।। ચોરસવાર કાપડ જેટલું કાંતી શકે છે. આ પરથી ઉપરછલો અભ્યાસી ઠાવકી રીતે દલીલ કરી શકે કે જાડું સૂતર ઘણું જ ત્વરાથી કંતાઇ શકાય છે, અને ખર્ચે ઓછું પડે છે તેથી જાડું સૂતર કાંતવામાં રાષ્ટ્રને વિશેષ લાભ છે. ઊંચા અને મધ્યમ આંકના સૂતર વિરુદ્ધ આવીજ મતલબની દલીલ શ્રી. લક્ષ્મીદાસ પુરુષોત્તમે ૧૯૨૧ ના સપ્ટેમ્બર માસના 'યંગ ઇંડિયા'માં કરી હતી. અતિશય ઝીણા સૂતરનો વિરોધ કરતાં જે દલીલો તેમણે આપી છે તેમાં એક બે અગત્યની વસ્તુઓ તેઓ ધ્યાનમાં લેવા ચૂકી ગયા છે.

(૧) સૌથી પહેલી વાત તો એ છે કે ભારે આંકવાળા સૂતરના કંતામણ અને વણામણના દર વધારે આપવા પડે છે તેમ છતાં ભારે નંબરવાળા કાપડ પાછળ ઉત્પન્નખર્ચ બેહદ વધી જતું નથી; અથવા

બીજા શબ્દોમાં કહીએ તો, ઝીણા સૂતરનું કપડું પ્રમાણમાં ઘટે છે, પણ તેના પ્રમાણમાં કાપડ એટલું મોઘું પડતું નથી; એટલું જ નહિ પણ ખાસ લાભ એ થાય છે કે ઝીણું કાંતનારા અને વણનારાની આમદાની વધે છે. એવા યે કેટલાક સાહસિક વેપારીઓ પડયા છે કે જેઓ કાંતવાના ઓછા પૈસા આપી ઝપાટાબંધ ૧૦ આંકની ૫૦ ચોરસ વાર જાડી ખાદી તૈયાર કરાવવાને બદલે, પ્રમાણમાં કાંતવાના વધારે પૈસા આપી, ૨૦ આંકવાળી ૨૮ાા ચો. વા. ઝીણી ખાદી તૈયાર કરાવવાનું પસંદ કરે છે. આનું એક કારણ એ પણ હોઈ શકે કે આવા વેપારીઓને જાડી ખાદી કરતાં ઝીણી ખાદી વેચવી સહેલી પડે છે. આવા વેપારીઓ પોતાના ખપ જેટલો માલ બરાબર નિયમસર મળ્યા કરે તે ખાતર ઝીણું યા મધ્યમ પ્રકારનું કાંતનાર બાઇઓની એટલે કે રેંટિયાની સંખ્યા વધારવા પણ મથશે. જાડું કાંતવાની હિમાયત કરતાં જે મોટામાં મોટી દલીલ કરવામાં આવે છે કે ઝીણું કાંતવાથી ઓછી પેદાશ થાય છે તે દલીલ વ્યવહારમાં ઘણી જ મોળી પડી જાય છે. કારણ કે મધ્યમ યા ઝીણું સૂતર પેદા કરવામાં હાલ જેટલી કાંતનારાની સંખ્યા છે તેના કરતાં વધારે સંખ્યાને કાંતણ કામમાં રોકી શકાશે. અર્થાત્ ઝીણું કે મધ્યમ સૂતર તૈયાર કરાવવાથી પ્રમાણમાં વધારે બહેનોને રોજી મળશે. તદુપરાંત, હિંદુસ્તાનમાં દક્ષિણહિંદુસ્તાનના ખાસ પ્રદેશ જેવા એવા પણ કેટલાક મુલકો છે કે જ્યાં માત્ર ઝીણું જ સૂતર કંતાય છે. જે કાંતનાર વંશ-પરંપરાથી ઝીણું અને મધ્યમ પ્રકારનું કાંતવા માટે જ ટેવાયલો છે, તેવો કાંતનાર, જેમ સ્વભાવ ન છોડી શકે તેમ જન્મભરની ટેવ છોડી ન શકે એ સ્વાભાવિક છે; અને મધ્યમ અને ઝીણા સૂતરમાંથી પણ સરસ પરિણામની આશા બાંધી શકાય એવા પ્રદેશો તરફ તદન દુર્લક્ષ કરવું એ અયોગ્ય ગણાશે. કાંતનારનો એક એવો મોટો વર્ગ પડયો છે કે દહાડામાં જેને જોઇએ તેટલી ફુરસદ મળે છે, જેઓ સરસ સફાઇદાર બારીક કાંતવા માટે અમુક પ્રકારનો જ રેંટિયો ચલાવતા આવ્યા છે, જેઓ પરંપરાથી ચાલી આવેલ પ્રથા પ્રમાણે રૂ સાફ કરતાં અને પીંજતા આવ્યા છે તે વર્ગ જાડું કાંતવાની ધસીને ના જ પાડશે, તેઓ પોતાની જ રીતને વળગી રહેવા મથશે. રાષ્ટ્રની દૃષ્ટિએ વિચાર કરતાં પણ એટલું તો યોગ્ય બલકે અત્યંત મહત્ત્વનું છે કે જ્યાં જ્યાં સારું ઝીણું કંતાય છે ત્યાં ત્યાં સંપૂર્ણ ધ્યાન અપાવું જોઇએ.

## રૂની તેજી અને જાડા સૂતરને નુકસાન

આપણા હિંદ જેવા ગરીબ દેશમાં આ વરસે સૂતર કેટલું ઉત્પન્ન થઇ શકશે તેનો ઘણોખરો આધાર રૂના ભાવ પર રહે છે. પણ વાચકે એટલું જાણવું જોઇએ કે રૂના ભાવ ચડી જવાથી જેટલું જાડું કપડુ મોંઘુ થાય છે તેટલું ઝીણું કપડુ મોંઘુ થતું નથી. દાખલા તરીકે રતલ રૂના ભાવમાં ૪ આનાનો વધારો થાય તો ૧૦ નંબરવાળા જાડા પાણ-કોરામાં વારે રૂ. ૦–૧–૪ જેટલી કિંમત વધી જશે; જ્યારે ૨૦ નંબરનાં ધોતિયાં કે ૪૦ નંબરની મલમલમાં અનુક્રમે વારે માત્ર ૯ પાઈ અને ૭ પાઈ જેટલો જ વધારો થશે. પોતાના ખપ જોગું રૂ સંઘરી રાખનાર અને ભરબજારમાં સૂતર વેચનાર, ગરીબ કાંતનાર રૂની તેજીના વખતમાં વધારે નંબરનું કાંતવાનો પ્રયત્ન કરે છે; કારણ કે ઝીણું કાંતવાથી રૂ ઓછું વપરાય છે. અને વિશેષમા તેની રોજની આમદાનીમાં ઓછી તૂટ પડે છે. તેમજ મજૂરીએ કંતાવનાર અને સૂતર ખરીદનાર વેપારી પણ. જાડા સૂતર કરતાં મધ્યમ યા ઝીણું સૂતર જ લેવાનું વધારે પસંદ કરે છે: કારણકે તેઓએ અગાઉથી ગણતરી કરી રાખેલી હોય છે કે ઝીણા સૂતર જેટલો લાભ જાડા સૂતરમાં, અને ખાસ કરીને તેજીના વખતમાં થતો નથી.

## કાંતવાની ગતિ અને કંતામણના દર

કાંતવાનો વેગ વધતાં મધ્યમ જાતનું સૂતર પણ વધારે ઉત્પન્ન થશે. અને તેને લીધે કાંતવાના દર પણ ઘટાડી શકાશે. એકવાર કાંત-નારની ગતિ વધી ગઇ એટલે તેની એકંદર રોજીને જરા પણ ધક્કો લગાડ્યા સિવાય આંટીની લંબાઇના પ્રમાણમાં અપાતા દર વિના મુશ્કે-લીએ ઓછા કરી શકાશે. ખરેખર મધ્યમ સૂતર કાંતનારની ગતિ વધારવા ખાસ પ્રયત્ન થવાની જરૂર છે. આ સ્થળે કયા ધોરણ પ્રમાણે કાંતવાના દર ઠરાવવા જોઇએ એની ચર્ચા કરવી ઠીક થઈ પડશે. સૂતરની લંબાઇના પ્રમાણમાં કાંતવાના દર આપવામાં અનેક લાભ છે. આવું ધોરણ રાખવાથી સૂતર કેટલું કંતાયું છે તેનો ખ્યાલ આવે છે, અને સાથેસાથે તેની જાત પણ બરાબર પારખી શકાય છે. આવું ધોરણ રાખવાથી કાંતનારને વધુ કમાણી કરવાનું પ્રોત્સાહન મળે છે, તેમજ જાડાને બદલે મધ્યમ પ્રકારનું કાંતવાનું પસંદ કરે તો ઓછા કલાકમાં પૂરેપૂરી રોજી પણ

તે મેળવી શકે છે. આને લીધે કાંતનાર વ્યવહારમાં કોઈપણ જાતની છેતરપીંડી કરી શકતો નથી. જો વજનના ભાવે સૂતર ખરીદાય તો સારા નરસા સૂતરની બરાબર પારખ ન થઈ શકે, અને કેટલીકવાર સારા સાથે રાશી સૂતરને ભેળવી પ્રમાણમાં સારો ભાવ ઉપજાવવાનું કાંતનારને પણ મન થઇ જાય છે; જ્યાં સૂતરનાં કોકડાં લેવાનો રિવાજ હોય છે ત્યાં તો કાંતનારા સારી પેઠે દગો કરી શકે છે. નીચે જાડું જેવુંતેવું સૂતર ભરી ઉપર ભભકાદાર ઝીણું સૂતર ચડાવી, બધુંય ઉત્તમ સૂતર છે એવો દેખાવ કરી શકે છે. કાંતનારાની આવી કાબેલિયતને લીધે દક્ષિણના સીડેડ ડિસ્ટ્રિક્ટસમાં મોટાં ખાદીમથકોને એટલી બધી ખોટ સોસવી પડી હતી કે છેવટે તેમને પોતાનું લગભગ બધુંય કામ બંધ કરવાનો વખત આવ્યો હતો.

તેમ છતાં એ કહેવું જોઇએ કે સૂતરની લંબાઈ પ્રમાણે પૈસા આપવામાંય એક ખામી તો રહેજ છે. ઊંચા અને મધ્યમ નંબરના સૂતરના લંબાઇ પ્રમાણે પૈસા આપવાની પ્રથા અત્યંત ઉપયોગી અને સારી છે. પણ જાડા સૂતર માટે આ પ્રથાનો ખાસ ઉપયોગ નથી. સામાન્ય રીતે દેશમાં રિવાજ જ એવો પડી ગયો છે કે ઝીણું સૂતર આંટી પ્રમાણે અને જાડું સૂતર વજન પ્રમાણે વેચાય. ૧૦ યા ૧૨ નંબરના સૂતર માટે આંટીની જ પ્રથા દાખલ કરવાનો આગ્રહ રાખવાની જરૂર નથી. તે ઉપરાંત જ્યાં વરસોનાં વરસો સુધી કાંતનારાઓ વજન પ્રમાણે સૂતર વેચતા આવ્યા છે, ત્યાં એ રિવાજ તોડી નાખવો એ પણ ડહાપણ ભરેલું નથી

## ઝીણું સૂતર અને ઐચ્છિક પ્રયત્ન

જ્યાં જ્યાં, માણસોએ સ્વેચ્છાથી કાંતવાનું કામ હાથમાં લીધું છે ત્યાં ત્યાં મધ્યમ અને ઊંચા નંબરના કાંતવાથી થતા લાભો સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. કોઇ પણ માણસ જો વરસમાં માત્ર ૨૪૦ કલાક રેંટિયો ચલાવે તો પણ પોતાના ખપ પૂરતાં ઠીક ઠીક ઝીણાં અને ટકાઉ કપડાં લગભગ નજીવી કિંમતે પેદા કરી શકે. આવા સંજોગોમાં શુદ્ધ ખાદી મિલકાપડને હંફાવી શકે છે, કારણ કે દહાડામાં માત્ર પોણો કલાક જ આનંદથી રેંટિયો ચલાવવાથી પોતાને જોઇએ તેટલાં, બલ્કે ખપ કરતાં યે વધારે કપડાં મિલ કાપડની કિંમત કરતાં ક્યાંય સસ્તા ભાવે તૈયાર થઈ જાય છે. આ વસ્તુ વિશેષ સ્પષ્ટ કરવા. સૂતરના નંબર પ્રમાણે

કાપડનું કેટલું ખર્ચ આવે છે તેનો જુદો કોઠો અત્રે આપવાની જરૂર છે.

| સૂતરનો નંબર | કંતામણનું કશું ખર્ચ ન પડે તો ચોરસ વાર કાપડની કિંમત |
|---|---|
| | રૂ. આ. પા. |
| ૮ | ૦—૪—૫ |
| ૧૦ | ૦—૪—૩ |
| ૧૫ | ૦—૪—૬ |
| ૨૦ | ૦—૪—૯ |
| ૨૫ | ૦—૪—૬ |
| ૩૦ | ૦—૫—૦ |
| ૪૦ | ૦—૫—૦ |
| ૫૦ | ૦—૫—૩ |
| ૬૦ | ૦—૫—૬ |

ઉપરના કોઠા પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સૂતરનો નંબર ઓછો હોય કે વધારે, પણ કાપડની કિંમતમાં કાંઇ ખાસ વધારો થતો નથી. ૧૯૨૧ ના વસ્તીપત્રક રીપોર્ટમાં બિહાર સરકારના મિ. ટેલેન્ટસ નામના અમલદારે એવું વિચિત્ર ગપ્પું માર્યું છે કે કંતામણનું કશું ખર્ચ ન પડે તો પણ મિલ કે પરદેશી કાપડ કરતાં ખાદી મોંઘી જ પડવાની; આ ઢંગધડા વિનાનું કથન એવું હાસ્યાસ્પદ છે કે તેની વિશેષ ચર્ચા કરવી ફોગટ છે. એટલું તો હરકોઇ જાણે છે કે પાંચ માણસના કુટુંબમાં, જો રેંટિયો રોજ ૨ થી ૨॥ કલાક ચાલે તો તે કુટુંબ કપડાંની બાબતમાં પૂરૂં સ્વરાજ ભોગવતું થઇ જાય; આવી પરિસ્થિતિમાં જે કોઇ વ્યક્તિ કે કુટુંબ ઘર પૂરતું કાંતવા ધારશે, તે વ્યક્તિ કે કુટુંબ પોતાનો વધારે વખત ન બગડે અને સારામાં સારૂં કંતાય, એવુંજ સૂતર કાંતવાનું પસંદ કરશે એ તો દેખીતું છે. અમીરઉમરાવ કે શેઠશાહુકાર જેવા સમાજના ઊંચા વર્ગોને પ્રમાણમાં વધારે આરામ મળતો હોવાથી તેઓ પોતાના શોખ ખાતર યા તો પોતાના કુટુંબના પ્રેમ ખાતર ઘણું ઝીણું કાંતવાનું પસંદ કરશે; ત્યારે ખેડુત અને તેના જેવા બીજા ગરીબ કારીગરો કે જેને પ્રમાણમાં ઓછો આરામ મળે છે તેઓ જાડું કાંતવાનું પસંદ કરશે. ૧૮૦૬માં પણ દેશમાં કાંતવાની બાબતમાં આવી જ સ્થિતિ વર્તતી હતી

એમ ડૉ. બુકાનનના હેવાલ પરથી ખાતરી થાય છે. તે વખતે અમીરઉમરા-વોની માફક, ખેડુતો પણ ઝીણું સૂતર કાંતતા, અને ઘરના ખપમાં લીધા પછી જે કંઇ સૂતર વધતું તે બજારમાં વેચાવા આવતું. આ બધી બાબતોનો સંપૂર્ણ વિચાર કર્યા પછી અમને એમ લાગે છે કે રાષ્ટ્રની દૃષ્ટિએ સરાસરી ૨૦ આંકની આસપાસનું સૂતર દેશમાં કંતાવું જોઇએ. અને દેશભરમાં તૈયાર થતી ખાદી જો સરાસરી ૨૦ આંકની થવા લાગે તો દેશને અચૂક ભારે લાભ થયા વિના નહિ રહે. આમ કહેવાનો એ અર્થ નથી કે દેશમાં પેદા થતું તમામ સૂતર ઉપરના આંકનું જ હોવું જોઇએ; કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે આજે તૈયાર થતી ખાદી સરાસરી ૨૦ આંકની થાય એ ખાસ જરૂરનું છે.

## ખુલ્લા બજારમાં વેચાણ

તમામ ગૃહઉદ્યોગોની માફક, હાથકંતામણના ધંધાની કુલ લગામ એકના હાથમાં ન રહેવી જોઇએ. ગૃહઉદ્યોગમાં નાનાથી માંડીને મોટા કારીગરો પોતપોતાના કામમાં સ્વતંત્ર હોવા જોઇએ. દરેક અંગ પોત-પોતાના પગપર ઊભી શકે તો તે સરસ ખીલી શકે છે. હાથકંતામણના ઉદ્યોગને ખીલવવા માટે પ્રથમ તો દરેક કાંતનારે પોતપોતાના ખપપૂરતું રૂ સંઘરી રાખવું જોઇએ, એ વાત આપણે આગળ જોઈ ગયા. હવે બીજું પગલું ચર્ચીએ. કાંતનારાઓ અને વણનારાઓએ પોતપોતાનો માલ એક ઠેકાણે વેચવા ભેગા થવું જોઇએ; જ્યારે પહેલાંની પેઠે ગુજરી ભરવાનો રિવાજ ચાલુ થશે, ત્યારે અઠવાડિક ગુજરીહાટોમાં સૂતર અને કાપડ વેચાવા લાગશે. હજુ આવાં હાટ ઠેરઠેર ભરાવા લાગ્યાં નથી. પણ દક્ષિણ હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં કાંતનારાઓ આ પ્રથા દાખલ કરવા લાગ્યા છે; રેંટિયાની નવી હીલચાલ ઉપડ્યા બાદ આ એક પગલું આપણે આગળ વધ્યા અને આદર્શને પંથે વળ્યા એમ કહી શકાય. કાંતનારા અને વણનારા એક મેળામાં નિયમસર મળી અરસપરસ સોદાઓ કરતા થઇ જાય, એવો વખત હજુ આવ્યો નથી. અને જ્યાં સુધી દેશના ઘણાખરા ભાગમાં ખાદીનો જ મુખ્ય પહેરવેશ ન થાય ત્યાં સુધી એવી ધન્ય ઘડી કદાચ ન પણ આવે. જ્યારે કાંતનાર અને વણનાર પોતપોતાનું ફોડી લેતા થઈ જશે ત્યારે, વચ્ચેના નફાખાઉ દલાલ યા વેપારી આપોઆપ નીકળી જશે. આજે તો વચલા માણસની ખાસ જરૂર રહે

છે: કારણકે કાંતનાર, વણનાર, પહેરનાર અને રૂના વેપારી વચ્ચે સાંકળ બાંધવાનું કામ સરસ રીતે આ વચલો માણસ કરે છે. પણ જેમ જેમ ભરબજારમાં, મેળાઓમાં અને ગુજરીમાં, તમામ કારીગરો, અને પહેરનારાઓ ભેગા થવા માંડશે તેમ તેમ વચલા માણસનો ખપ ઓછો થતો જશે. કાંતનાર અને વણનાર જેમ વધુ ને વધુ નિકટ સંબંધમાં આવતા જશે તેમતેમ સૂતર ઝપાટાબંધ સુધરતું જશે. જ્યારે સૂતરનાં હાટ ઠેરઠેર ભરાવવા લાગશે. ત્યારે વણકર પણ આજે ખાદીની ખીલવટમાં જેટલો રસ લે છે તે કરતાં વધારે લેવા લાગશે.

## સૂતરના ભાવોની સરખામણી

જ્યાં વચલા માણસનો આશ્રય લીધા સિવાય, સૂતર સીધેસીધું વેચાય છે, અથવા તો જે વિભાગોમાં કાંતનાર પોતે જ પીંજવાનું અને કાંતવાનું બંને કરી લે છે ત્યાં સૂતરના ભાવ વધારે સારી રીતે પરવડે છે. પણ જ્યાં સૂતરને લગતી દરેક ક્રિયા જુદા જુદા માણસો મારફત થાય છે. ટૂંકમાં જ્યાં ખાદી હજુ પગભર થઈ નથી ત્યાં સૂતરના ભાવ, પ્રમાણમાં વધારે આપવા પડે છે.

| મથક | સૂતરનો નંબર | ૧૯૨૫માં રતલની કિંમત | મજૂરી આપવાની રીત | શેરો |
|---|---|---|---|---|
| | | રૂ. આ. પા. | | |
| ૧ નાગલાપુરમ (કર્નૂલ) | ૨૦ | ૧–૧૦–૦ | તાણી ખરીદવામાં આવે છે. | કાંતનાર ખપજોગું રૂ સંઘરી રાખે છે. અને તાણી સુધીની બધી ક્રિયા કાંતનાર જ ઘેર કરી લે છે. |
| ૨ તીરૂપુર (કોઈમ્બટૂર જીલ્લો) | ૧૦ થી ૨૦ | ૧– ૦–૦ | સૂતર શેરના ભાવે ખરીદાય છે. | કાંતનાર પોતેજ પીંજી લે છે |
| ૩ અમરેલી | ૬ થી ૧૦ | ૧– ૪–૦ | ,, | માત્ર કાંતે છે. |
| ૪ કાલીકેરી (ચિતુર જીલ્લો) | ૮ થી ૧૦ | ૧– ૪–૦ | ,, | ,, |

નાગલાપુરમ અને તીરૂપુર કરતાં અમરેલી અને કાલીકિરી જેવાં ખાદી પેદાશનાં નવાં મથકોમાં સૂતરની કિંમત વધારે પડે છે, કારણ કે પહેલાં બે મથકોમાં તો કાંતનારાઓને કંતાઈ ઉપરાંત પીંજામણની યે મજૂરી મળે છે, ત્યારે અમરેલી અને કાલીકિરી જેવાં મથકોમાં કાંતનારને માત્ર કંતામણનાજ પૈસા મળે છે. તેથી ભવિષ્ય માટે આપણે આદર્શ એવો રાખવો જોઇએ કે ખાદીને લગતી જેટલી ક્રિયા કાંતનારના ઘરમાં સહેલાઇથી થઇ શકતી હોય તે બધી યે ક્રિયાનો લાભ કાંતનારનેજ મળી શકે અને કાંતનારના કામમાં બીજા ભાગ ન પડાવી શકે.

## અરજિયાત કાંતણ–રેંટિયાયજ્ઞ–

પરદેશી કાપડની આયાત કેમ બંધ કરી શકાય, તેનો વરસોના વરસો સુધી વિચાર કર્યા પછી, રાષ્ટ્રને રેંટિયો લાધ્યો છે. પરદેશી કાપડની આયાત પર ભારે જકાત નાખવાનો અધિકાર રાષ્ટ્ર પાસે નથી. પણ રાષ્ટ્રને જે રેંટિયો લાધ્યો છે તેનો સરસ લાભ ઉઠાવવા રાષ્ટ્ર કમર કસે તો **પરદેશી કાપડને બંધ કરવા માટે એકલો રેંટિયો જ પૂરો પડી શકે** તેમ છે. હાથકંતામણ અને હાથવણાટના ધંધાને આબાદ કરવા માટે, ખાદી પ્રત્યે ભાવ કે ભક્તિ પેદા કરાવીને પ્રજા બેસી રહે તો ચાલવાનું નથી. પણ એ ધંધાને આગળ ધપાવવા માટે, તન, મન અને ધનથી પ્રજાએ ઘસાવા તૈયાર થવું પડશે. રેંટિયાપ્રવૃત્તિને ફતેહમંદ કરવા માટે રાષ્ટ્રે ખાસ કયા પ્રકારની મદદ કરવી જોઇએ એ હવે વિચારીએ. ખાદી ખરીદનાર માલનો જેટલો વધારે ભાવ આપે છે તેટલે અંશે તે રેંટિયાને આશ્રય આપે છે. જ્યાં સુધી સરકાર રેંટિયાપ્રવૃત્તિની વિરોધી છે, જ્યાં સુધી સરકાર રેંટિયાને નભાવી લેવા કે મદદ કરવા તલભાર તૈયાર નથી ત્યાં સુધી સમાજના ઉચ્ચ અને મધ્યમ વર્ગે આ પ્રવૃત્તિ પ્રત્યે અમી દૃષ્ટિ રાખી બહોળે હાથે મદદ કરવી જ પડશે. પણ ખરો આશ્રય તો એજ કહી શકાય કે જેને લીધે ખાદીની પેદાશ પણ વધે અને સાથેસાથે ખાદી સસ્તી પણ થાય. બીજા શબ્દોમાં કહીએ તો **ખાદી વધારે ખાદીથી જ સસ્તી થઇ શકશે.** દરેક માણસ સ્વેચ્છાનુસાર રેંટિયો ચલાવવા લાગી જાય એ રેંટિયાપ્રવૃત્તિને રાષ્ટ્રની ઉત્તમ મદદ છે. ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય એ કહેવતનું રહસ્ય રેંટિયાપ્રવૃત્તિને સંપૂર્ણપણે લાગુ પડે છે. જો દરેક

માણસ થોડું થોડું પણ કાંતે તો બધાનું ભેગું કરતાં કરોડો રૂપિયાનું સૂતર તૈયાર થઇ જાય. અને તેથી પરદેશી કાપડનો પગ પણ અહીંથી કપાઇ જાય. રેંટિયાને આવશ્યક યજ્ઞ તરીકે દરેક વ્યક્તિ સ્વીકારે તો રેંટિયાની પ્રતિષ્ઠા ચિરસ્થાયી થાય. અત્યારે દેશના અમુક વિભાગોમાં અને અમુક જ વર્ગમાં રેંટિયા ચાલે છે. તે સ્થિતિ જ્યારે સ્વેચ્છાપૂર્વક રેંટિયો લોકો ગ્રહણ કરવા લાગશે, ત્યારે પલટાઇ જશે; રેંટિયાપ્રવૃત્તિ એ વિરાટપ્રવૃત્તિ બની જશે. મરજિયાત કાંતણપ્રવૃત્તિનો ઉદ્દેશ માત્ર ખાદીની પેદાશ વધે એટલો જ નથી. ખાદીનો પ્રચાર પણ દેશભરમાં મરજિયાત કાંતણથી વધારી શકાશે. ટૂંકમાં, રેંટિયાની પ્રવૃત્તિને સતત ટકાવી રાખવા માટે આજે પ્રયત્નો ચાલી રહ્યા છે. લોકો સ્વેચ્છાપૂર્વક પોતપોતાનું કાંતવા લાગશે ત્યારે સુંદર સૂતર તૈયાર થઇ શકશે, અને તે બજારમાં વેચાવા લાગશે ત્યારે આજે સૂતરના જે અતિશય ભારે ભાવો આપવા પડે છે તે ભાવો એકદમ ઘટી જશે. *

## છૂટક વેચાણને આશ્રય

મરજિયાત કંતામણના પ્રચાર સિવાય પણ ખાદીની પેદાશ અને ખાદીનો ઉપાડ વધારવા બીજી યોજનાઓ કરી શકાય, જેમકે અખિલ ભારતીય ખાદી બોર્ડે છૂટક વેચાણ પર અમુક ટકા બક્ષિશ આપવાનો ઠરાવ કરીને, વેપારીઓને ખાદીના વેપારમાં વધારે મૂડી રોકવાની અને ખાદીના વેચાણમાં વધારે રસ લેતા કરવાની, સરસ રીત શોધી કાઢી છે. પણ આવી બક્ષિશપદ્ધતિને લીધે વેપારીઓને રાહત મળતી હોય તોપણ ખાદીની પેદાશ એકદમ વધી ન જ શકે. બહુ બહુ તો પેદાશ પર બક્ષિશની આડકતરી અસર પહોંચી શકે. નાના વેપારી કદાચ પોતાની મૂડી થોડીઘણી વધારી, થોડેક અંશે બક્ષિશનો લાભ ઊઠાવી શકે; પણ મોટા વેપારી તો આવા બક્ષિશને વેપારનું જોખમ ખેડવા માટે નાનકડા

---

* મરજિયાત હાથકંતામણનો પ્રશ્ન બીજાં દૃષ્ટિબિંદુઓથી પણ વિચારી શકાય તેવો છે. ૧૯૨૫ ના ૨૨ મી જાન્યુઆરીના 'યંગ ઇંડિયા' માં શ્રી. કે. સન્તાનમે લેખ લખ્યો છે તેમાં તેમણે સરસ રીતે સાબીત કરી આપ્યું છે કે જો મરજિયાત કંતામણના કામને બરાબર વ્યવસ્થિત પાયા પર મૂકી દેવામાં આવે તો મહાસભાનું કામ ચલાવવા માટે પૈસા પ્રજા પાસે માગવા નહિ પડે.

વીમાથી વધારે નહિ ગણે. બક્ષિશની પદ્ધતિથી ખાદીની પડતર કિંમત અને વેચાણ કિંમત વચ્ચે કેટલા ટકાનો ફેર રાખવો જોઇએ તે કદાચ ચોક્સ ઠરાવી શકાય. તેમ છતાં એટલું ચોક્સ છે કે જો બક્ષિસની રકમ નાની હશે તો બક્ષિશ તરફ લોકોનું બહુ ધ્યાન જ નહિ ખેંચાય. જો બક્ષિશની પદ્ધતિ ફતેહમંદ અને ફળદાયી બનાવવી હોય, તો બક્ષિશ ઠીક ઠીક અપાવી જોઇએ. સૂતરના મેળાઓ કે બજારો ભરાય ત્યાં ત્યાં ખાદીના વેચાણની પણ ખાસ વ્યવસ્થા કરવી જોઇએ. ગામડાંઓના મેળામાં ખાદી વેચાતી મળે તે ખાતર, વેપારીકમીશન કે બીજી કોઈ પણ રીતે વેચનારને જે કંઈ લાલચ યા ભેટ આપવી પડે તે બધું કરવા જેવું છે. આ રીતે ખોટ ખમવાથી સરવાળે રાષ્ટ્રને લાભ જ થવાનો છે. મોટી વસ્તીવાળાં શહેરોમાં ખાદીવેચાણનું કામ ભલે સહેલું હોય, પણ ગામડાંઓમાં કે જ્યાં આખરે વધારેમાં વધારે ખાદી ખપવાની છે ત્યાં ખાદી લઇ જતાં તનતોડ અને સતત પ્રયત્નની જરૂર છે. ગામડાંઓમાં સ્વદેશપ્રેમની ચીણગારી એકવાર પ્રગટાવી શકાય તો તે સહેજે બુઝાઈ નહિ જાય. ગામડાંઓમાં રહેતા ખેડુત અને કારીગરવર્ગની સાથે રહી તેમનામાં સ્વદેશી અને સ્વરાજની ભાવના પેદા કરવાના કામને જીવનકાર્ય સમજીને જે કોઇ સ્વયંસેવક ગામડાંમાં ધામા નાખે તેમને પૂરેપૂરી મદદ કરવાની જરૂર છે. ગામડાના ફેરિયાને ય પોતાના કામમાં સફળ થવું હોય તો એકલા વેપારીની આવડત નહિ ચાલે, તેણે જીવતા પ્રચારક પણ બનવું પડશે. *

### કાંતનારને આશ્રય

છૂટક વેચનારાઓને બક્ષિસ આપવાથી ખાદી વધારે વેચાય, અને તેથી કાંતનાર અને વણનારનો ધંધો ટકી રહે, અને તેટલે અંશે કાંતનાર અને વણનારને લાભ પણ મળે. પણ આ સિવાય, સીધી રીતે કાંતનાર

---

* જો માલ અંગઉધાર ઉછીનો અપાય, અને માલના પૈસા બરાબર વ્યવસ્થિત રીતે પાછા આપી શકાય એવી વેપારી અને ઘરાક વચ્ચે સાખ જામે, તથા એવી કંઇક પદ્ધતિ દાખલ કરવામાં આવે તો વેચાણની મંદીની મોસમમાં પણ પેદાશના કામને ધપાવ્યે રાખવામાં અડચણ ન આવે. પણ આની ચર્ચા આ પુસ્તકમાં ઇરાદાપૂર્વક કરવામાં આવી નથી. કારણ કે એ બધું કરવા માટે વધારે મૂડી રોકવી જોઇએ. અને લેવડદેવડનાં ખાસ સાધનો ખીલવવાં જોઇએ.

અને વણનારને લાભ મળે એવી રીતે પણ મદદ કરી શકાય. કાંતનારને બક્ષિસ આપતાં એટલું યાદ રાખવું જોઇએ, કે જે કંઈ ભેટ કાંતનારને મળે તે ભેટથી ખાદીની પેદાશ અને ખાદીનું વેચાણ બન્ને વધવાં જોઈએ. કાંતનાર પોતાનું બધું સૂતર વેચવાને બદલે પોતાનાં કપડાં પૂરતું સૂતર રાખતો થઈ જાય એવી કંઇક લાલચ તેની પાસે મૂકાવી જોઇએ. દાખલા તરીકે જે કાંતનાર પોતાના ખપજોગું રૂ સંઘરી રાખીને ધંધા માટે કાંતે છે તેવા કાંતનારને ઉત્તેજન આપવા માટે તેનાં કપડાં અર્ધે ભાવે કે વિનાવણકરીએ વણાવી આપવામાં આવશે એવી ખાતરી આપવામાં આવે તો ઘણાખરા કાંતનારાઓ પોતાનાં કપડાં પોતાના સૂતરનાં જ બનાવતા થઈ જશે; જણ દીઠ વધારેમાં વધારે ૧૨ ચોરસવાર કપડું આવી રીતે મફત યા અર્ધી કિંમતે વણાવી દેવું જોઇએ. જ્યાં કાંતનારી બાઇઓ વરસ સુધી ધંધો ચાલી શકે તે ખાતર પૂરતું રૂ સંઘરી રાખે છે અને પછી બધુંયે સૂતર વેચી નાખે છે એવા વિભાગમાં ઉપરનો પ્રયોગ એકવાર અજમાવવામાં આવે, તો તેની અસર આખા દેશમાં ગુણાકારની ગતિએ ફેલાઇ જશે. અર્ધી વણકરીના હિસાબે હાથે કાંતનારાઓને બક્ષિસ આપવામાં આવે તો કાંતનાર દીઠ ૧૦ થી ૧૨ આના ખર્ચ આવે. અને અમુક પસંદ કરેલા વિભાગમાં ૨૦ થી ૩૦ હજાર ભાઇ બહેનો આ ઉત્તેજનનો લાભ લેવા ઇચ્છે તો દેશમાં અત્યંત ઓછા વ્યવસ્થાખર્ચે સહેજે ૧ થી ૧॥ લાખ રૂપિયાની ખાદી ઉત્પન્ન થઇ જાય, અને સાથેસાથે તરત ઊડાવ પણ થઇ જાય. ટૂંકમાં લાખ દોઢ લાખની ખાદી પેદા કરી વેચવા પાછળ માત્ર ૧૫ થી ૨૨॥ હજાર રૂપિયા જાય. એટલે કુલ ઉત્પન્ન પર ૧૨॥ થી ૧૫ ટકા જેટલુંજ ખર્ચ ચડે. आत्मवत् सर्वभूतेषु એ મંત્રનું રહસ્ય કાંતનારને પણ સમજાવવાની ખાસ જરૂર છે. આજે ઘણાંખરા કાંતનારાઓએ ઉપરના સૂત્રનો મર્મ જીવનમાં ઊતારેલો નથી. તેઓ હજુ પણ પરદેશી યા તો મીલના કાપડને વળગી રહ્યા છે. પહેલાંના વખતમાં ઘરના કાંતેલા સૂતરમાંથી લોકો પોતાનાં કપડાં બનાવી લેતા, તે ભૂલાઈ ગયેલો રિવાજ પાછો સજીવન કરવાની જરૂર છે. રેંટિયાની હીલચાલમાં જે આજે કાચામાં કાચો પાયો દેખાય છે, અને જ્યાં મારો પડતાં આખી ઈમારત તૂટી પડે તેમ છે, તે પાયાની અંદરથી તેમ જ બહારથી મરામત કરવાનું આપણું જ કામ છે, એટલું જ નહિ

પણ તે કરવાની આપણી ખાસ ફરજ છે. રસોઈ કરવી, પાણી ભરવું, દળણું દળવું એ જેમ ગામડાંમાં દૈનિક કાર્યો ગણાય છે તેમ રેંટિયો કાંતવો એ પણ પહેલાંની માફક જો ઘરકામનું આવશ્યક અંગ ગણાઇ જાય, તોપછી ખાદી ગમે તેટલી ખામીવાળી કે જાડી હોય તોપણ લોકોની ખાદી પ્રત્યેની અભિરુચિ ઘટશે નહિ. ગામડાંમાં ખાદીની જડ ઊંડી નાખવી હોય તો રેંટિયાપ્રવૃત્તિને પોષવા સારૂ જેટલું થઇ શકે તે બધું એ પ્રવૃત્તિના મુખ્ય અંગ કાંતનાર અને વણનારને સુખી કરવા માટે કરી છૂટવું જોઇએ.

## વણકરોને આશ્રય

જે કાંતનારને વિષે તેજ વણકરને વિષે છે. હાથસાળ પર કામ કરનાર વણકર જમાનાઓ થયાં રાષ્ટ્રની થાપણ સમાન ગણાતો આવ્યો છે. દેશમાં હજુ પણ ખેતીથી બીજે નંબરના મહત્વનો ધંધો હાથવણાટનો છે. આજે પણ લગભગ ૬૦ લાખ માણસોનો ગુજરો હાથસાળ પર ચાલે છે. હિંદુસ્તાનની કુલ જરૂરિયાતના ચોથા ભાગ જેટલું, અને આપણા દેશની બધી મિલમાંથી નીકળતા કાપડના લગભગ પોણા ભાગ જેટલું કાપડ હાથસાળ પર આજે પણ તૈયાર થાય છે. દાખલા તરીકે ૧૯૨૩ માં હિંદુસ્તાનમાં કુલ ૪૩૦½ કરોડ વાર કાપડ ખપ્યું હતું. તેમાંથી લગભગ ૧૧૦¾ કરોડ વાર તો હિંદની સાળો પર વણાયું હતું. આ પ્રથમ દરજ્જાના ગૃહઉદ્યોગનું પૂરેપૂરૂં મહત્ત્વ ભણેલા માણસો પણ સમજતા નથી. હાથસાળના ધંધાને સમાજમાં હજી વધારે ઊંચું સ્થાન આપવામાં જ હિંદનું ભલું છે. સાથેસાથે એ પણ ન વીસરાવું જોઇએ કે હાથસાળ અને રેંટિયો એકબીજાને પોષનારા ધંધા છે. તેથી એ બન્ને ધંધાઓની ચડતી કે પડતી એક સાથે જ થાય છે. હાથસાળને ટકાવી રાખનાર રેંટિયો જ છે. એકના જન્મમરણનો આધાર બીજાના જન્મમરણ પર છે. દેશના કેટલાક ભાગમાં વણકરો આ વસ્તુ સમજવા લાગ્યા છે. પણ એકંદર રીતે જોતાં એમ કબૂલ કરવું જોઇએ કે હજુ સુધી વણકરો હાથે કાંતેલ સૂતરને અપનાવતાં અચકાય છે. આનું કારણ હાથે કાંતેલા સૂતર પર વણકરને સૂગ છે એમ નથી. પણ તેનું ખરૂં કારણ તો એ છે કે આ નવી હીલચાલ કાયમની ટકશે કે નહિ એનો ખરો ખ્યાલ હજુ

તેમને આવી શકતો નથી. અને જે થોડાઘણા વણકરો રેંટિયાપ્રવૃત્તિ પ્રત્યે ભાવ રાખે છે. તેમનો ભાવ પણ હજુ પ્રેક્ષક જેટલો ઉપરચોટિયો છે. પડીભાંગેલાં ગામડાંઓને રેંટિયાપ્રચાર વડે ફરી આબાદ કરવામાં વણકર સક્રિય મદદ નહિ કરે ત્યાં સુધી તેનો ધંધો પણ ગામડાંમાં ચાલવાનો નથી, તેમ તેની પ્રતિષ્ઠા પણ ગામમાં ટકવાની નથી. આ સ્વયંસિદ્ધ વસ્તુ પણ હજુ વણકરને ઠસાવવાની જરૂર છે. વણકરો હજુ એટલુંયે સમજતા નથી, કે આજે તે દેશી કે પરદેશી મિલમાલિક તેમજ શાહુકારની જે બેવડી ગુલામી નીચે કચરાઇ રહ્યો છે. તે બંધનમાંથી ઉગરી જવાનો ય એકમાત્ર ઈલાજ રેંટિયાપ્રચાર છે. તેની આવકમાં પરોક્ષ રીતે બીજાં જે ગામડાં પડતાં જાય છે તેનું પણ તેને ભાન નથી. આ વરસો દરમિયાન વણકરને જે અસલ રોજી મળતી તે દહાડેદહાડે ઘટતી ગઇ છે; વણકરીના દર ઘટવાથી વણાટના ધંધાને એવો સખત ફટકો લાગ્યો છે કે વરસોવરસ હાથસાળની સંખ્યા ઓછી થતી જાય છે. વણકર પાસે પોતાના પદરની મૂડી નજીવી હોવાથી પોતાનો ધંધો ચલાવવા માટે કોઇ શરાફ યા વેપારીની દયા પર આધાર રાખવો પડે છે. વળી આધુનિક યુગના નવા સંજોગોમાં, પરદેશી અને દેશી મિલોની સામે વણકરને અસમાન હરિફાઇમાં હંમેશાં ઊભીને પોતાનો માર્ગ કાઢવો પડે છે. પહેલાં વણકર પોતાના માલની મરજી મુજબ કિંમત લઇ શકતો; પણ હવે વણકર પરાધીન થઇ જવાથી પોતાના માલના મનમાન્યા ભાવ મેળવી શકતો નથી.

કેટલાક લોકો વણકરોને સહાયકારી મંડળીઓ સ્થાપવાનું સૂચવે છે. તેઓ માને છે કે આ મંડળીઓ મારફત વ્યવસ્થિત રીતે આર્થિક સહાય વણકરોને મળવા લાગશે એટલે તેમનાં ઘણાંખરાં દુ:ખોનું નિવારણ થઇ જશે. સહાયકારી મંડળીઓથી કંઇક અંશે વણકરોને જરૂર ફાયદો થશે. પણ વણકરોની ખરી મુશ્કેલી સહાયકારી મંડળી ટાળી નહિ જ શકે વણકરોને મુખ્ય બેત્રણ વસ્તુની ખાસ જરૂર છે.

૧ પોતાના કુટુંબનાં બધાં માણસોને કામે લગાડી શકાય એવે વખતે તેમને પૂરતા પ્રમાણમાં વણાટનું કામ મળવું જોઇએ.

૨ તેમનો ધંધો અસ્ખલિત ચાલવો જોઇએ.

માલની ઘરાકીના અભાવે યા શેઠિયાની મદદના અભાવે વણકરના

ધંધાને કદી આંચ નહિ આવે, એટલી ખાતરી જો વણુકરને થઇ જાય, તો તે પોતાના કામમાં આનંદથી મશગુલ રહી શકે એમ છે. જેમ ખેતીની મોસમ હોય છે, તેમ વણાટની પણ મોસમ હોય છે. જે મોસમમાં સૂતર ઝાઝું મળે તે મોસમમાં વણુકરો બેહદ કામ કરી ખૂબ માલ તૈયાર કરવાનું જોખમ વહોરે છે, અને જો તે માલ ન વેચાય તો તેઓને સોસવું પડે છે. પણ જો વણુકર અને તેનું કુટુંબ નવરાશના વખતમાં રેંટિયો ચલાવવા મંડે તો તેને આ મોસમ પર આધાર રાખવો ન પડે. જ્યારે ગામેગામ રેંટિયાનો ગુંજાર શરૂ થશે ત્યારે ગામના વણુકરને કદી ધંધાનો તોટો નહિ પડે. વળી વણુકરને માલ વેચવાની પણ કાંઇ મુશીબત નહિ પડે, કારણ કે તેનો માલ ખરીદનાર પણ તેના પાડોશમાં જ રહેતા હશે; મદ્રાસ સરકારના મિ. અમલરાડ જેવા અમલદારો વણાટની પ્રાથમિક ક્રિયાઓને—જેવી કે કોકડાં ભરવાં તાણી કરવી કે પવાયત કરવી—નાનાં નાનાં સાદાં યંત્રોદ્વારા સરળ કરી નાખવાનો વિચાર કરે છે. તેઓ વણુકરોના ખરા હિતેચ્છુ નથી; આવા યાંત્રિક સુધારાથી વણુકરોની સ્થિતિ સુધરવાને બદલે જરૂર બગડશે. કારણ કે હાલ વણાટના કામમાં વણુકર કુટુંબનાં નાનાં મોટાં માણુસો જે થોડીઘણી મદદ કરી વધારે રોજી મેળવે છે તે રોજી ઘટી જશે, તે માણુસો કંઇક અંશે બેકાર પડશે. વણુકરોની ખરી રોજી તો અત્યારે પણ ઘટી ગઈ છે. જૂના વખતમાં વણુકર વણાટનો ધંધો કરવા ઉપરાંત આખું રંગકામ પણ તે જ કરતો. આજે રંગાટનું બધું કામ વણુકરના હાથમાંથી જતું રહ્યું છે. જો સૂતરનાં કોકડાં ભરવાનું, તાણા કરવાનું અને પવાયત કરવાનું કામ પણ વણુકર પાસેથી લઈ લેવામાં આવશે, તો ઘણાખરા વણુકરો પાયમાલ થઈ જશે. આથી ઉલટું રેંટિયો ગ્રહણ કરવાથી વણુકરને પૂરતું કામ મળશે તેમની રોજી પણ વધશે, એટલું જ નહિ પણ હાલ મિલમાલિક અને શાહુકારની વચ્ચે વણુકરની દશા સૂડી વચ્ચે સોપારીના જેવી થઈ છે તેમાંથી પણ તેનો છૂટકારો રેંટિયો કરશે. જો વણુકરને ખરેખરી ઇચ્છા હોય તો જેમજેમ થોડીથોડી રકમ તેની પાસે જામતી જાય તેમ તેમ રેંટિયાપ્રચાર માટે વણુકર એક મોટું સહાયકારી મંડળ પણ ઊભું કરી શકે, એટલું જ નહિ પણ જતે દહાડે હાથકંતામણુનો આખોય ધંધો વણુકર હસ્તગત કરી શકે. દાખલા તરીકે તિરપુર વિભાગમાં તો ખાદી ચીલચાલમાં વણુકરો

યથાશક્તિ ભાગ ભજવી રહ્યા છે. ત્યાં સાળદીઠ વણકરોના સરાસરી ૨૫ રૂપિયા ખાદીસંગઠનમાં રોકાય છે એમ અનુભવ પરથી માલૂમ પડ્યું છે તિરૂપુરનો ધડો લઈ વણકરો જો ખાદીસંગઠનના કાર્યમાં ઓતપ્રોત થઈ જશે તો વણકર અને કાંતનાર બન્નેને અપાર લાભ થશે, ગામડાંઓમાં ખાદીની જડ વધારે ઊંડી બેસસે, ખાદી પેદાશનું કાર્ય વધારે દૃઢ અને સ્થિર પાયા પર મૂકાશે. અને હાલ જેમ વણકરોને બાપીકો ધંધો અને ઘરબાર છોડી શહેરોમાં પેટગુજારો કરવા સારૂ ભમવું પડે છે તેમ વતન છોડવા વારો નહિ આવે. એટલું જ નહિ પણ વધારે વણકરો ગામડાંઓમાં કાયમના વસવા લલચાશે.

વણકરો કેવળ હાથે કાંતેલું સૂતર વણવા લાગે, તે માટે તેમને પણ કંઈક લાલચ આપવી જોઇએ. જ્યાં વણકરોને રેંટિયાનું સૂતર વાપરવાનો અણગમો હોય ત્યાં વણકરીના વધારે દર કે બક્ષિસ તેમને આપી શકાય એવું કરવું જોઇએ. કેટલાંક મથકોમાં, અમુક જથામાં ખાદી વણાય એટલે અમુક રકમની બક્ષિસ આપવામાં આવે એવી પ્રથા પણ અજમાવવા જેવી છે. પણ જો રેંટિયાનો બહોળો પ્રચાર થઇ જાય, અને ખાદીનું વાતાવરણ દેશમાં ચારેકોર ફેલાઇ જાય, અને તેને લીધે ગામડાંના વણકરો પોતપોતાના ગામના રેંટિયાનું સૂતર વણવા મંડી પડે તો પછી વણકરોને કાંઇ ભેટ કે બક્ષિસ આપવાની જરૂર નહિ રહે. *

## નકલી ખાદી

ખાદીને નામે ખપતા નકલી કાપડને કઇ રીતે દૂર કરવું એ દેશના કેટલાક ભાગોમાં તો એક સવાલ થઈ પડ્યો છે. આવું દગાવાળું કાપડ મિલો પેદા કરે છે અથવા તો જાડું સૂતર પોતાની હાથસાળ પર વણી કેટલા વણકરો પણ પોતાના માલને શુદ્ધ ખાદી તરીકે ખપાવવા ફરે છે. ખોટી ખાદીને પારખી કાઢવાનું કામ અનુભવીઓ માટે મુશ્કેલ નથી; પણ એક વાર નકલી ખાદીનું પોકળ જાહેર કરવામાં આવે, તોપણ આવો દગો ફરી થવા નહિ જ પામે એવી ખાતરી ન આપી શકાય. મહાસભા

* આ ગૃહઉદ્યોગના પુનરુદ્ધારમાં, કાંતનાર અને વણનાર સિવાય બીજાઓ પણ મદદ કરી શકે તેમ છે, જે ગામડિયાંઓ કપાસ ઉગાડે છે તેઓ કપાસ ભેટ આપે. અને જે શહેરીઓ ધનવાન છે તેઓ આ ઉદ્યોગને ફેલાવવા દ્રવ્યનું દાન આપે.

અથવા ચરખા સંઘનાં પ્રમાણપત્રો જે ભંડારોએ મેળવેલાં છે તેમાં પણ કેટલીકવાર અશુદ્ધ માલ પેસી જાય છે એમ અનુભવ પરથી માલૂમ પડયું છે. આ અનિષ્ટને જડમૂળથી કાઢવા માટે ખાદીપેદાશની મૂળની ક્રિયા સુધી ઊંડા ઉતરવું પડશે અને ત્યાંથી માંડીને એકેએક વસ્તુ તપાસવી પડશે. જેમાંથી સૂતર પેદા થાય છે એ રૂ શુદ્ધ અને ભેગવિનાનું હોવું જોઇએ. નહિ તો ફરિયાદ વારંવાર નવા નવા રૂપમાં ઊભી થયા વિના રહેવાની નથી. તેથી જ્યારે જ્યારે ખબર પડે કે અમુક ખાદીનાં મથકોમાં કે શહેરોમાં, વણકરો કે વેપારીઓ શુદ્ધ ખાદીના ઉત્પન્ન યા વેચાણમાં દગો કે ગોટાળો કરી રહ્યા છે, ત્યારે ત્યારે નીચે ગણાવેલી ચાર વસ્તુઓની તપાસ કરવાથી વસ્તુસ્થિતિ સરળતાથી સમજાશે.

૧ સૌથી પહેલાં તો એ જાણી લેવું જોઇએ કે એ મથકમાં વધારેમાં વધારે કેટલા રેંટિયા ચાલે છે, અને તે વધુમાં વધુ કેટલું પેદા કરી શકે તેમ છે.

૨ જો ત્યાં સૂતર આયાત થતું હોય તો કેટલું સૂતર આયાત થાય છે, અને કયે કયે સ્થળેથી આવે છે.

૩ વણકરોનું કેવું સંગઠન છે. અને વણકરોમાં કેવી રૂઢિઓ અને રીતરિવાજો ચાલે છે.

૪ તે વિભાગમાં વેપારીઓ મારફત કેટલી ખાદી બહાર ચડે છે.

આ બધું જાણી લીધા પછી દગો થતો હશે તો તેનું મૂળ કે ચાવી મળી શકશે. પણ દગો નાબુદ કરવા આખરે તો વણકરોને જ વહેલામોડા આપણે હાથ કરવા પડશે; તેમની નાતજાતને અંગે, યા ધંધાને અંગે એવું સંગઠન બનાવવું જોઇએ કે જેથી તેઓ જ પોતાની શાખ અને લાજ આબરૂ ટકાવવા, પોતાના જાતભાઇઓ સૂતરમાં સેળભેળ ન કરે તે પર શકરાની પેઠે ઝીણી નજર રાખતા થઈ જાય. પણ આવી મુશ્કેલી લાંબો વખત ટકશે નહિ. જેમ જેમ ખાદીનું વાતાવરણ દેશભરમાં જામતું જશે, અને થોકબંધ ખાદી ચારેકોર ઉત્પન્ન થવા લાગશે, તેમ તેમ આ નામધારી ખોટી ખાદી પણ બજારમાંથી આપોઆપ નીકળી જશે.

## વ્યાપારી સંગ્રહસ્થાનો અને વસ્ત્ર વિદ્યાલયો

બાહ્ય યા કૃત્રિમ મદદથી રેંટિયાપ્રવૃત્તિ થોડોક વખત સુધી ચાલશે. પણ જો એ પ્રવૃત્તિને સ્થાયી સ્વરૂપ આપવું હોય તો બાહ્ય મદદથી તે કોઇ દિવસ પગભર થઇ શકશે નહિ; છેવટે તો રેંટિયાપ્રવૃત્તિને પણ સ્વાશ્રય અને સ્વાવલંબનનો મંત્ર શીખવો પડશે.

રેંટિયાનો સાર્વત્રિક પ્રચાર કરવા, પહેલાંના વખતમાં જે જે સ્થિતિમાં રેંટિયા ચાલતા હતા તે સ્થિતિ ઊભી કરવાની અત્યંત આવશ્યકતા છે. છતાં બધી બાબતમાં એવી સ્થિતિ તંતોતંત ઉત્પન્ન કરવી અત્યારે અશકય હોવાનો સંભવ છે. અને જો શકય હોય તોપણ કેટલીક બાબતમાં તે ઉપયોગી પણ ન નીવડે એવો સંભવ છે. તે વખતનાં સાધનોમાં સુધારા કરવાની જરૂર છે. રેંટિયાના વેગમાં થોડોઘણો સુધારો થાય કે કામઠા યા પીંજણથી વધારે સારી રીતે પીંજી શકાય એવો સાધારણ સુધારો થાય, તોપણ તે આમવર્ગને આશીર્વાદરૂપ થઇ પડશે. આવા સુધારાને પરિણામે કાંતવાના ક્રમમાં કાંઈ પણ ફેરફાર કર્યા સિવાય, કામને અટપટું કર્યા વિના, સૂતરની જાતમાં તેમ જ જથામાં સહેજે વધારો થઈ જાય છે.

હિંદુસ્તાનના પ્રાંતેપ્રાંતમાં ચરખા, પીંજણ, રેંટિયા વગેરે જુદીજુદી જાતનાં હોય છે તે બધાં સાહિત્યમાં શી શી ખૂબી છે, તેના પર કામ કરતાં કરતાં કઇ કઈ સગવડ અગવડ પડે છે તેનો બારીક અભ્યાસ કરવા માટે અને તેની પાછળ પડી તેમાં સુધારાવધારા કરવા માટે પ્રાંતે પ્રાંતે શોધખોળ કરનારાઓએ મથવું જોઇએ. ઉપરઉપરથી જે નજીવા સુધારા દેખાય છે તે નાના સુધારાને લીધે એકંદરે સમાજને કેટલો બધો લાભ થાય છે તે આપણા ખ્યાલમાં આવતું નથી. દાખલા તરીકે, હાલ જે જાતની ત્રાક વપરાય છે તે જાતમાં થોડોક ફેરફાર કરીને દેશમાં ચાલતા બધા રેંટિયામાં માત્ર ૫૦ વારનો પણ વેગ વધારી શકાય, તો દેશમાં એક લાખ જ રેંટિયા ચાલે છે એ ગણતરીએ પણ, રોજનું ૨ કરોડ વાર સૂતર યા તો ૧૪૦૦ રતલ સૂતર વધી શકે. પીંજણમાં પણ સુધારા થતાં આવાં જ ચમત્કારિક પરિણામો નીપજે. જ્યાં જ્યાં કાંતનારના ઘરમાં પીંજણનો પ્રવેશ થયો નથી ત્યાં ત્યાં પીંજણ દાખલ કરવાની અંયંત જરૂર છે. કાંતનાર જ પીંજવાનું શીખી લેશે. તેથી

તેને કંતામણ ઉપરાંત પીંજામણના પૈસા મળશે, એટલું જ નહિ પણ કાંતનારે હાથે પુણી બનાવેલી હોવાથી, સૂતરની જાત પણ ઘણી સુધરી જશે. ઊંચા કે મધ્યમ નંબરનું કાંતવા માટે રૂ સારી રીતે પીંજાયલું હોવું જાઇએ. સારૂં કાંતવાનો ઘણો મોટો આધાર પીંજાઈ પર છે; પીંજતાં શીખી લેવાની એટલી બધી જરૂર છે કે ગામડામાં કામ કરનાર એકે એક સ્વયંસેવકે અચૂક પીંજણનું કામ હાથ કરી જ લેવું જોઇએ. બધા જિલ્લાઓમાં એક સામટાં વસ્ત્રવિદ્યાલયો ખોલવાનું ન બની શકે એ સમજી શકાય તેવું છે. પણ દરેક પ્રાંતમાં જ્યાં જ્યાં રેંટિયા ચાલી રહ્યા છે ત્યાં ત્યાં જે કોઈ માણસ પીલવાનું, પીંજવાનું કે કાંતવાનું શીખવા ઇચ્છે, તેમને તે બધું વ્યવસ્થિત રીતે શીખવી શકે તેવા વસ્ત્રવિદ્યાના નિષ્ણાતો અને અનુભવીઓની ટોળીઓએ ગામડે ગામડે ફરતા રહેવું જોઇએ. અને સાથેસાથે પ્રાંતવાર એક વ્યાપારી સંગ્રહસ્થાન ખોલવું જોઈએ; અને તેમાં પ્રાંતમાં જેટલી જાતનાં રૂ ઊગતાં હોય તે રૂ, જુદા જુદા નંબરનાં સૂતર, અને ભાતભાતના કાપડના નમૂનાઓ ખાસ મૂકાવા જોઇએ. સંગ્રહસ્થાનમાં રખાયલા રૂ, સૂતર, અને કાપડની શી શી વિશિષ્ટતા અને ખામીઓ છે, તે શાસ્ત્રીય પ્રયોગો કરી લોકોને બતાવવું જોઇએ. આવાં સંગ્રહસ્થાનો વેપારીઓને પણ કેટલીક બાબતોમાં માર્ગદર્શક થઈ પડશે. આવાં સંગ્રહસ્થાનોને લીધે આપણા માલમાં દર વરસે કેવા સુધારા કે બગાડા થતા જાય છે તે આપણે જાણી શકશું. અને જો માલ બગડતો જતો હશે તો તેના ઇલાજો પણ આની મદદ વડે આપણે શોધી શકીશું. ઠેર ઠેર પ્રદર્શનો ભરવાથી, કાંતવા પીંજવાની ક્રિયાઓ ચારેકોર લોકોને બતાવવાથી, અને વ્યાપારી સંગ્રહસ્થાનો વખતોવખત ફેરવવાથી દેશભરમાં ખાદીનું વાતાવરણ સરસ જામી જશે.

## રેંટિયો અને મિલ

રેંટિયામાં કેટલી શક્તિ ભરેલી છે. તથા નજીકના ભવિષ્યમાં રેંટિયાપ્રવૃત્તિ કેવું વિરાટ સ્વરૂપ ગ્રહણ કરી શકે તેમ છે તેની જ ચર્ચા અત્યાર સુધી કરવામાં આવી છે. પણ રેંટિયાની ખૂબીઓ અને વિશેષતાઓ મિલની સાથે સરખાવતાં તદ્દન નવું જ અજવાળું પડે છે; જ્યારે જ્યારે રેંટિયાની હિમાયત કરવામાં આવે છે, ત્યારે ત્યારે કેટલાક સમજુ માણસો પણ રેંટિયાને હસી કાઢી મિલઉદ્યોગ વધારવાની હિમાયત કરવા મંડી

પડે છે. તેથી અત્રે આ બન્ને ધંધાનું સંપૂર્ણ પૃથક્કરણ કરવું અત્યંત જરૂરનું છે કે જેથી કરીને હજુ થોડાઘણાનાં મનમાં મિલ કે રેંટિયા વિષે જે ભ્રમ રહી ગયા હોય તે ભાંગી જાય. સાચે જ રેંટિયો અને મિલ એ તદ્દન જુદી જ જાતના ઉદ્યોગો છે. રેંટિયો દૂરદૂરનાં ગામડાંની ઝૂંપડી અને કુબામાં યે પ્રવેશ કરી શકે છે, ત્યારે મિલ તો ગણીગાંઠી સંખ્યામાં મોટી વસ્તીવાળાં શહેરોમાં જ સ્થપાઇ શકે છે. મિલ એટલે મિલમાલેકની પૂર્ણસત્તા, મિલમાલેકનું જ નિરંકુશ રાજ્ય. મિલનો મજૂર સ્વાતંત્ર્ય અને સુખાકારીને ભોગે એ પૈસા રળી શકે છે; ત્યારે રેંટિયાના સેવનથી માણસ શાંતિથી અર્ધો રોટલો મેળવી શકે છે. મિલમજૂરનાં ઘર ભાંગી જાય છે. તેના જીવનની લ્હાણ લૂંટાઇ જાય છે, ત્યારે રેંટિયો ઘર બાંધવામાં, નીતિ અને શીયળ સાચવવામાં મદદગાર થાય છે. ટૂંકમાં રેંટિયાને વરસાદની ઉપમા આપી શકાય. જેમ મેહ વરસે ત્યારે નાના મોટા, ગરીબ તવંગરને સરખું પાણી અને સરખી ટાઢક આપે છે, તેમ રેંટિયાના સાર્વત્રિક પ્રચારથી નાનામોટા બધાય સુખી થાય છે, ધનની વિષમ વહેંચણી થતી નથી. પારકાનો પરસેવો ઊતારી કોઇ પૈસાદાર થઇ શકતું નથી. મેશ કે ધૂમાડા કાઢતાં ભૂંગળાંવાળી મિલો એટલે નદી કે વહેતા પાણીના કુદરતી પ્રવાહને અમુક એક દિશામાં વાળી લેવા, પ્રવાહ વચ્ચે ઊભા કરેલા બાંધ. મિલ વરસાદની માફક બધાને ટાઢક આપતી નથી. ઉલટું જે નદી માણસમાત્રના સુખને અર્થે સરજાઇ છે તે નદીને તાત્કાલિક પણ, થોડાક માણસોના લાભાર્થે રોકવા જેમ મજબૂત ભીંતો બાંધવામાં આવે છે તેવું મિલનું છે. મિલ અને રેંટિયાનો પ્રવાહ તદ્દન ભિન્ન દિશામાં ચાલે છે. અને જે પ્રવાહમાં માણસ આકર્ષાય છે તે પ્રમાણે તેને લાભાલાભ મળે છે.

## મિલોનો વિકાસ

આ બે જાતના ધંધામાંથી કયો ધંધો દેશને વધારે ફળદાયી અને આર્થિક દૃષ્ટિએ લાભદાયી થશે એનો નિર્ણય કરવા બેસીએ તે પહેલાં હિંદુસ્તાનમાં મિલોનો વિકાસ અને ચડતી કેમ થતાં ગયાં તેનો ટૂંકો હેવાલ આપવાની જરૂર છે. કારણ કે તે પરથી આપણા રાષ્ટ્રને મિલની કેટલી જરૂર છે તથા મિલોથી રાષ્ટ્રને કેવો લાભ થાય છે તેનો આપણને ખ્યાલ આવી જશે. પહેલવહેલી કાપડમિલ તો ઠેઠ ૧૮૩૮ માં કલકત્તામાં

નીકળી હતી; પણ ૧૮૫૩ માં જ્યાંસુધી મુંબઇમાં પ્રથમ ૫૦૦૦ ત્રાક વાળી મિલ નહોતી સ્થપાઇ ત્યાંસુધી વરાળયંત્રની મદદ વડે તૈયાર થતું કાપડ કાંઇ વિસાતમાં ગણાતું નહિ. ૧૮૫૩ પછી કાપડની બાબતમાં, ઔદ્યોગિક યુગની હિંદમાં શરૂઆત થઇ એમ કહી શકાય. પરદેશી કાપડની આયાત દહાડે દહાડે વધતી જતી હોવાથી હિંદુસ્તાનના જે ગૃહઉદ્યોગો તૂટી ગયા હતા તેની કંઇક અંશે ભરપાઇ કરવા કેટલાક શેઠિયાઓ મિલો ખોલવા લાગ્યા હતા. અમેરિકાના આંતરવિગ્રહ દરમિયાન જ્યારે રૂના ભાવ અસાધારણ તેજ થઇ ગયા હતા, અને ખાંડીના ભાવ એક વાર ૬૦૦ રૂપિયા સુધી બોલાવા લાગ્યા હતા, ત્યારે મિલોના ઉછરતા ઉદ્યોગને ભારે કટોકટીમાંથી પસાર થવું પડયું હતું. પણ લડાઈ પછી લડાઇને અંગે વધેલા ભાવ ઉતરી ગયા ત્યારે ફરી એક પછી એક સંખ્યાબંધ મિલો ખોલાવા લાગી: અને ૧૮૮૨ માં ૬૨ મિલો હિંદમાં થઇ ગઈ હતી. ૬૨ મિલોમાં કુલ ૧૬,૫૪,૧૦૩ ત્રાંકો, અને ૧૫,૧૧૬ સાળો ચાલતી હતી; અને ૫૩,૬૨૪ કામદારો કામે ચડયા હતા. આવી રીતે હિંદુસ્તાનમાં મિલઉદ્યોગ જામવા લાગ્યો. એટલે લેંકેશાયરના મિલમાલિકો ઇર્ષાથી બળવા લાગ્યા, અને તેઓએ બ્રિટિશ પાર્લામેન્ટને પોતાના પક્ષમાં લેવા એવું જબરૂં આંદોલન ચલાવ્યું કે છેવટે લેંકેશાયરને રીઝવવા વિલાયતથી હિંદમાં આયાત થતા સર્વ કાપડ પરની જકાત રદ કરવામાં આવી. તેમ છતાં હિંદની મિલો તો આબાદ થયે જતી હતી. હિંદની મિલોનું કામ અત્યાર સુધીમાં એટલું બધું ખીલ્યું હતું કે તેના સૂતર અને કાપડની માગ દેશદેશાવરથી થવા લાગી હતી. હિંદનું સૂતર તથા કાપડ પરદેશ સારીપેઠે ચડતું હતું. છેવટનાં વરસોમાં તો મિલની ઉન્નતિ એકદમ થવા લાગી. ૧૮૮૩ માં માત્ર ૭૪ મિલો હતી, તે વધીવધીને ૧૯૨૩ માં ૩૩૩ મિલો થઇ ગઈ. મિલોની વર્ષ પ્રતિવર્ષ ઉન્નતિ કેમ થતી ગઇ તેનો યોગ્ય ખ્યાલ આવે તે ખાતર નીચેના આંકડા પર નજર ફેરવો.

| વરસ | મીલની સંખ્યા | સત્તાવાર મૂડી | ત્રાકોની સંખ્યા | સાળની સંખ્યા | કામદારોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| | | રૂ. | | | |
| ૧૮૮૩–૮૪ | ૭૪ | ૮,૧૬ લાખ | ૧૮,૯૫ હજાર | ૧૬ હજાર | ૬૧ હજાર |
| ૧૮૯૩–૯૪ | ૧૩૮ | ૧૧,૩૩ ,, | ૩૫,૩૯ ,, | ૨૯ ,, | ૧,૩૦ ,, |
| ૧૯૦૩–૦૪ | ૨૦૬ | ૧૫,૪૮ ,, | ૫૧,૬૭ ,, | ૪૫ ,, | ૧,૮૬ ,, |
| ૧૯૧૩–૧૪ | ૨૬૪ | ૨૧,૫૦ ,, | ૬૬,૨૦ ,, | ૯૬ ,, | ૨,૬૦ ,, |
| ૧૯૨૩–૨૪ | ૩૩૦ | આશરે ૪૦ કરોડ | ૭૯,૨૭ ,, | ૧,૪૪ ,, | ૩,૪૩ ,, |

છેલ્લા ચાળીસ વરસ દરમિયાન મિલઉદ્યોગ કેમ વિકાસ પામતો ગયો તેની વિગતમાં ઊતરવાનું બીનજરૂરી છે. અહીં તો એટલું જ જાણવું બસ છે કે મિલઉદ્યોગની ખીલાવટ એકધારી થઇ નહોતી. તેમાં પણ અનેક જાતનાં વિઘ્નો નડ્યાં હતાં. અને ખાસ કરીને ગઇ સદીના છેલ્લાં વરસોમાં તો મિલઉદ્યોગની અનેક ઘાતો ગઇ હતી. મિલઉદ્યોગની હિંદમાં ઉન્નતિ થઇ રહી છે એ જોઇને લૅંકેશાયર બળ્યાં કરતું હતું. તેની ધાંધલ અને સતત ચળવળને પરિણામે હિંદની મિલોમાં તૈયાર થયેલા કાપડ પર પણ ખાસી જકાતો નાખવામાં આવી હતી. આ વરસો દરમિયાન મુંબઈમાં સખત મરકીનો રોગ ફાટી નીકળ્યો. રોજનાં ૮૦૦ થી ૧૦૦૦ માણસો મરકીના ભોગ થતાં હતાં. તેથી મિલમજૂરોમાં પણ ભારે નાસભાગ ચાલી રહી હતી; તેને લીધે મિલોમાં મજૂરોની પણ ભારે તંગી પડવા લાગી. અધૂરામાં પૂરૂં ઈ. સ. ૧૯૦૦ માં હિંદમાં ચારેકોર ભારે દુકાળ પડ્યો. અને તેથી મિલમાં જેટલું રૂ જોઇએ તેટલું રૂ પણ મળી ન શક્યું. આ ઉપરાંત અંગ્રેજ સરકારે નાણાંચલણની પદ્ધતિ જ એવી રાખી છે કે કોઇપણ સ્થિતિમાં હિંદના ભોગે ઇંગ્લંડને જ લાભ થાય; તે પ્રમાણે આ વરસો દરમિયાન પાઉંડ અને રૂપિયાના પ્રમાણમાં * એટલા બધા ફેરફાર થયાં કર્યા કે જેથી મિલમાલિકોને ભારે સોસવું પડ્યું. પણ આવી અનેક આફતોની વચ્ચેથી મિલઉદ્યોગ સહીસલામત પસાર થઈ ગયો, એટલું જ નહિ પણ તેની પ્રગતિ રોકાવાને બદલે વધ્યાંજ કરી. ૧૯૧૩–૧૪ માં ૬૮,૨૭,૭૩,૦૦૦ રતલ સૂતર ઉત્પન્ન થયું હતું. દસ વરસ બાદ એટલે ૧૯૨૨–૨૩ માં ૭૦,૫૮,૪૭,૦૦૦ રતલ સૂતર ઉત્પન્ન થયું હતું. જેમ સૂતરની પેદાશ વધી હતી તેમ કાપડનું ઉત્પન્ન પણ આ દાયકામાં ઠીકઠીક વધ્યું હતું. ૧૯૧૩–૧૪ માં દોઢ અબજ વાર અને ૧૯૨૨–૨૩ માં ૧ અબજ, ૭૨ કરોડ, ૫૦ લાખ વાર

---

* ગણિતમાં આપણે કોષ્ટકમાં શીખીએ છીએ કે રૂ. ૧૫ નો એક પાઉંડ પણ છેલ્લાં ૫૦ વરસના હિંદી નાણાંચલણના ઇતિહાસમાં પાઉંડનો ભાવ ૨૦–૨૧ રૂપિયા જેટલો ચડી ગયો હતો, અને ગગડતો ગગડતો ઠેઠ ૭ રૂપિયા જેટલો પણ થઇ ગયો હતો, પાઉંડના ભાવ વ્યવહારમાં વધે કે ઘટે પણ અંગ્રેજ સરકાર એવી કાબેલિયતથી કામ લે છે કે બન્ને રીતે હિંદનો જ મરો થાય અને પોતે તાગડધીન્ના કરી શકે છે. અનુવાદક.

કાપડ અહીંની મિલોએ પેદા કર્યું હતું. છેલ્લા મહાયુદ્ધ દરમિયાન, લેંકેશાયરના કાપડની આયાત ઘટી જવાથી સ્વદેશી મિલના કાપડનો ઊઠાવ હિંદમાં વધારે સારા પ્રમાણમાં થવા લાગ્યો, અને તેથી હિંદની મિલોનું ઉત્પન્ન પણ ઠીકઠીક વધ્યું હતું: મહાયુદ્ધ દરમિયાન જેમ કાપડની આયાત ઘટી હતી, તેમ વિલાયતથી સંચાકામની આયાત પણ ઘટી ગઈ હતી. એટલું જ નહિ પણ કેટલાક પ્રકારના સંચાઓ તો યુદ્ધ દરમિયાન હિંદમાં આવતા જ બંધ થઇ ગયા હતા. તેથી નવી મિલો ઊભી કરવાનું કામ આ સમય દરમિયાન વેગથી ચાલી શક્યું નહિ. ગમે તેમ હો, પણ એટલું ચોક્સ છે કે લડાઈ ખતમ થયા પછીનાં વરસોમાં સ્વદેશી માલની ખપત હિંદમાં સારીપેઠે વધી હતી. અને છેલ્લાં દસ વરસ પહેલાંના ઉત્પન્નના આંકડા આજના ઉત્પન્નના આંકડા સાથે સરખાવતાં સ્પષ્ટ સમજાય છે કે **દસ વરસમાં મિલનું ઉત્પન્ન લગભગ ૪૦ ટકા જેટલું વધી ગયું છે.**

| **૧૯૧૨–૧૩ થી ૧૯૧૪–૧૫ નું સરાસરી ઉત્પન્ન** | **૧૯૧૫–૧૬ થી ૧૯૧૭–૧૮ નું સરાસરી ઉત્પન્ન** | **૧૯૧૮–૧૯ થી ૧૯૨૦–૨૧ નું સરાસરી ઉત્પન્ન** |
| --- | --- | --- |
| ૧,૧૭,૨૦, લાખ વાર | ૧,૫૪,૪૦, લાખ વાર | ૧,૫૫,૭૦, લાખ વાર |

**૧૯૨૧–૨૨ થી ૧૯૨૩–૨૪ નું**
**સરાસરી ઉત્પન્ન**
**૧,૬૭, કરોડ વાર**

હિંદુસ્તાનમાં જેટલું સૂતર ખપે છે તેમાંનું ઘણુંખરૂં એટલે લગભગ ૯૨ ટકા જેટલું સૂતર હિંદની મિલો જ પૂરૂં પાડે છે. પણ કાપડની બાબતમાં હજુ મિલોએ એટલી પ્રગતિ કરી નથી. **હિંદુસ્તાનની ખપતનો માત્ર ચોથો ભાગ જ હિંદની મિલોમાં તૈયાર થાય છે;** જેટલા વાર પરદેશી કાપડની આયાત થાય છે તેટલા જ વાર બલ્કે તેથી પણ થોડા વધારે વાર કાપડ—બધાય પ્રકારનું કાપડ ગણવામાં આવે તો—હિંદની મિલોમાં બને છે. વારની ગણતરીએ સ્વદેશી કાપડ પરદેશી કાપડની હારોહાર ઊભું રહી શકે છે. પણ કુલ કિંમતમાં આયાત થતું પરદેશી કાપડ મિલ કાપડ કરતાં કેટલુંયે વધારે છે. બીજા શબ્દોમાં કહીએ તો પરદેશી કાપડ હિંદની મિલમાં બને છે તેટલુંયે હિંદમાં આવેલું નથી. પણ

પરદેશી કાપડની કિંમત હિંદી મિલકાપડ કરતાં ઘણી વધારે હોય છે. અહીં એટલું કહેવું જોઇએ કે ગ્રેટબ્રિટનના મિલઉદ્યોગ આગળ હિંદનો મિલ-ઉદ્યોગ તદ્દન બાળક જ ગણાય. દાખલા તરીકે ૧૯૨૧ ને અંતે બ્રિટનની મિલોમાં હિંદ કરતાં લગભગ ૧૦ ગણી ત્રાકો એટલે ૧૦ કરોડ ત્રાકો, અને હિંદ કરતાં ૭ ગણી સાળો એટલે ૭,૯૦ હજાર સાળો ચાલતી હતી. જો કે ઈંગ્લંડના મિલઉદ્યોગ સાથે વિસ્તાર યા ખીલાવટની દૃષ્ટિએ હિંદનો મિલઉદ્યોગ સરખાવી શકાય તેમ નથી, તોપણ અત્યાર સુધીમાં જે ઝડપથી મિલઉદ્યોગ હિંદમાં ફાલ્યો છે તે જોતાં કેટલાક દેશપ્રેમીઓ કહેવા લાગ્યા છે કે રેંટિયાના પુનર્જીવન પાછળ ખુવાર થવા કરતાં હિંદના મિલઉદ્યોગને ફેલાવવામાં આવે તો દેશને પ્રમાણમાં વધારે આર્થિક લાભો થશે, અને દેશનું ભવિષ્ય પણ વધારે ઉજળું થશે. રેંટિયો અને ખાદી, કે વરાળ–વિજળી–યંત્ર અને મિલ કાપડ. આ બે પ્રકારના ધંધામાંથી સમસ્ત દેશને વધારે લાભ શાથી થશે એની ખાતરી કરવા માટે, બહુ જ ઝીણવટથી તપાસમાં ઊતરવાની જરૂર છે; આવી સરખામણી કરતા પહેલાં કોઈપણ મોટું ઔદ્યોગિક સાહસ ખેડતાં જે ચાર પાંચ મુખ્ય વસ્તુઓની જરૂર પડે છે તેનો પ્રથમ વિચાર કરી લેવો ઘટે છે.

૧ મિલઉદ્યોગ ખીલવવા માટે પૂરતી મૂડી મળી શકશે?

૨ આ ઉદ્યોગ ફેલાવવામાં કેટલો વખત લાગશે?

૩ માલ ઉત્પન્ન કરવામાં થતું ખર્ચ લોકોને પરવડશે ખરૂં?

૪ આવા ઉદ્યોગ જામવાથી રાષ્ટ્રની ધનસંપત્તિમાં કેવો અને કેટલો ઉમેરો થશે?

૫ આ બન્ને ધંધાની અસર સામાજિક જીવનપર કેવી થશે?

ક્યો ધંધો રાષ્ટ્રને હિતકારી નીવડશે એનો છેવટનો નિર્ણય કર્યા પહેલાં ઉપરની પાંચે બાબતો પર, એક પછી એક, અને છેવટે સામટો, બારીકાઇથી વિચાર કરી લવા ઘટે છે.

## મુડીનું રોકાણ

મિલઉદ્યોગનું સંગઠન કરવામાં દેશની વધારે મૂડી રોકાશે અને વધારે વખત જશે કે રેંટિયાસંગઠન સંગીન બનાવવામાં દેશની વધારે મૂડી રોકાશે, અને વધારે વખત જશે? આજે જેટલી મિલો ચાલે છે તેમાં જ અત્યાર

સુધીમાં આશરે ૪૦ કરોડ રૂપિયા રોકાઇ ગયા છે; આટલા મોટા રોકાણને પરિણામે મિલોમાં ચાલતી ત્રાક દીઠ દર વરસે સરાસરી ૧૦૦ રતલ સૂતર * ઉતરે એ હિસાબે દર વરસે ૭૦ કરોડ રતલ સૂતર આપણને મળે છે. હિંદુસ્તાનની મિલોમાં સરાસરી કયા નંબરનું સૂતર કંતાય છે તે તપાસી લેવાની અત્રે ખાસ જરૂર છે. ૧૯૨૨–૨૩ ના આંકડા તપાસીએ તો આપણને ખબર પડે છે કે કુલ ઉત્પન્નના ૧૩ ટકા સૂતર તો ૧ થી ૧૦ નંબરનું હોય છે; ૫૬ ટકા ૧૧ થી ૨૦ નંબરનું, ૨૮ ટકા ૨૧ થી ૩૦ નંબરનું, અને માત્ર ૩ જ ટકા ૩૦થી ઊંચા નંબરનું કંતાય છે. એટલે હિંદમાં સરાસરી ૧૫ થી ૧૮ નંબરનું સૂતર નીકળે છે. જો રોજ રેંટિયો આઠ કલાક ચાલે તો રેંટિયા પર પણ રોજ ૧૫ નંબરનું પાશેરથી જરાક ઓછું સૂતર નીકળે એ આપણે આગળ જોઇ ગયા છીએ. એટલે વરસે એક રેંટિયા દીઠ ૮૦ રતલ ૧૫ નંબરનું સૂતર પેદા થઇ શકે છે. પણ ૧૫ નંબરને બદલે ૧૦ નંબરનું સૂતર કાઢવામાં આવે તો રેંટિયા દીઠ વરસે સરાસરી ૮૦ રતલને બદલે ૧૨૦ થી ૧૩૦ રતલ જેટલું સૂતર નીકળી શકે; પણ અત્રે મિલ અને રેંટિયા વચ્ચે બરાબર સરખામણી કરી શકાય તે ખાતર ઇરાદાપૂર્વક ઊંચા નંબર પ્રમાણે ગણતરી કરવામાં આવી છે. આ ગણતરી પ્રમાણે, મિલમાં જે ૭૦ કરોડ રતલ સૂતર તૈયાર થાય છે તેટલું રેંટિયા દ્વારા પેદા કરવા માટે દેશમાં ૯૦ લાખ રેંટિયા બરાબર રોજ ચાલવા જોઇએ. દેશ ભરમાં આજે ખૂણેખૂણે જે લાખો રેંટિયા છૂટાછવાયા પડયા છે તેને હિસાબમાં ન લઇએ, અને બધાય રેંટિયા નવાજ બનાવવા પડશે એમ ઘડીભર માની લઇએ, તોપણ ૭૦ કરોડ રતલ સૂતર રેંટિયા વડે પેદા કરવામાં, મિલોમાં અત્યારસુધી જે મોટી મુડી હોમાઈ ગઈ છે તેના દસમા ભાગની મૂડી પણ રોકાશે નહિ. રેંટિયાઓ તો દેશમાં પડયા છે, અને તેમાંય વળી ઘણાખરા રેંટિયા તો ખેડુતનાં ઘરોમાં જ છે. મિલ ઊભી કરવામાં તરેહ-તરેહનાં યંત્રો પરદેશથી મંગાવવામાં જે કરોડો રૂપિયા અત્યાર સુધી નંખાયા છે અને હજુ નંખાયા કરે છે. એવી મોટી મૂડી ગાંમડાંમાં

---

* હિંદુસ્તાનની મિલમાં ત્રાકદીઠ સરાસરી ૧૦૦ રતલ કરતાં વધારે સૂતર ભાગ્યે જ ઉતરે છે. કેટલાંક વરસોમાં તો ત્રાકદીઠ સરાસરી ૧૦૦ રતલ કરતાં પણ ઓછું ઉતર્યું છે, વધારેમાં વધારે ત્રાક દીઠ ૧૨૪ રતલ સૂતર ઉતર્યું છે.

રેંટિયા ચલાવવા પાછળ રોકવાની જરૂર જ નહિ પડે. ઘણીખરી મિલો શહેરોમાં હોવાથી ગામડાંનું કે પરદેશનું રૂ મિલભેગું કરવામાં, ગાડાં યા રેલવેનાં ખર્ચ, વીમા ખર્ચ, અને એવાં જે નકામાં ખર્ચો ચડે છે તે રેંટિયા ચલાવવામાં નહિ ચડે. કારણ કે રેંટિયાને જોઇએ તેટલું રૂ ખેડુત પોતાના ખેતરમાંથી મેળવી શકે, અને ખેડુત સિવાયના બીજા કાંતનારા પોતાના પાડોશીઓ પાસેથી કે અઠવાડિક બજારોમાંથી સહેલાઇથી રૂ મેળવી શકે છે. એકવાર રેંટિયા સંગઠન સંગીન પાયા પર મૂકાઇ જાય પછી તો રેંટિયા પાછળ ઝાઝી મૂડી પણ રોકવી નહિ પડે.

## વેગનો ભ્રમ

ગયા મહાયુદ્ધ પહેલાં મિલત્રાકના સરાસરી ૬૫ રૂપિયા અને સાળના ૯૦૦ રૂપિયા બેસતા હતા. પણ આજે મિલત્રાકના સરાસરી ૧૦૦ રૂ. અને મિલસાળના ૧૧૦૦ રૂ. પડે છે. એટલે બીજા શબ્દોમાં કહીએ તો મિલની એક ત્રાક પર રેંટિયા કરતાં કાંઇ ખાસ વધારે ઉત્પન્ન થતું નથી છતાં રેંટિયા કે હાથસાળ કરતાં મિલત્રાક કે મિલસાળના લગભગ ૨૫ ગણાં નાણાં આપવાં પડે છે. આજે મિલની ત્રાક પર રેંટિયા કરતાં બહુ ઝાઝું સૂતર કંતાતું નથી, પણ ભવિષ્યમાં મિલત્રાકની ગતિ હજુ પણ ઘણી વધે એવો સંભવ છે, બાકી એ તો કબૂલ જ કરવું જોઇએ કે ઝીણા સૂતરમાં તો રેંટિયો મિલ સાથે હોડમાં ઊભી શકે તેમ નથી. મિલની ત્રાક પર ૨૦ નંબરના ૧૮ તોલા સૂતર એટલે રેંટિયા પર કાંતી શકાય તે કરતાં આશરે બમણું ઉત્પન્ન કરવું સંભવિત છે. પણ રેંટિયા કરતાં મિલત્રાક પર બમણું પેદા કરવા માટે જે ૨૫ ગણા રૂપિયા રોકવા પડે છે એનો વિચાર કરવા બેસીએ છીએ ત્યાં ધ્રુજી જવાય છે. મિલમાં એક ત્રાક વધારવામાં જેટલી રકમ રોકાય તેટલી પૂંજીથી ગામડાંમાં ૨૦થી ૨૫ રેંટિયા વધારી શકાય; મિલત્રાકની માફક સંચાસાળ પણ એટલી જ મોંઘી પડે છે. દર વરસે મિલમાં સાળદીઠ સરાસરી ૧૨૦૦૦ વાર ઊતરે એમ આપણે ગણીએ; હાથસાળ પર પણ વરસમાં રમતાં રમતાં વણકર ૧૨૦૦ વાર ઊતારી શકે છે, એટલે સંચાસાળમાં હાથ-સાળ કરતાં ૧૦ ગણું કામ થાય છે. પણ સંચાસાળના દામ હાથસાળ કરતાં ૨૦–૨૫ ગણા દેવા પડે છે, એ વિચારતાં ગરીબ હિંદને વધારે માલ ઉત્પન્ન કરવાની દૃષ્ટિએ હાથસાળ જ પરવડે તેમ છે.

રેંટિયાથી કે મિલથી વધારે ઝપાટાબંધ કાપડ થઇ શકશે તેની સમજ નીચેના કોઠામાં આપવામાં આવેલી છે. જો બન્નેની પાછળ લાગતાં ખર્ચનો હિસાબ કાઢવામાં આવે, તો રેંટિયો અને હાથસાળ જ મિલને આંટી દે એતો દીવા જેવું સ્પષ્ટ છે.

| વરસમાં કામના | મિલ પર | રેંટિયા પર |
|---|---|---|
| કલાક | ૨,૯૨૦ | ૨,૯૨૦ |
| ત્રાક દીઠ ઉત્પન્ન | ૧૦૦ થી ૧૨૦ રતલ | ૯૦ રતલ |
| સૂતરનો નંબર | ૧૫ | ૧૫ |
| ત્રાકની કિંમત | ૧૦૦ | ૩ થી ૪ રૂ. |
| ખર્ચના પ્રમાણમાં કામના ટકા | ૧૦૦ | ૨૪૦૦ |
| સાળદીઠ ઉત્પન્ન | ૧૨૦૦૦ વાર | ૧૨૦૦ વાર |
| સાળની કિંમત | ૯૦૦ રૂ. | ૨૦ રૂ. |
| ખર્ચના પ્રમાણમાં કામના ટકા | ૧૦૦ | ૪૫૦ |

## મિલોનું ભવિષ્ય

કાંતવાનું કામ વધારે સારૂં અને લાભદાયી મિલમાં થશે કે ઘરમાં એ પ્રશ્નને આપણે વિશેષ ન છેડીએ, તોપણ મિલઉદ્યોગના હિમાયતીઓ એક દલીલ તો કરવાના જ કે રેંટિયાનો સાર્વત્રિક પ્રચાર કરવા કરતાં મિલઉદ્યોગને ખીલવવાનું કામ ઘણું સહેલું છે. મિલઉદ્યોગની વરસોવરસ ચડતી થયાં કરી છે ખરી, પણ ભવિષ્યમાં તે કેટલે હદ સુધી પ્રગતિ કરી શકશે તે જોવાનું હજુ બાકી રહે છે. એટલું ખરૂં છે કે હમણાં થોડાંક વરસો થયાં જે હિંદીમાલ એશિયામાં અને ખાસ કરીને ચીનમાં અને આફ્રિકા જતો હતો તે વેપાર બંધ થઈ ગયો છે. પૂર્વના દેશો સાથે હિંદી મિલો જે વેપાર ખેડતી હતી તે વેપાર હાલ તૂટી ગયો છે. પણ હિંદી મિલો જો હિંદની આખી બજાર સર કરી લે, અને પરદેશી કાપડને બદલે પોતાનું કાપડ હિંદમાં ચલાવી શકે, તો આ મિલો માટે હજુ પણ વેપાર માટે ઘણું વિશાળ ક્ષેત્ર પડ્યું છે.

આપણે ઘડીભર એમ પણ માની લઇએ કે પરદેશી માલ અને

હિંદી માલની કિંમતમાં વધઘટ હોવાથી, બલ્કે પરદેશી માલ હિંદી માલ કરતાં સસ્તો પડવાથી, હિંદી મિલઉદ્યોગને ધક્કો પહોંચશે નહિ. વળી આપણે એમ પણ માની લઈએ કે હાલ તરત તો પરદેશથી જે ૧।। અબજ વાર કાપડ અને ૫ કરોડ ૮૦ લાખ રતલ સૂતર હિંદમાં આયાત થાય છે તેટલો જ માલ હિંદી મિલોમાં વધારે બનાવવો પડશે. માત્ર આટલા વધારે ઉત્પન્નને પહોંચી વળવા દર મિલત્રાકે હમણાં જે સો રતલ સૂતર વરસે નીકળે છે તેમાં ખાસ સુધારા કરીને મિલત્રાકે ૧૨૫ થી ૧૫૦ રતલ સૂતર નીકળવા લાગે, તોપણ ૩૦ થી ૪૦ લાખ નવી મિલત્રાકો હિંદમાં ઉમેરવી જોઈએ, અને સંચાસાળની સંખ્યા બમણી કરવી જોઈએ. પણ લાખો ત્રાક અને હજારો સંચાકામવાળી મિલો ખોલવાનું કામ અમુક નિશ્ચિત વખતમાં સાધી શકાશે ખરૂં? ૧૯૧૩ થી ૧૯૨૨ સુધીનાં છેલ્લાં દશ વરસના અનુભવ પરથી, અને આ સમય દરમિયાન જે ગતિએ મિલઉદ્યોગ વધ્યો છે તે પરથી તો મિલઉદ્યોગમાં આવી પ્રગતિ ટૂંક વખતમાં થઈ શકે એવો બીલકુલ સંભવ લાગતો નથી. ૧૯૧૩ પહેલાં જે ભારે વેગથી મિલઉદ્યોગ વધ્યે જતો હતો તે વેગ ૧૯૧૩ બાદ ઘણો જ ઘટી ગયો છે; તે નીચેના આંકડાઓ પરથી હરકોઈ જોઈ શકે છે.

| વરસ | મિલની સંખ્યા | ત્રાકની સંખ્યા | સાળની સંખ્યા |
|---|---|---|---|
| ૧૮૮૮–૮૯ | ૧૦૯ | ૨૪,૬૩ હજાર | ૨૨ હજાર |
| ૧૮૯૪–૯૯ | ૧૭૪ | ૪૫,૪૬ ,, | ૩૭ ,, |
| ૧૯૦૯–૧૦ | ૨૪૫ | ૬૧,૪૨ ,, | ૮૦ ,, |
| ૧૯૧૩–૧૪ | ૨૬૪ | ૬૬,૨૦ ,, | ૯૬ ,, |
| ૧૯૧૪–૧૫ | ૨૫૫ | ૬૫,૯૮ ,, | ૧,૦૩ ,, |
| ૧૯૧૫–૧૬ | ૨૬૭ | ૬૬,૭૫ ,, | ૧,૦૮ ,, |
| ૧૯૧૬–૧૭ | ૨૬૭ | ૬૬,૭૦ ,, | ૧,૧૦ ,, |
| ૧૯૧૭–૧૮ | ૨૬૯ | ૬૬,૧૪ ,, | ૧,૧૪ ,, |
| ૧૯૧૮–૧૯ | ૨૬૪ | ૬૫,૯૦ ,, | ૧,૧૬ ,, |
| ૧૯૧૯–૨૦ | ૨૬૩ | ૬૭,૧૪ ,, | ૧,૧૭ ,, |
| ૧૯૨૦–૨૧ | ૨૫૫ | ૬૭,૫૨ ,, | ૧,૧૭ ,, |
| ૧૯૨૧–૨૨ | ૨૭૧ | ૬૮,૧૪ ,, | ૧,૨૮ ,, |
| ૧૯૨૨–૨૩ | ૨૮૯ | ૭૨,૪૫ ,, | ૧,૩૭ ,, |

આ કોઠા પરથી જણાશે કે શરૂઆતના દસકાઓમાં ભારે પ્રગતિ થયેલી સ્પષ્ટ દેખાય છે. ૧૯૧૩ પછી તો ત્રાક અને સાળની સંખ્યામાં થયેલો વધારો આગલાં વરસોની સરખામણીમાં કંઇ જ નથી. ૧૯૨૩ માં જે ૪ લાખ ત્રાક વધી હતી એ સંખ્યા બાદ કરીએ તો ૧૯૧૭–૧૮ પછી પાંચ છ વરસ સુધી મિલત્રાકની સંખ્યામાં ખાસ કાંઈ વધારો જ થયો નહોતો. કદાચ કોઇ કહેશે કે મહાયુદ્ધ દરમિયાન મિલના સંચાસામાન મંગાવી, હિંદમાં મિલ ખોલવી એ અત્યંત મુસ્કેલી ભર્યું હતું. પણ લડાઇ ખતમ થયાં આજે દસ વરસ થવા આવ્યાં છે, છતાં એ મુશીબત હજુ ટળી નથી. કારણકે મિલના સંચાઓની કિંમત અસાધારણ વધી ગઈ છે. અને ચાલતી મિલોમાં પણ નવી ત્રાકો અને નવી સાળો નાંખવા જતાં સોના કરતાં ઘડામણ મોઘું એ ન્યાયે ન પરવડી શકે તેટલું ખર્ચ ચડી જાય છે. * ખરેખર મિલઉદ્યોગનું ભવિષ્ય હાલઘડી તો ઉજળું ભાસતું નથી. છેલ્લાં બે વરસમાં તો મિલઉદ્યોગને ભારે ફટકો પડયો છે. કદાચ શરૂઆતના મિલની જાહોજલાલીના કાળમાં જે નફાની ભરતી થતી હતી તે હવે ઓસરી જઇને ઓટનો કાળ આવી ગયો છે. ૧૯૨૧ કરતાં ૧૯૨૨ માં મિલનો નફો અર્ધો થઇ ગયો; અને ૧૯૨૪ માં તો કાંઇ પણ નફો થવાને બદલે ઘણીખરી મિલોને મોટી ખોટો ખમવી પડી હતી. મિલો સ્થાપન થઇ ત્યારથી અત્યારસુધીમાં, હાલ જેવી મંદી મિલઉદ્યોગે કદી ભાળી નહોતી. એ મંદી દૂર થતાં કદાચ વરસો લાગશે. મિલના સંચાસામાનની અસાધારણ વધી ગયેલી કિંમત, તેને ચલાવવાના ભારે ખર્ચ, મૂડીની અછત, રૂપિયાના ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સ થવાથી પરદેશી કાપડને આડકતરી રીતે મળેલી બક્ષિસ, ટૂંકમાં આજની

---

* આ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ હમણા ઊભી થઇ છે. પહેલાં પાઉંડના ૧૫ રૂપિયા મળતા તેને બદલે હવે સરકારે કલમને એક લીસોટે એવો ઠરાવ કર્યો છે કે હવે પાઉંડના રૂ. ૧૩॥ મળશે, તેથી પરદેશી કાપડના પ્રથમ ૧૫ રૂ. પડતા તે હવે ૧૩॥ રૂ. પડશે, એટલે વિલાયતી માલ હિંદમાં સસ્તો વેચાશે, અને મિલકાપડને હિંદ અને ખાસ કરીને પરદેશમાં બહુ જ ધક્કો લાગશે. ચીનમાં ૧ પાઉંડનું કાપડ હિંદી મિલ પહેલાં મોકલતી ત્યારે ૧૫ રૂ. આવતા હવે ૧૩॥ રૂ. આવશે; અને તેથી હિંદીમિલ પરદેશી મિલોની હરિફાઇમાં ટકી શકશે નહિ. આવી સ્થિતિમાં મિલઉદ્યોગમાં વધુ મૂડી રોકવાનું પણ કોઇ જોખમ ન કરે એ તો દેખીતુ છે. અનુવાદક.

પ્રતિકૂળ સ્થિતિ અને સંજોગો જોતાં, ૧૯૧૩ થી ૨૨ ના દાયકા કરતાં મિલઉદ્યોગ ભવિષ્યમાં વધારે ફાવી શકે એમ આશા રાખવી ફોગટ છે. ૧૯૧૩ થી ૨૩ ના દાયકામાં ૬ લાખ ત્રાક અને ૪૦ હજાર સંચાસાળો વધી હતી. ભવિષ્યમાં પણ આ ગતિએ મિલઉદ્યોગ ખીલશે એમ સ્વીકારી લઇએ તોપણ, ૩૦ થી ૪૦ લાખ નવી ત્રાકો મિલોમાં દાખલ કરતાં ઓછામાં ઓછાં ૩૦ થી૪૦ વરસ સહેજે વીતી જાય. છેલ્લા દાયકામાં દર વરસે ૫ કરોડ વાર કાપડ મિલમાં વધારે ઉત્પન્ન થતું જાય છે. એજ ગણતરીએ ભવિષ્યમાં પણ કાપડનું ઉત્પન્ન નિયમસર વધ્યે જશે એમ ધારી લઇએ, તોપણ ૧૫૦ કરોડ વાર એટલે પરદેશથી જેટલું આવે છે તેટલું કાપડ નવું બનાવવા માટે પણ ૩૦ થી ૪૦ વરસ કરતાં ઓછો વખત નહિ લાગે.* કાપડનું ઉત્પન્ન વધાર્યું એટલે પરદેશી કાપડની આયાત બંધ કરી શકાશે, એમ માની બેસવું એ ખરેખર ભૂલભરેલું છે. મિલઉદ્યોગને સંપૂર્ણપણે ખીલવવામાં તો અનેક આર્થિક અને રાજદ્વારી વિઘ્નોની સામે થવું જોઇશે. મિલને લગતું તમામ સંચા-કામ પરદેશથી જ મંગાવવાનું હોવાથી, અને મિલ સ્થપાયા બાદ મિલ ચલાવવા સારૂ પણ પરદેશી માણસોની આવડતની જરૂર પડતી હોવાથી મિલનો વિકાસ પરદેશની સહાય સિવાય પૂરેપૂરો ન જ થઇ શકે. તદુપરાંત હિંદની મિલો વધારે ઝીણું સૂતર કે કાપડ પેદા કરવા ઇચ્છે તો પરદેશથી રૂ મંગાવવું જોઇએ. ટૂંકમાં મિલ ચલાવવી હોય તો કાયમને માટે એક કે બીજી રીતે પરદેશની દયા પર જ નભવું પડે; અને ઘડીભર ધારીયે કે નવામાં નવી મિલો પૂરતા પ્રમાણમાં હિંદમાં સ્થપાઇ, અને તેને ચલાવનારા પણ કાબેલ વ્યવસ્થાપકો મળી ગયા; તોપણ આપણી

---

* મુંબઈ યુનિવર્સિટીના અધ્યાપક શાહે એવો અડસટ્ટો કાઢયો છે કે જો મિલઉદ્યોગમાં બીજા ૧૫ કરોડ રૂપિયા રોકવામાં આવે તો અત્યારે પરદેશથી જેટલું કાપડ આયાત થાય છે તેટલું કાપડ મિલમાં સહેજે બની શકશે. ૧૫ કરોડ રૂપિયા જ આ માટે જોઇએ તે સમજાવવા માટે તેમણે કશું કારણ બતાવ્યું નથી. પણ ખરેખર તેમની ગણતરીમાં ભૂલ છે. તેમણે અડસટ્ટો ઘણો જ ઓછો આંકયો છે. મિલસંચાના આજે બજારભાવ છે તે પ્રમાણે ગણવામાં આવે તો યે, ચાલુ હિંદી મિલોમાં પણ ૩૦ થી ૪૦ લાખ ત્રાકો અને ૮૦ હજાર સાળો દાખલ કરવા માટે જ ૩૦ કરોડ કરતાં વધારે મૂડી રોકવી જોઈએ.

બધાની મહત્ત્વાકાંક્ષા પૂરી પાડી શકે, એટલે કે પરદેશી કાપડનો બહિષ્કાર સાધી શકાય એટલી હદ સુધી કોઇપણ કાળે મિલઉદ્યોગ પહોંચી શકશે એ આકાશ કુસુમવત્ આશા છોડી દેવી જોઇએ.

## ખર્ચ નીકળી જ જાય છે

કાપડઉદ્યોગનાં બે અગત્યનાં અંગો હવે આપણે તપાસીએ. કાપડ ઉત્પન્ન કરવામાં કેટલું ખર્ચ થાય છે, અને આ ઉદ્યોગને લીધે રાષ્ટ્રની કુલ આમદાનીમાં કેટલો વધારો થાય છે એ બન્ને મુદ્દા કાપડના ઉદ્યોગમાં ઘણા અગત્યના છે; તે તપાસવાની જરૂર છે; પણ એનો બરાબર સાચો ખ્યાલ આવે તે ખાતર, આ બન્ને પ્રશ્નોનો એકસાથે વિચાર કરવો જોઇએ. ઉત્પન્નખર્ચ રેંટિયામાં વધારે પડે છે કે મિલમાં તેની ચર્ચા કરીએ તે પહેલાં એક બે વાત ધ્યાનમાં રાખવા જેવી છે. પહેલું તો એ યાદ રાખવું જોઇએ કે કાપડમિલો જેવા તમામ કેન્દ્રીભૂત ઉદ્યોગોમાં ઓછા ખર્ચે અને વધારે ઝડપે માલનું ઉત્પન્ન કેમ વધારી શકાય એ નેમ રાખીને જ બધા પ્રયત્નો થાય છે. ઊંચા પ્રકારના સંચાઓ કે મજૂરી બચાવનારાં સાધનો દાખલ કરીને મિલમાલિક બહારનું અને અંદરનું ખર્ચ ઓછું કરવા મથે છે; અને એ રીતે કાપડનું ઉત્પન્ન ખર્ચ પણ ઘટાડવા મથે છે પણ હાથકારીગરીની બાબતમાં ખર્ચ ઘટાડવા કરતાં જ્યાં બની શકે ત્યાં ખર્ચ કાઢી નાખવાના જ પ્રયત્નો થાય છે; ત્યાં તો માલ બનાવનાર જ કેટલીક બાબતોમાં માલ વાપરનાર પણ હોય છે, અને જયાં આવું હોય છે ત્યાં તો ઉત્પન્નખર્ચ જ કંઇક અંશે નીકળી જાય છે. જેમકે પોતાના માટે અથવા પોતાના કુટુંબ માટે જ્યાં લોકો કાંતે છે ત્યાં કાંતવાનું ખર્ચજ પડતું નથી. તેથી કાપડ પર માત્ર રૂની કિંમત અને વણકરી જ ચડવાથી, કાપડ ઘણું સસ્તું પડે છે. હાથે કાંતી લેનારાને તો તમામ નંબરના કાપડની કિંમત સરખી જ પડે છે એ તો આપણે આગળ જોઇ ગયા છીએ. **પોતપોતાનું કાંતી લેનારાને કાપડ એટલું બધું સસ્તું પડે છે કે એના કરતાં સસ્તું કાપડ કોઇ દિવસ સ્વદેશી કે પરદેશી મિલ આપી જ ન શકે. કારણ કે મિલ કાંતવાનું ખર્ચ ઘટાડવા મથે છે ત્યારે ઘરમાં ચાલતો રેંટિયો કાંતવાનું ખર્ચ જ કાઢી નાખે છે. મિલ વેગ વધારનારાં નવાં નવાં સાહિત્યો દાખલ કરીને મજૂરોને બેકાર**

**કરે છે; ત્યારે રેંટિયા ઘેર બેઠાં કામ આપે છે અને જીવનનિર્વાહ ચલાવવામાં મદદ** કરે છે. ઉપર બતાવ્યું તેમ ખર્ચ નીકળી જ જાય છે તેમાં તો રેંટિયાની ખરી સરસાઇ સમાયલી છે. સાચે જ દેશમાં જે ઉત્પાદક શક્તિ સુષુપ્ત અવસ્થામાં પડી છે તેનો સંપૂર્ણ અને સરસ ઉપયોગ જે રેંટિયો કરી શકે છે તે કદી મિલ કે બીજો કોઈ પણ ધંધો કરી શકે તેમ નથી.

## ખર્ચની સરખામણી

પણ અત્રે એટલું કબૂલ કરવું જ જોઇએ, કે જ્યાં મિલોનું કામ ધમધોકાર ચાલે છે ત્યાં મિલકાપડના છૂટક ભાવ ખાદીમથકોમાં ખાદી જે ભાવે વેચાય છે તે કરતાં પણ ઘણા જ ઓછા હોય છે. ખાદીનાં સારામાં સારાં મથકમાં પણ,

| | |
|---|---|
| ૩૬ ઈંચિ પનાની સફેદ ખાદીના | ૦—૬—૬ |
| ૪૫ ઈંચિ પનાની સફેદ ખાદીના | ૦—૮—૯ |
| ૫૦ ઇંચ પનાની સફેદ ખાદીના | ૦-૧૦-૦ |
| ૫૪ ઈંચિ પનાની સફેદ ખાદીના | ૦-૧૦-૯ |

પડે છે. આટલા જ પનાના અને આવા જ વણાટના મિલના તાકાની કિંમત ઘણી ઓછી પડે છે. ખાદીના ભાવ મિલકાપડ કરતાં ૧।।। ઘણા કે તેથી પણ વધારે હોય છે, મિલનું સૂતર રેંટિયાના સૂતર કરતાં કેટલું સસ્તું પડે છે એ જોવાથી મિલકાપડ કેમ સસ્તું પડે છે તે સમજાઇ જશે.

| **સૂતરનો નંબર** | **રેંટિયાસૂતરની કિંમત** | **મિલસૂતરની કિંમત** |
|---|---|---|
| | **૧ રતલની** | **૧ રતલની** |
| ૧૦ થી ૧૨ | +૧૩ થી ૧૪ આના | ૮ થી ૧૦ આના |
| ૨૦ | રૂ. ૧—૮—૦ | રૂપિયાથી ઓછી |
| ૩૦ | ,, ૧—૧૪—૦ | રૂ. ૧—૨—૦ થી ઓછી |

કંતામણનું પણ જે ચોખ્ખું ખરચ ચડે છે તે જોવાથી પણ રેંટિયા અને મિલસૂતરના ભાવમાં આટલો ભારે ફેર કેમ રહે છે તે સમજી

---

+ આવું સૂતર કાંતવા માટે, મિલમાં જે પ્રકારનું રૂ વપરાય છે તે કરતાં ઊંચી જાતનું રૂ રેંટિયામાં વપરાય છે.

શકાય છે; હિંદુસ્તાનની મિલોમાં રતલ સૂતરનું કંતામણુ ખર્ચ ૩ આના કે તેની આસપાસ આવે છે. તેનો હિસાબ નીચે પ્રમાણે અડસટ્ટેથી આંકી શકાય.

| કાંતણુ વિભાગ | રતલદીઠ ખર્ચ પાઈ |
|---|---|
| ઇંજીન, બૉઇલિર, મીસ્ત્રી અને પરચુરણુ ખર્ચ | ૩·૦૮ |
| ફૂંકારવાનું તથા રૂ ભેળવવાનું ખર્ચ | ૧·૦૦ |
| પીંજણુનું ખર્ચ | ·૭૫ |
| ફ્રેમ ખેંચવાનું અને તૂટેલા તાર સાંધવાનું ખર્ચ | ૩·૨૫ |
| ૧૮ થી ૨૦ હોર્સ પાવર રીંગ થ્રોસલ ઈંજિન ખર્ચ | ૯·૦૦ |
| કોકડા ભરવાનું ખર્ચ | ૧·૦૦ |
| બાંધવાનું અને ગાંઠડી તૈયાર કરવાનું ખર્ચ | ·૨૫ |
| ભંડાર ખર્ચ | ૬·૦૦ |
| કોલસા ખર્ચ | ૪·૦૦ |
| વ્યવસ્થા ખર્ચ | ૩·૦૦ |
| વ્યાજ, વટાવ આદિ સાધારણુ ખર્ચ | ૬·૦૦ |
| કુલ... | ૩૭·૩૩ |

મિલમાં ઉપરના હિસાબ પ્રમાણે રતલ સૂતરના રૂ. ૦—૩—૧ કંતામણુ આવે છે. ત્યારે ૧૦ થી ૧૨ નંબરનું સૂતર રેંટિયા પર કંતાવવામાં વ્યવસ્થા ખર્ચ બીલકુલ ગણુવામાં ન આવે, તોપણુ ૪ થી ૪॥ આના આવે છે; જેમ મિલ કંતામણુ એકલી મજૂરીની દૃષ્ટિએ જોતાં, હાથ-કંતામણુ કરતાં સસ્તું પડે છે તેમ મિલવણુાટ પણુ હાથવણુાટ કરતાં પ્રમાણુમાં સસ્તું પડે છે. રતલ સૂતર મિલમાં વણુાવતાં કેટલું ખર્ચ આવે છે તે નીચેના હિસાબ જોવાથી સ્પષ્ટ થશે.

| જુદી જુદી ક્રિયાઓ | રતલ સૂતરનું વણાટખર્ચ |
|---|---|
| કોકડાં ભરવાનું અને તાણા કરવાનું ખર્ચ | ૪·૫૦ પાઇ |
| વણવાનું ખર્ચ | ૧૭·૦૦ ,, |
| ઘડ કરવાનું અને ધોવાનું ખર્ચ | ૧·૫૦ ,, |
| ભંડાર ખર્ચ—કાચો માલ | ૯·૫૦ ,, |
| કોલસા ખર્ચ | ૨·૭૫ ,, |
| વ્યવસ્થા ખર્ચ | ૨·૫૦ ,, |
| સામાન્ય ખર્ચ | ૮·૦૦ ,, |
| કુલ | ૪૫,૭૫ પાઇ |

મિલમાં રતલ સૂતરનું વણાટખર્ચ આશરે ૪ આના આવે છે; ત્યારે હાથસાળ પર રતલ સૂતરનું ખર્ચ ૬ આનાથી પણ વધારે આવે છે. પણ આ બધા આંકડા પરથી એમ તો જરાયે સાબીત થતું નથી કે ખાદીની કિંમત ભવિષ્યમાં ઘટાડવાનું નહિ જ બની શકે. હાથકંતામણ અને હાથવણાટની રોજીનાં દર એકવાર બરાબર નિશ્ચિત થઇ જશે, કાંતનાર પોતપોતાનું રૂ સંઘરવા લાગશે, રેંટિયા પર તેમજ સાળ પર કામ કરનારાની ગતિ વધવા લાગશે. અને ખાદી ઉત્પન્ન વિશેષ જથામાં થવા લાગશે, એટલે ખાદીની કિંમત આપો આપ ઘટી જશે. કારણકે વચલી ક્રિયાઓમાં જે કેટલાંક વધારાપડતાં ખર્ચો થાય છે તે સહેજે નીકળી જશે. અને પછી ખાદી કિંમતની બાબતમાં પણ મિલકાપડની હારોહાર પણ ઊભી શકશે. છેલ્લાં બે વરસમાં ખાદીના ભાવમાં ઘણા સુધારા થયા છે. ૧૯૨૨ માં ૩૬ ઈંચિ પનાની જે ખાદી ૧૧ આને વાર વેચાતી તે આજે ૭ આને, અને ૪૫ ઇંચ પનાની ૧૨ આને વેચાતી તે ૯ આને, અને ૫૦ ઈંચિ પનાની ૧૪ આને વેચાતી તે ૧૦ આને, અને ૫૪ ઇંચ પનાની રૂપિયે વાર વેચાતી તે આજે ૧૧ આને વેચાવા લાગી છે. * ખાદી બનાવવાની કળા સુધરી તેને લીધે ખાદીના ભાવ કંઇક ઘટ્યા હતા. પણ આટલો મોટો સુધારો થવાનું એક મુખ્ય કારણ તો રૂના ભાવ ઉતરી ગયા એ જ ગણાવી શકાય. જ્યાં સસ્તામાં

* ૧૯૨૭માં ૫૦ અને ૫૪ ઇંચ પનાની ખાદી તામીલ નાડુમાં ૭ થી ૮ આને વાર વેચાય છે. અનુવાદક.

સસ્તી ખાદી તૈયાર થતી હતી એવાં ખાદીનાં મથકોમાં પણ ખાદીનું ઉત્પન્નખર્ચ ઘટાડવાના ભારે પ્રયત્નો થયા છે.

પણ ખાદીની તરફેણમાં આ ઉપરાંત બીજી પણ એક મોટી દલીલ છે. ખાદીની કિંમત ભલે જરા વધારે હોય, પણ તે મિલકાપડ કરતાં કેટલી વધારે ટકાઉ છે તેપણ જોવાનું રહે છે. માલનું ટકાઉપણું જોઇને ખરીદનાર કિંમત આપે છે. ખાદી જ વધારે ટકાઉ છે એમ જોરથી કહી દેવાથી કોઈ માનનાર નથી. ખાદીનું ટકાઉપણું પ્રજાને સાબીત કરાવી આપવું પડશે. તેમ છતાં વિચાર કરતાં બુદ્ધિમાં તો સૌ કોઇને ગળે ઉતરી શકે એવી વાત છે કે કામઠાં પર રૂ પીંજવાથી અને રેંટિયા પર સૂતર કાંતવાથી રૂના રેસા બીલકુલ તૂટતા નથી, અને મિલમાં જે રીતે રૂ પીંજાય છે અને કંતાય છે તે રીતે રૂ પર ઘણો મારો પડતો હોવાથી તે માલની જાત રેંટિયાના પ્રમાણમાં બગડી જાય છે. ઇંદોર રાજ્યના આ વિષયના એક અનુભવી અમલદારે 'રેંટિયા સૂતર' નામની સમર્થ હાથે લખાયેલી પત્રિકા પ્રસિદ્ધ કરી છે. આ પત્રિકામાં, હાથે પીંજવાનું અને કાંતવાનું કરવાથી અને મિલમાં પીંજવા કાંતવાનું કરવાથી કઇ કઈ બાબતોમાં કેટલો અને કેવો ફેર પડી જાય છે તે શાસ્ત્રીય દૃષ્ટિએ, અત્યંત ઝીણવટથી તપાસવામાં આવ્યું છે; અને બારીક તપાસ પછી એ વિદ્વાન લેખક એવા નિર્ણય પર આવ્યા છે કે બધી રીતે અને ખાસ કરીને ટકાઉપણામાં રેંટિયાનું સૂતર મિલના સૂતર કરતાં ઘણું જ ચડી જાય છે. એ તો સર્વકોઇને સુવિદિત છે કે કેટલાંક વરસ અગાઉ પરદેશી કાપડ ખાદી આગળ તદ્દન ઝાંખું પડી જતું. ખાદીના સસ્તાપણાનાં જ નહિ પણ તેના ટકાઉપણાનાં પણ વખાણ એક પછી એક અનેક લેખકો-એ મુક્તકંઠે કર્યાં છે. ઠેઠ ૧૮૬૬ માં ફૉર્બ્સ વૉટસને પણ કબૂલ કર્યું હતું કે દેશી સૂતરમાંથી તૈયાર થતું કાપડ પરદેશી કાપડ કરતાં ઊંચી જાતનું થાય છે. જ્યારે ખાદી ફરી મજબૂત અને સંગીન પાયા પર મૂકાશે, અને જ્યારે ખાદીની સોળે કળા ફરી પાછી ખીલી ઊઠશે, ત્યારે ભૂતકાળમાં ખાદીએ જેવી નામના કાઢી હતી તેવી જ નામના અને સુવાસ ફરી ખંડે ખંડે ગવાશે.

## રેંટિયાથી રાષ્ટ્રને રહેતી બચત

રાષ્ટ્રની ખરી આબાદી મિલના ખીલાવટથી થશે કે રેંટિયાના પ્રચારથી થશે એની સંપૂર્ણ તપાસ કર્યા સિવાય, મિલકાપડ અને ખાદીની માત્ર કિંમતની સરખામણી કરીને કોઈ નિશ્ચય કરી બેસે તો તે ચોક્સ ભારે ભૂલથાપ ખાશે; એક રીતે મિલઉદ્યોગથી લાભ થતો હોય. અને બીજી સો રીતે તેનાથી રાષ્ટ્રને નુકસાન પહોંચતું હોય, તો રાષ્ટ્રને ઉપરથી જેટલો નફો દેખાતો હોય તેટલો ખરી રીતે ચોખ્ખો નફો ન હોય. બલ્કે ચોખ્ખું નુકસાન જ થતું હોય એવો સંભવ રહે છે. જે મિલકાપડ લાખો ગરીબ માણસને ખરીદવું પડે છે, તે મિલકાપડના જેટલા પૈસા હિંદમાં રહે છે તેટલા જ પૈસા, બલ્કે તેથી પણ વધારે નાણાં પરદેશ ઘસડાઈ જાય છે. મિલકાપડ અથવા એ અર્ધ સ્વદેશીને ઉત્તેજન આપનારા લોકો પરદેશીઓને જ કરોડો રૂપિયા ખટાવે છે. પણ મિલકાપડને બદલે હાથે કંતાયેલ અને હાથે વણાયેલ ખાદી આમવર્ગ પહેરવા મંડે, તો જે નાણાનો ધોધ પરદેશ વહી જાય છે તે રોકાઇ જશે. મિલઉદ્યોગ ચલાવવામાં વરસોવરસ જે લાખોના ખર્ચો થાય છે તેમાંના કેટલાક ખર્ચો તો પૂરેપૂરા અને કેટલાક થોડાઘણા સહેજે કાઢી શકાય તેવા છે. તેમ છતાં આવા ખર્ચો નીભાવ્યા રાખવામાં આવે છે તે ખરેખર રાષ્ટ્રની ધનસંપત્તિ વેડફી મારવા સમાન છે. જે કરોડોના ખર્ચો સ્હેજે બંધ થઇ શકે તેવાં છે તેમાંના થોડાંક નીચે આપવામાં આવ્યાંછે.

| બંધ કરી શકાય તેવા ખર્ચોની યાદી | કેટલી રકમ ખર્ચાય છે? | હાથકંતામણના પ્રચારથી કેટલા ટકા ખર્ચ કાઢી શકાય? |
|---|---|---|
| ૧ મિલસૂતર અને મિલનું કાપડ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવામાં રેલગાડીભાડું, વીમા અને વચ્ચેના દલાલોનું ખર્ચ. | ૩½ કરોડ રૂ. | ૫૦ ટકા |
| ૨ ગામડાંમાંથી ૨૦ લાખ ગાંસડી મિલમાં પહોંચતી કરવામાં રેલભાડું, વીમા ખર્ચ અને વચ્ચેના દલાલોનું ખર્ચ. | ૪½ કરોડ રૂ. | ૫૦ ટકા |
| ૩ મિલ ચલાવવા જોઈતા સંચા અને અન્ય સાધનો પરદેશથી મંગાવવાનું ખર્ચ. | દર વરસે કેટલા રૂપિયા ખર્ચાય છે તેનો ચોક્કસ આંકડો રહેતો નથી. પણ ૧૯૧૯–૨૦ થી ૨૨–૨૩ ના ૪ વરસોની સરાસરી ૫૦ લાખ આવે છે. | ૧૦૦ ટકા |
| ૪ હિંદુસ્તાનની મિલમાં તૈયાર થયેલ માલ પર લેવાતી જકાતનું ખર્ચ એક્સાઇઝ જકાત હવે નીકળી ગઇ છે. | ૨,૧૦ લાખ | ૧૦૦ ટકા |
| ૫ આયપતવેરો અને મોટી આમદાની પર નખાતો ખાસ કર. | ૫૦ લાખ | ૧૦૦ ટકા |
| ૬ તાલુકા બોર્ડ અને મ્યુનિસિપાલિટી કરો. | ૧૨ લાખ | ૭૫ ટકા |

| બંધ કરી શકાય તેવા ખર્ચોની યાદી | કેટલી રકમ ખર્ચાય છે? | હાથકંતામણના પ્રચારથી કેટલા ટકા ખર્ચ કાઢી શકાય? |
|---|---|---|
| ૭ મ્યુનિસિપાલિટીના કર —ખાસ કરીને મિલમાં જે પાણી જોઇએ તે પર પડતા કરો.— | ૧૫ લાખ | ૧૦૦ ટકા |
| ૮ સંચા કામ ઘસારા કે બગાડા ખર્ચ. | સરાસરી ૭૦ લાખ રૂ. ગણી શકાય. | ૧૦૦ ટકા |

આમાંયે ૧, ૨, ૩, ૫ અને ૮ નંબરોમાં ગણાવેલી રકમો તો એવી રીતે વેડફી મારવામાં આવે છે કે દેશમાં જે થોડોઘણો પૈસો એકઠો થાય છે તે બધા પરદેશ ઘસડાઈ જાય છે અને હિંદ માતાનું હીર ચૂસાઇ જાય છે. છેલ્લાં ચાર વરસમાં જ મિલને લગતો સંચા સામાન પરદેશથી ખરીદવામાં કેટલા રોકડ રૂપિયા વહી ગયા હતા તે નીચેના કોઠા પરથી માલમ પડે છે.

| ૧૯૧૯–૨૦ | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
|---|---|---|---|
| રૂ. ૨,૭૮,૫૩,૨૬૦ | રૂ. ૬,૪૫,૦૫,૮૧૦ | રૂ. ૧૨,૦૬,૩૩,૦૫૬ | રૂ. ૬૭,૦૮,૦૩૦ |

મિલ ચલાવવા માટે નાનામાં નાનો સંચો જોઇતો હોય તોપણ પરદેશથી મંગાવવો પડે. મિલમાં જરાક કામ બગડ્યું એટલે તરત મોટા ભણેલા ઇજનેર સાહેબને બોલાવવા પડે. આપણા દેશમાં લોહાનું સંચાકામ બહુ ન બનતું હોવાથી, અને મોટા કુશળ યંત્રશાસ્ત્રીઓ ન હોવાથી, મિલમાલિકોને પરદેશીઓની દયા પર નભવું પડે છે. અને તેથી જ મિલમાં નવી ત્રાકો કે સાળો દાખલ કરવી હોય કે જૂની ત્રાકો સુધારવી હોય તોયે મિલ ચલાવનારા ખર્ચના ભારે ખાડામાં ઊતરી જાય છે: અત્રે વાચકે એ જાણવા જેવું છે કે **ઇંગ્લંડમાં નવી કાપડમિલ સ્થાપતાં જેટલું ખર્ચ લાગે છે તેથી બમણું ખર્ચ હિંદમાં મિલ સ્થાપતાં થાય છે. મુશ્કેલીનો અંત અહીં આવતો નથી. મિલોની ભવિષ્યની ઉન્નતિમાં મોટામાં મોટું નડતર તો એ આવે છે કે મિલને ખીલવવા માટે**

હરહમેશ પરદેશોની મદદ માગવી જ પડશે. પરદેશોની સહાય વિના મિલ એક ડગલું પણ આગળ વધી શકે તેમ નથી.

આવા મોટા મિલઉદ્યોગ ચલાવવામાં ગરીબોને લાભ થાય છે તે કરતાં સરકારને વધારે લાભ થાય છે. દર વરસે હિંદુસ્તાનની મિલો સરકારને અને મ્યુનિસિપાલિટીને ૩ કરોડ રૂપિયા ભરે છે; હિંદની મિલમાં તૈયાર થયેલા કાપડ પર અત્યાર સુધી જે જકાત નાખવામાં આવતી તે હમેશને માટે રદ થઇ ગઈ છે એમ ગણી લઇએ તોપણ, રાષ્ટ્રના ૧ કરોડ રૂપિયા તો કર તરીકે જ મિલઉદ્યોગ ચલાવવામાં તણાઇ જાય છે. રૂ, સૂતર, કાપડ અને સંચાઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવવા લઇ જવામાં દર વરસ ૭ થી ૮ કરોડ રૂપિયા ઊડી જાય છે. તેમાંની ઘણીખરી રકમ જો રેંટિયાનો દેશમાં સાર્વત્રિક પ્રચાર થઇ જાય તો, બચાવી શકાય તેમ છે; આ ઉપરતાંત જાહેરખબરના, વીમાના અને ઉપલકિયા નાના નાના ખર્ચોમાં જે મોટી રકમ મિલ ચલાવવા ખર્ચાઇ જાય છે તે પણ રેંટિયારાજ્યમાં ઘટી જાય. રેંટિયાથી રાષ્ટ્રને સામટી રીતે કેટલા લાભ થઇ શકશે એનો વિચાર તદ્દન બીજી દૃષ્ટિથી પણ થઇ શકે છે. મિલમાં માલ તૈયાર થઇને બહાર નીકળે તે દરમિયાન જુદી જુદી જાતનાં ખર્ચો થાય છે, તે બધાં ખર્ચાનું પૃથક્કરણ કરવાથી પણ,–રાષ્ટ્ર રેંટિયાનો સંદેશ ઝીલી લે તો–કેટલા ટકા બચી જાય, તેનો ખ્યાલ આવી શકે છે.

અમદાવાદ શહેરની જુદી જુદી જાતની પાંચ મિલો પસંદ કરવામાં આવી છે અને તે મિલો ચલાવવામાં જુદા જુદા ખાતામાં કેટલા ટકા ખર્ચ થાય છે તેનું પૃથક્કરણ કરી કોષ્ટક બીજે પાને આપવામાં આવ્યુ છે.

| | ઉત્પન્ન ખર્ચના જુદાં જુદાં ખાતાં | ગુજરાત સ્પીનીંગ મિલ | ભારતખંડ કૉટન મિલ | અમદાવાદ મનુચંદ્ર મિલ | અમદાવાદ ન્યુ કૉટન મિલ | રાજનગર મિલ | સરાસરી ટકા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કામદારોના પગાર | ૧૫.૯ | ૧૭.૬ | ૧૬.૫ | ૧૪.૮ | ૨૧.૨ | ૧૭ |
| ૨ | ભંડાર ખર્ચ | ૧૮.૩ | ૮.૮ | ૯.૭ | ૧૧.૪ | ૧૧.૨ | ૧૨ |
| ૩ | બળતણ | ૩.૬ | ૪.૧ | ૩.૪ | ૩.૧ | ૩.૬ | ૩.૫ |
| ૪ | વ્યાજ | ૧.૨ | ૨.૯ | ૨.૬ | ૩.૪ | — | ૨.૫ |
| ૫ | કમીશન, દલાલી | ૧.૩ | ૨.૯ | ૪.૩ | ૪.૦ | — | ૨.૫ |
| ૬ | કર | ૯.૯ | ૫.૯ | ૭.૧ | ૩.૧ | ૪.૨ | ૫.૫ |
| ૭ | રૂ | ૪૪.૨ | ૫૦.૦ | ૪૮.૧ | ૫૩.૫ | ૬.૪ | ૫૩ |
| ૮ | ઘસારો | ૫.૧ | ૨.૯ | ૨.૩ | ૨.૮ | — | ૩ |

મિલ ચલાવવામાં લાકડાં, વીમો, દલાલી, કર અને ભાંગતોડના જ લગભગ ૧૫ ટકા ખર્ચાઇ જાય છે. એટલે ટૂંકમાં મિલમાં કામદારોને પગાર આપવામાં જેટલા ટકા ખર્ચ થાય છે તેટલા ટકા ખર્ચ તો વીમાદલાલી, કર અને ભાંગતોડમાં તણાઇ જાયછે.

જો કે હાથકંતામણ અને હાથવણાટના દર મિલ કંતામણ અને મિલવણાટ કરતાં વધારે આપવા પડે છે, છતાં રાષ્ટ્રને એકંદરરીતે જોતાં રેંટિયો જ પોષાઇ શકે એમ છે. કારણ કે આજે મિલ ચલાવવામાં જેમ રાષ્ટ્રના કરોડો રૂપિયા નકામા ઘસાય છે તે રેંટિયો ચલાવવામાં નહિ તણાય, એટલું જ નહિ પણ રેંટિયાથી રાષ્ટ્રની આમદાની વધી શકે એવું જબરદસ્ત અણખેડાયલું ક્ષેત્ર ખુલ્લું થશે. આ દૃષ્ટિએ વિચાર કરતાં મિલમાં સંચાથી તૈયાર થયેલા કાપડ કરતાં હાથકંતામણ અને હાથવણાટથી તૈયાર થયેલી ખાદી જ રાષ્ટ્રને એકંદરે સસ્તી લાગવી જોઇએ.

## રેંટિયા અને મિલની સમાજ પર અસર

અત્યારસુધી તો રેંટિયા અને મિલઉદ્યોગથી થતા આર્થિક લાભાલાભની ચર્ચા જ કરવામાં આવી છે. પણ સમાજ કે રાષ્ટ્ર માત્ર પૈસાથી યા પૈસા માટે જીવતું નથી; દારૂ, તમાકુ, અફીણ, ગાંજા વેચવાના ઇજારા રાખનારા સારૂં કમાય છે; છતાં ઊંચ વર્ગ કદી આ ધંધા સામું જોતા નથી. ધંધો સ્વીકારતાં પહેલાં, ધંધાની રાષ્ટ્રમાં પ્રતિષ્ઠા કેવી છે તેનો દરેક વ્યક્તિ વિચાર કરે છે; તેથી અહીં આપણે એ પણ વિચારી લેવું જોઇએ, કે રેંટિયા અને મિલઉદ્યોગની સમાજના જીવન પર કેવી અસર થાય છે. જો મિલમાં કામ કરતાં, કુટુંબ ભાંગી જતું હોય, સમાજની નીતિનાં બંધનો શિથિલ થતાં હોય તો મિલમાં કામ કરવાથી હજારો રૂપિયા મળતા હોય તોપણ લોકો એને ધૂળસમાન ગણશે. પણ મિલ અને રેંટિયાની સમાજ પર કેવી અસર પહોંચે છે તેનો વિચાર કરીએ તે પહેલાં મિલ કદી રાષ્ટ્રના બેકારીના પ્રશ્નને ઉકેલી શકે તેમ છે કે નહિ તે જોઇ લઇએ.

હિંદુસ્તાનની વસ્તીના હજારમા ભાગને પણ મિલ કામ આપી શકતી નથી. હિંદુસ્તાનમાં હાલમાં ચાલે છે એ બધી મિલોમાં

કામ કરનારા મજૂરોની સંખ્યા ૪ લાખ કરતાં વધુ થતી નથી; અને મિલઉદ્યોગ પર પરોક્ષ રીતે નભનારા દલાલો, મુકાદમો, છૂટક વેચનારાઓ વગેરે મોટા વર્ગની ગણતરી મજૂરોની સાથે કરીએ તોપણ મિલ પર નભનારા હદમાં હદ ૧૦ લાખ માણસો લેખી શકાય. ત્યારે દેશમાં અત્યારે કામધંધા વિના ટળવળતા, અને હાથકંતામણ જેવા ઉપધંધા યા તો ગૃહઉદ્યોગ માગનારા કરોડો માણસો પડ્યા છે, તે કરોડો માણસોને મિલ કદી પહોંચી જ ન શકે. હાથવણાટનો ઉદ્યોગ આજે પડી ભાંગ્યો છે તોપણ તે મિલ કરતાં તો ઘણા જ વધારે માણસોને નીભાવી રહેલો છે. મિલમાં વધારેમાં વધારે ૪ લાખ મજૂરો કામ કરે છે, ત્યારે હાથવણાટનું કામ કરનારા આજે હિંદમાં ૬૦ લાખ છે. હમણાં જેટલી મિલો ચાલે છે તેટલી બીજી નવી મિલો હિંદમાં ઊભી થાય તોપણ હિંદના ગરીબ આમવર્ગને મિલ રોટલો આપી નહિ શકે; ખરી વાત તો એ છે કે જેમ મિલઉદ્યોગ વધારે વિકાસ પામશે અને મજૂરી બચાવનારાં નવાં નવાં યંત્રો વધતાં જશે તેમ તેમ મિલ ચલાવવામાં, મજૂરીનો ખપ ઘટતો જશે. ટૂંકમાં મિલ વિકસવાથી મજૂરોને વધારે રોજી મળતી નથી, પણ મિલમાલિકને વધુ ફાયદો થાય છે. પરંતુ હિંદુસ્તાનમાં આજે વધારે માણસો લખપતિ થાય એમ કોઈ ઇચ્છતું નથી. હિંદુસ્તાન હવે અમીર વર્ગમાં ભરતી કરવા માગતું નથી.—દેશની ધનસંપત્તિ—લક્ષ્મી થોડીક વ્યક્તિઓની દાસી બને એમ હિંદ કરવા માગતું નથી. હિંદની અભિલાષા તો એ છે કે મારી સર્વ લક્ષ્મી મારા તમામ ભાંડૂઓમાં સરખી-રીતે અને ન્યાયીરીતે વહેંચાવી જોઇએ. અત્યારે જે બેકારીનો ગંભીર પ્રશ્ન સમસ્ત હિંદને અકળાવી રહ્યો છે તેનું નિરાકારણ તરત જ કરી નાખવા હિંદ મથી રહ્યું છે. દેશભરના તમામ ગરીબ ખેડુતોની સામાજિક પરિસ્થિતિને અને વાતાવરણને ફાવી જાય એવો કોઈક પણ ઉપધંધો શોધી કાઢવો જોઇએ. સમસ્ત રાષ્ટ્રનો કોયડો મિલ કદી નહિ ઉકેલી શકે. મિલમાંથી ભલે માલ સસ્તો અને સારો નીકળતો હોય, કદાચ ખાદીને પણ ટક્કર મારી શકે તેવો માલ મિલ કાઢતી હોય, તોપણ મિલ કદિ ગરીબોની બેલી નહિ જ નીવડે. દેશની દોલતની ન્યાયયુક્ત અને સમાન વહેંચણી કરવામાં મિલ મદદ નહિ જ કરી શકે. મિલ તો મોટાં ઔદ્યોગિક શહેરોમાં જ સ્થપાય. મિલ સ્થાવર વસ્તુ છે તે ગામડેગામડે

ફેલાઇ ન શકે. દેશના કંગાલ અને દુઃખી લોકોનો ગુજારો ચાલી શકે એવો ધંધો મિલ કદી પૂરો પાડી ન શકે. મિલમાંથી રોટલો મેળવવો હોય તો ગરીબ ખેડૂતે, ઘરબાર, કુટુંબકબીલા, જરજાગીર છોડીને ગંદી હવાવાળી અંધારી કોટડીમાં ઘીચ લતામાં રહેવા આવવું જોઇએ; જિંદગીના સર્વ સુખનો ભોગ આપ્યા પછી જ મિલમાં થોડાક મજૂર રોટલો મેળવી શકે છે. જે કરોડો માણસોને ગામડાઓમાં કાંઇ પણ કામ ન મળતું હોવાથી ફરજિયાત નવરા બેઠા રહેવું પડે છે, અને તેથી જે કરોડોને અધભૂખે દહાડા ગુજારવા પડે છે તેઓને માટે તો તરણોપાય એક માત્ર રેંટિયો છે; અનેક સૈકાંઓ થયાં, વંશપરંપરા કાંતવાની કળા જે પ્રજામાં ઊતરતી આવી છે. અને જે હમણાં થોડાંક વરસો થયાં ઉત્તેજનના અભાવે ડચકાં ખાવા લાગી છે, તે કળાનું પુનર્જીવન જ્યારે આ ભૂખે ટળવળતાં, કામની ભીખ માગતાં કરોડો માણસોને હાથે થશે ત્યારે દેશની સુરત બદલાઇ જશે; અને તેની સાથે હિંદનાં કરોડો હાડપીંજરમાં લોહી ભરાવા લાગશે. રેંટિયાના પુનરુદ્ધાર પછી કરોડો માણસોને એવું મનગમતું કામ મળી જશે કે પછી તેઓને પેટ ભરવા માટે અનિતિનો આશરો નહિ લેવો પડે.

જ્યાં જ્યાં ધૂમાડો દેખાય ત્યાં ત્યાં આગ હોવી જ જોઇએ, એમ જ્યાં જ્યાં મિલનાં ભૂંગળાં દેખાય ત્યાં ત્યાં દારૂ, અત્યાચાર અને વ્યભિચારનું રાજ્ય સમાજના નીચલા થરમાં હોવું જ જોઇએ. જ્યાં જ્યાં ઘણી મિલો સ્થપાઇ છે ત્યાં ત્યાં મિલ મજૂરોને કેવાં ગંધાતાં અને હવા ઉજાસ વિનાનાં ઘોલકાંમાં ગોંધાવું પડે છે એનો જેઓ નજરોનજર મુંબઇમાં શીવરી કે પરેલના મજૂર લત્તાઓમાં યા તો અમદાવાદના સરપુર, કે રાયખડના મજૂર લત્તાઓમાં ફર્યા છે એ જ જાણી શકે. ગામડામાં જન્મી ગામડામાં જ ઉછરેલ ગામડિયાઓ જ્યારે પેટ ભરવા યા પૈસાની લાલચે મિલમાં કામ કરવા આવે છે ત્યારે તો મિલમજૂરોની ચાલીઓ જાઇને હેબતાઈ જ જાય છે; અને ઘણા ટકા તો રોગના ભોગ થઇ રામશરણ પામી જાય છે. મિલમાં મજૂરી કરવી એટલે દી ઊગ્યાથી દી આથમ્યા સુધી, જેમ સંચો હાલે તેમ સંચાના હુકમ પ્રમાણે હાલ્યા કરવું; બારે કલાક સતત ઘોંઘાટ અને શોરબકોરમાં રહી પરસેવે રેબજેબ થઇ જવાય ત્યાં સુધી ગદ્ધા વૈતરૂં નિયમસર કર્યા કરવું. મિલમાં જેમ રૂ કંતાય છે

તેમ સાથે જ માણસોનાં શરીર પણ કંતાઈ જાય છે. મિલમાંથી કામ કરીને પરવાર્યો કે તરત જ મિલમજૂર, હતાશ થઇને, દુઃખ વિસરવા સીધો કલાલની દુકાનમાં દોડી જાય છે. ખરેખર મિલમજૂર થોડા વરસોમાં જીવનનો ઉલ્લાસ ખોઇ બેસે છે; અને સંચા સાથે કામ કરીને મિલમજૂર પણ નિષ્પ્રાણ જીવ થઈ જાય છે; જો ધીરજપૂર્વક વરસોનાં વરસો સુધી મજૂરસેવકો કામ કર્યા કરે તો આજે મજૂરોને જે અંધારી ગંદી ચાલીમાં રહેવું પડે છે તેમને માટે મિલમાલિક અને ગામના નાગરિકોની મદદ લઇને સારાં રહેવાલાયક ઘરો બંધાવી શકાય. આજે મિલમજૂરોને જે ખુલ્લી, શુદ્ધ હવા મળતી નથી તેઓને માટે હરવા-ફરવાનું તેમનાં બાળકોને માટે રમવાનાં ફળિયાં કે બગીચા બનાવી શકાય. આજે જે મજૂરો કુસંગતિને લીધે દારૂના વ્યસનમાં પાયમાલ થઇ ગયા છે, તેમાંથી ઉગારી લેવા માટે મજૂરોને સારો સત્સંગ મળી શકે એવો પ્રબંધ કરી શકાય. પણ એટલું તો નિર્વિવાદ છે કે મજૂરસંઘો કે સેવા-સમિતિઓ આ દિશામાં ગમે તેટલું કરે તોપણ, મિલમજૂરીની જે બૂરી અસર મન અને શરીર પર કાયમની પડી જાય છે, તેમાંથી મિલમજૂરને પૂરેપૂરા બચાવી નહિ જ શકાય.

ગામડાના કારીગરના હાથમાં શહેરી મિલમજૂરની માફક દર અઠવાડિયે કે પખવાડિયે રૂપિયા ખણખણતા નથી, છતાં ગામડાનો કારીગર શહેરી મજૂર કરતાં વધારે સુખી અને આનંદી હોય છે. ગામડામાં રહેનાર કારીગર દુર્વ્યસનમાં પડતો નથી, તેનું શરીર સારૂં રહે છે; અને આસ-પાસ રહેનારના સંસ્કાર સારા હોવાથી, કારીગર બગડવા ઇચ્છતો હોય તોપણ સત્સંગી પાડોશીઓને લીધે બચી જાય છે. ગામડાનો કારીગર સુખનો અર્ધો રોટલો છોડીને આખો રોટલો કમાવા દોડતો નથી; કારણ કે ગામડામાં રહીને 'સંતોષી નર સદા સુખી' એ વાત તે બરાબર સમજી ગયો હોય છે. આપણા દેશનું ભવિષ્ય ખરેખર ગામડાના કારી-ગરના હાથમાં છે. ગામડાંમાં જ્યારે જીવ આવશે, ગામડાંમાં જ્યારે રસકસ જામશે, ત્યારે જ આપણો દેશ સુખી થશે; કારણ કે ખરૂં હિંદુસ્તાન ગામડાંઓ-માં રહે છે. ગામડાના સુખદુઃખનો આધાર ગામડાના મજૂર યા કારીગર-વર્ગના સુખદુઃખ પર છે. ગામડાનો મજૂર સુખી એટલો આખો દેશ સુખી; અને ગામડાનો મજૂર દુઃખી એટલે આખો દેશ દુઃખી એમ સમજવું જોઇએ.

જૂના વખતમાં ગામડામાં જેમ સારા સંસ્કાર રેડવાનું કામ બ્રાહ્મણો કરતા તેમ ગામડાંઓમાં સ્વદેશીધર્મની ભાવના રેડવાનું કામ કારીગરો કરતા. તે વખતના કારીગરો માત્ર ઉપયોગી માલ બનાવીને જ સંતોષ ન માનતા. તેઓ પોતાના એકેએક કામને કળાથી શણગારતા. દરેક કામ પરથી તેના કારીગરનું વ્યક્તિત્વ તરી આવતું. અસલના વખતના રેંટિયા જુઓ, બારીબારણાં જુઓ, તો તરત જ દેખાઈ આવે છે કે આવા નાના કામ પાછળ કારીગરોએ કેટલો જીવ રેડીને કામ કર્યું છે. પાટણનાં પટોળાં કરનારા કે ભાયાવદરના ચોફાળ કરનારા કે જામનગરની ચુંદડી-પાનેતર બનાવનારા, અને એવા જ બીજા કારીગરો પોતાના કામની લાજ ન જાય તે માટે કાળજી લેતા હતા; જ્યારે દેશના નાના નાના ગૃહઉદ્યોગો રેંટિયાના પ્રતાપે સજીવન થશે ત્યારે ફરી ગામડાંના કારીગરો, પોતાના ગામમાં કળા અને સૌંદર્ય ભરી દેવા મથશે. ગામને સૌંદર્યમય કે કળામય બનાવવાનું કામ, કળાકોવિદ મિ. **હૅવેલ** કહે છે તેમ, ગામડાના કારીગરોનું છે; હાથસાળ પર કામ કરનાર વણકરને જ્યારે પેટગુજારાની ચિંતા નહિ રહે ત્યારે પોતાની સાળ પર તે ભાતભાતના બુટ્ટા ઊડાવશે. પોતાની પ્રતિષ્ઠા કાયમની જળવાઈ રહે તે ખાતર ભવિષ્યનો કારીગર, પોતાનો માલ બજારમાં જાય, તે પહેલાં, માલને શણગારવામાં અનેક જાતની ટાપટીપ કરવા લલચાશે. પોતાની કારીગરીને ગામમાંથી કોઈપણ કારીગર ન આંટી શકે એ ખાતર કાચો માલ ખરીદવામાં તે વધારે ચોક્સ થશે. અને કેટલીકવાર તો કારીગર વરણાગીની માફક, પોતાને મનપસંદ કામ થાય તે ખાતર અનેકવાર સાંધતોડ પણ કરશે. ગામડાનો કારીગર પોતાના ધંધામાં સ્વતંત્ર હોવાથી, રાષ્ટ્રમાં સૌંદર્યના ખોટા ખ્યાલ ન ઘુસી જાય તે માટે તનતોડ મહેનત કરશે. ભવિષ્યમાં ગામડાંના કારીગરને કામનો કદી તોટો ન હોવાથી જે કંઈ કામ તે હાથમાં લેશે તેને સર્વાંગસંપૂર્ણ બનાવવા મથશે. કારીગરો ગામડાંની ખુલ્લી હવામાં રહેતા હોવાથી તેમનાં શરીર મિલમજૂરની માફક કંતાઈ નહિ જાય; એટલું જ નહિ પણ તેમનાં મગજ હમેશાં તાજાં હોવાથી તેઓ પોતપોતાના ધંધામાં નવીનવી શોધો કરી શકશે; અને જન્મભર તેઓ પોતાના ધંધામાં સ્વતંત્ર હોવાથી તેમની પ્રજા પણ સ્વાતંત્ર્યને માટે લડનારી થશે. જ્યારે આ કોટિના કારીગરો ગામેગામ

પેદા થશે ત્યારે ગામેગામ સંસ્કાર અને સંપત્તિનો મેળ બેસી શકે એવા ઉદ્યોગો પણ સ્થપાશે અને ત્યારે, ભરતભૂમિ કળાની દૃષ્ટિએ પણ સૌંદર્ય-ભૂમિ બનશે. પણ દુર્ભાગ્યે આજે તો જેને હાથ પણ ન અડચો હોય, બધી જ ક્રિયા નિર્જીવ સંચાદ્વારા તૈયાર થયેલી હોય એવી ખોરાકીની ચીજો ખાવામાં શેઠાઇ ગણાય છે; જ્યાં જુઓ ત્યાં ચારેકોર એકસરખી છાપવાળા માલની માગણી થાય છે, અને માણસો પણ ગાડરિયા પ્રવાહની માફક બતાવેલી દિશાએ વગરવિચારે ચાલ્યા જાય છે. જેમ ટંકશાળમાંથી એકસરખા રૂપિયા પડે તેમ વિદ્યાપીઠમાંથી અને કારખાનાં-માંથી એક સરખા જ માણસો, અને એકસરખા જ માલ નીકળવા લાગ્યા છે; આ સંચાયુગમાં આમવર્ગની બુદ્ધિ અને શક્તિનો જે સતત હ્રાસ થઇ રહ્યો છે, એમાંથી ઊગરી જવાનું સાધન એકમાત્ર રેંટિયો છે.

## પ્રકરણ ૪ થું.

### રેંટિયાદ્વારા પરદેશી કાપડનો બહિષ્કાર

### બહિષ્કારનાં બે અંગ

કુદરતનો એવો કાયદો છે કે જ્યારે કોઇ વ્યકતિને કે સમાજને કોઇ વસ્તુ નુકસાનકારક થઇ જાય ત્યારે તે વસ્તુનો ત્યાગ થવો જોઇએ. તેવી જ રીતે જ્યારે દેશને ખાતરી થઇ જાય કે પરદેશી કાપડ દેશને ખોતરી ખાય છે ત્યારે પરદેશી કાપડના બહિષ્કારની ચળવળ ઊઠાવવામાં કશો અન્યાય નથી; એટલુંજ નહિ પણ વ્યાજબી, અને સ્તુત્ય પગલું છે. હા, એટલું ખરૂં કે બહિષ્કારની ચળવળ દ્વેષથી પ્રેરાયલી ન હોવી જોઇએ; સ્વરક્ષણાર્થે કરવામાં આવેલો બહિષ્કાર, વિરોધી પ્રજાને પણ એટલોજ લાભદાયી જ નીવડે છે; દબાયલા, દુઃખી લોકો અસલના વખતથી બહિષ્કારનું શરણ લેતા આવ્યા છે; પ્રજામાં સ્વાતંત્ર્યના મૂળભૂત સિદ્ધાંતો ઠસાવવા માટે, તેનામાં સ્વાતંત્ર્યની જ્યોત પ્રગટાવવા માટે, બહિષ્કારની ચળવળ ભારે ઉપયોગી થઈ પડે છે. બહિષ્કાર એ માત્ર અટકાયતનું જ કામ કરતો નથી, બહિષ્કાર રચનાત્મક કાર્ય પણ કરે છે. બહિષ્કારનું શસ્ત્ર માત્ર પ્રહારાત્મક જ નથી, તે સર્જનાત્મક પણ છે. જ્યારે પ્રજા બહારનો માલ બંધ કરવાનો પ્રયત્ન કરે છે, જ્યારે સ્વાવલંબી અને સ્વયંપૂર્ણ થવાના મનોરથો ઘડે છે, ત્યારે તેની મહત્ત્વાકાંક્ષા એટલી હદ સુધી પહોંચી જાય છે કે તેને પોતાનું કાર્ય સાધવા જબરદસ્ત રચનાત્મક કાર્યક્રમ ઉપાડયા વિના ચાલતું જ નથી. રચનાત્મક કાર્યના બળવડે જ બહારના ઘુસણિયાઓને કે બીજા અન્યાયી હરિફોને દેશમાં પેસતા રોકી શકાય છે.

જ્યારે ઇંગ્લંડની આર્થિક સ્થિતિ કફોડી થઇ ગઈ હતી ત્યારે ઇંગ્લંડે પણ બહિષ્કારની નીતિ ગ્રહણ કરી હતી, ૧૮ મી સદીની ઇંગ્લંડની ઔદ્યોગિક ઉન્નતિ વિષે લખતાં ઇતિહાસકાર **લેકી** જણાવે છે કે ઈંગ્લંડમાં ભાગ્યે જ એવી કોઇ કારીગરી કે કારખાનું હશે કે જેને ટકાવવા માટે પરદેશી માલ પર અટકાયતની જકાતો નાખવામાં ન આવી હોય, કે જેને ઉત્તેજન આપવા માટે સરકાર તરફથી બક્ષિસ ન મળી હોય. ઇંગ્લંડની કારીગરી અને ઇંગ્લંડના ઉદ્યોગો નભાવવા માટે ઈંગ્લંડ અતિશય અનુદાર અને સ્વાર્થાંધ બની ગયું હતું. એને પરિણામે અમેરિકા ઉકળી ઊઠયું. અને ઈંગ્લંડને અમેરિકા ખોવું પડયું; આર્યલેંડના ઊગતા નવા ધંધા પાયમાલ થઇ ગયા, હિંદુસ્તાની કેલીકોનો ઘાણ વળી ગયો; ઇંગ્લંડમાં લગભગ દરેકે દરેક ચીજના ઇજારા અપાયા હોવાથી ત્યાંના લોકોને મોં માગ્યા ભાવ આપવા પડતા હતા. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધ વખતે અમેરિકાએ પણ લગભગ આવી જ નીતિ ગ્રહણ કરી હતી. બહિષ્કાર કરતી વખતે અમેરિકાએ શાં શાં પગલાં ભર્યાં હતાં તેનું આબેહુબ વર્ણન ઇતિહાસકાર **લેકીએ** નીચે પ્રમાણે કર્યું છે.

"રાજધાનીના બધા વેપારીઓએ એકત્ર થઈ સોગન લીધા હતા કે હવે પછી તેઓ કદી ઇંગ્લંડથી માલ મંગાવશે નહિ અને જે કાંઈ માલ મંગાવવાના ઓર્ડરો અપાઇ ચુકયા છે તે ઓર્ડરો પણ તેઓ રદ કરી નાખશે. અને કેટલીક બાબતોમાં તો તેઓએ એવું પણ જાહેર કરી દીધું હતું કે જ્યાં સુધી સ્ટેમ્પ એકટનો અળખામણો કાયદો રદ નહિ થાય ત્યાં સુધી તેઓ ઇંગ્લંડને દેવાનાં નાણાં પણ ચુકવશે નહિ. કોઇ પણ પ્રસંગે અમેરિકાનાં સંસ્થાનોને ઇંગ્લંડની સહાય લેવાનો વારો ન આવે તે ખાતર ઉદ્યોગ, કળાહુન્નર અને કારીગરીને ખીલવવા માટે તેઓ ભગીરથ પ્રયત્નો કરવા લાગ્યા હતા. શહેરના ધનવાન અને શ્રીમંત લોકો પ્રજાને ધડો બેસાડવાના આ અંગ્રેજી પોષાકને ફેંકી દઇ, પોતાના દેશમાં હાથે કાંતીને તૈયાર થયેલાં જાડાં કપડાં પહેરવા લાગ્યા હતા. ઊનની બીલકુલ તાણ ન પડે તે માટે ખોરાકમાં ઘેટાંનો ઉપયોગ ન કરવાનું સૌએ ભેગા મળીને નક્કી કર્યું હતું." પ્રસંગનો લાભ લઇને અમેરિકાની વસાહતોએ અને તેની યે પહેલાં બ્રિટિશપ્રજાએ અટકાયતની અને બહિષ્કારની ખુલ્લે ખુલ્લી રીતે નીતિ ગ્રહણ કરી હતી. તે રાજા અને પ્રજા સ્વાતંત્ર્ય ભોગવતાં હતાં.

તેથી તેઓ પોતાની સરકારને પોતાના પક્ષમાં સહેલાઇથી લઇ શક્યાં હતાં અને આખી બહિષ્કારની લડત સરકારની મદદથી સાંગોપાંગ પાર ઊતરી શકી હતી; પણ આજે હિંદુસ્તાન પરતંત્ર છે. જો અમેરિકા કે બ્રિટનની માફક હિંદ સ્વતંત્ર હોત તો હિંદી સરકારે પણ સ્વદેશી કારીગરી તથા હુન્નરને ઉત્તેજન આપ્યું હોત અને આજે ખાવાપીવા ને ઓઢવાપહેરવાની વસ્તુઓ માટે પણ પરદેશી વસ્તુઓ પર હિંદને નભવું પડે છે તે દયામણી દશામાંથી હિંદને ક્યારનું છોડયું હોત. પણ હવે તો જે પરદેશી સરકાર કદી પણ કરવાની હિંમત નહિ કરે તે વસ્તુ પ્રજાએ કરવી જોઇએ; આજકાલ પરદેશીના મોહમાં તણાઇ જઇને અજાણતાં આપણે જ હાથે દેશના કારીગરો અને કાંતનારાનો, તેમનું કૌશલ્ય, તેમની કળાનો, તેમના કાર્ય અને તેમના આદર્શનો જે બહિષ્કાર થઇ રહ્યો છે એ બહિષ્કાર ઊઠાવી લેવો હોય, અને આ કારીગરોને માટે નવાં નવાં કાર્યક્ષેત્રો ખોલવાં હોય તો અત્યારે સૌથી પહેલાં તો તમામ પરદેશી કાપડ જડમૂળથી હિંદમાંથી નીકળી જાય એવા સતત પ્રયાસો ચારેકોરથી કરવાની જરૂર છે. જે રાષ્ટ્ર કાપડ જેવી જિંદગીની મોટી જરૂરિયાતો માટે પણ પરદેશની દયા પર નભતું હોય, તે રાષ્ટ્રની કે પ્રજાની કોઇ પણ રીતે ભવિષ્યમાં ઉન્નતિ થવી અસંભવિત છે. હિંદુસ્તાનમાં ઉદ્યોગોનું પુનર્જીવન યા પુનરુદ્ધાર કરવા માટે એકલું ધન કે વ્યાપારી બુદ્ધિ પૂરતાં નથી; ઔદ્યોગિક પુનર્ઘટનાનો પ્રશ્નજ આદિથી અંત સુધી નૈતિક અને બૌદ્ધિક નવજીવનનો છે; માત્ર નવા સંચાઓ વસાવવાથી કે નવી નવી ઔદ્યોગિક રીતો દાખલ થવાથી હિંદુસ્તાનની ઔદ્યોગિક પુનર્ઘટના નહિ સાધી શકાય; પણ આવું ભગીરથ કાર્ય પાર પારવા માટે, નાના મોટા, બાળક સ્ત્રી અને પુરૂષોના મનમાં તનમનાટ જગાડવો પડશે. તેમનો દૃષ્ટિકોણ બદલાવવો પડશે. પરદેશી વસ્તુ લાખગણી સસ્તી હોય, કે લાખગણી સારી હોય પણ એ આપણે માટે હરામ છે અને ગમે તે ભોગે અને ગમે તેટલું સંકટ વેઠીને આપણા દેશમાં જિંદગીની જરૂરિયાતો પૂરી પાડે એવા ધંધા ઊભા કરવા કે ફરી સજીવન કરવા અમે મરી ફીટવાના છીએ એવું જોશ પ્રજામાં રેડવા માટે જબરી હીલચાલ કરવી પડશે.

## પરદેશી આયાત

હિંદમાં બહિષ્કારની ચળવળ બન્ને બાજુએથી ચલાવવી જોઇશે. વિલાયતી કાપડની આયાત બંધ કરવા જેમ એક બાજુ મહેનત કરવી જોઇએ તેમ બીજી બાજુથી હિંદમાં સ્વદેશી કાપડ પણ પૂરતા જથામાં પેદા કરવા મથવું જોઇએ. દરેક વ્યક્તિ પહેરવેશમાં ઓછામાં ઓછાં કપડાં વાપરતી થઈ જાય, અને બહિષ્કાર યા સ્વદેશીનું આંદોલન દેશભરમાં ગજવી મૂકવામાં આવે તો બહિષ્કારની ચળવળને લાભ તો થાયજ; પણ બહિષ્કારની ચળવળને સંપૂર્ણરીતે ફતેહમંદ બનાવવા માટે તો પરદેશથી હમણાં જેટલો માલ આવે છે તેટલો વધારે માલ હિંદમાં ઉત્પન્ન કરાવવો જોઇએ, અને ઉત્પન્ન થયેલો માલ વેચવા માટે કંઇક રસ્તો શોધી કાઢવો જોઇએ. ગમેતેમ કરીને પરદેશી માલને પદભ્રષ્ટ કરીને તેનું સ્થાન સ્વદેશી માલે છીનવી લેવું જોઇએ. અત્યારે દેશમાં રેંટિયા, સાળ અને મિલનું કામ ઠીક ઠીક ચાલે છે. બન્નેમાંથી કોઈ એક પણ ઉદ્યોગની મદદ લઈ, ખૂટતું કાપડ તૈયાર કરી શકાય તેમ છે. આપણા કાર્યને સાધવામાં સૌથી વધારે ઉપયોગી કયું નીવડશે? રેંટિયા સાળ કે મિલ? આપણા ધ્યેયને જલદી પહોંચવામાં શું વધારે મદદગાર થશે? રેંટિયો કે મિલ? આ અને આવા બીજા પ્રશ્નોનું નિરાકારણ કરતાં આપણે એ વિચારવું જોઇશે કે આ બન્ને ઉદ્યોગમાંથી કયા ઉદ્યોગનો વિકાસ તાબડતોબ થઇ શકે તેમ છે. પરદેશી માલને પહોંચી વળવા જેટલો સ્વદેશી માલ કે ખાદી કેવી રીતે ઉત્પન્ન કરવી તેની ચર્ચા કરીએ તે પહેલાં આજકાલ પરદેશથી કેટલો માલ આવે છે તેના આંકડા જાણી લેવા યોગ્ય થઇ પડશે. સૂતરની બાબતમાં તો હિંદ બહુ પરાવલંબી નથી. હિંદુસ્તાનમાં જેટલું સૂતર હાથવણાટ અને મિલમાં ખપે છે, તેમાંનું ઘણુંખરું એટલે ૮ ટકા સિવાયનું સૂતર હિંદમાં જ તૈયાર થાય છે. સૂતરના ૮ ટકા એટલે સરાસરી ૪ થી ૫ કરોડ રતલ સૂતર વરસે હિંદમાં આયાત થાય છે. ૧૯૧૨–૧૩ થી ૧૯૨૨–૨૩ સુધીનાં ૧૦ વરસના સૂતરની આયાતના આંકડા પર નજર નાખવાથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થાય છે.

| | ૧૯૧૨-૧૩ થી ૧૯૧૪-૧૫ સુધી સરાસરી | ૧૯૧૫-૧૬ થી ૧૯૧૭-૧૮ સુધી સરાસરી | ૧૯૧૮-૧૯ થી ૧૯૨૦-૨૧ સુધી સરાસરી | ૧૯૨૧ થી ૨૨ ની સરાસરી | ૧૯૨૨-૨૩ ની સરાસરી |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાનમાં (૧) ખપતું કુલ સૂતર | ૫૪,૧૦ લાખ રતલ | ૫૦,૭૦ લાખ રતલ | ૫૭ કરોડ રતલ | ૬૬,૯૦ લાખ રતલ | ૭૦,૭૦ લાખ રતલ |
| હિંદુસ્તાનમાં (૨) આયાત થતું સૂતર | ૪,૫૦ લાખ રતલ | ૨,૯૦ લાખ રતલ | ૩,૨૦ લાખ રતલ | ૫,૭૦ લાખ રતલ | ૫,૮૦ લાખ રતલ |
| કુલ ખપતના કેટલા ટકા સૂતર આયાત થાયછે ? | ૮ ટકા | ૫ ટકા | ૫½ ટકા | ૮ ટકા | ૮ ટકા |

દેશમાં સૂતરનો ખપ વરસોવરસ વધતો ગયો છે. પણ લડાઈ પહેલાં જેટલું સૂતર પરદેશથી આવતું હતું, તેનું પ્રમાણ વધ્યું નથી. હવે દેશમાં કાપડ કેટલું આયાત થાય છે તે જોઈએ.

| | આયાત થતું કાપડ (૧) | હિંદમાં ખપતું કુલ કાપડ (૨) | પહેલા અને બીજાનું પ્રમાણ (૩) | આયાત થતા કાપડની કિંમત (૪) |
|---|---|---|---|---|
| ૧૯૧૨–૧૩ થી ૧૯૧૪–૧૫ ની સરાસરી | ૨,૮૫,૫૦ લાખ વાર | ૪,૯૧,૭૦ લાખ વાર | ૫૭½ ટકા | ૫૦ કરોડ રૂ. |
| ૧૯૧૫–૧૬ થી ૧૯૧૭–૧૮ ની સરાસરી | ૧,૮૪,૪૪ લાખ વાર | ૩,૮૮,૪૦ લાખ વાર | ૪૭ ટકા | ૪૧ કરોડ રૂ. |
| ૧૮૧૮–૧૯ થી ૧૯૨૦–૨૧ ની સરાસરી | ૧,૨૧,૬૦ ,, | ૩,૨૬,૫૦ ,, | ૩૭½ ,, | ૫૬ ,, |
| ૧૯૨૧–૨૨ ની સરાસરી | ૧,૦૮ ,, | ૩,૫૩,૧૦ ,, | ૩૦ ,, | ૬૦·૭ ,, |
| ૧૯૨૨ થી ૨૩ ની સરાસરી | ૧,૫૭,૭૦ ,, | ૪,૧૮,૯૦ ,, | ૩૭ ,, | ૫૯·૩ ,, |

છેલ્લાં ૧૦ વરસમાં વિલાયતી કાપડની જ આયાત જથાની દૃષ્ટિએ ઘટી ગઈ છે. ૧૯૧૨-૧૩ માં ૨૮૫ કરોડવાર કાપડ આયાત થતું. તેને બદલે ૧૯૨૨-૨૩ માં માત્ર ૧૫૭ કરોડ વાર કાપડ આવ્યું છે. ૧૯૧૨-૧૩ માં હિંદમાં જે કુલ કાપડ ખપતું તેનું અર્ધોઅર્ધ કરતાં પણ વધારે, ૫૭½ ટકા, પરદેશથી આવતું. તેને બદલે આજે ૧૯૨૨-૨૩ માં માત્ર ૩૭ ટકા જ પરદેશી માલ આવે છે. છતાં એ કબૂલ કરવું જોઇએ કે પૈસાની દૃષ્ટિએ હિંદને કશો લાભ થયો નથી. હિંદુસ્તાનમાંથી ધનનો સ્રાવ પહેલાંની માફક ઇંગ્લંડ તરફ વહે જ જાય છે. ૧૯૧૨-૧૩ માં ૫૦ કરોડ રૂપિયા વિલાયતી માલ પેટે પરદેશ તણાઈ ગયા હતા, ત્યારે ૧૯૨૦-૨૧ અને ૨૩ માં લગભગ ૬૦ કરોડ રૂપિયા ગયા હતા; બીજા શબ્દોમાં કહીએ તો ૧૩૦ કરોડ વાર કપડું વિલાયતથી ઓછું આવ્યું, છતાં આપણે ૧૦ કરોડ રૂપિયા વધારે ભર્યા.

એક દાયકામાં ૧૩૦ કરોડ વાર જેટલી કાપડની આયાત એકદમ કેમ ઘટી ગઈ હશે તેનાં કારણોની વિગતમાં અત્રે નહિ ઊતરીએ. પણ એટલું જાણવું બસ થશે, કે આ રૂડા પ્રતાપ ઘણેખરે અંશે છેલ્લાં ચાર વરસ સ્વદેશીની અને બહિષ્કારની જે સતત ચળવળ ચાલી હતી, અને ખાદી તથા સ્વદેશીની હિમાયત ચારેકોર થવા લાગી હતી તેને આભારી છે. હા. આ સિવાય આયાત ઘટવામાં બીજાં પણ કારણો છે. જેમકે, દેશમાં કાપડના ખપમાં એકંદરે થયેલો ઘટાડો, પાઉંડના ભાવમાં વખતો વખત થતા ભારે ફેરફારો, અને પરદેશી કાપડની કિંમતમાં વધારો. ઉપર ગણાવેલા દરેક કારણે પરદેશી કાપડની આયાત ઘટાડવામાં થોડો-ઘણો તો ભાગ ભજવ્યો જ છે; એટલું તો હવે નિઃસંશયપણે કહી શકાય કે લડાઇ પહેલાં જેટલો જથાબંધ વિલાયતી માલ આવતો હતો, તેટલો માલ તો કદી હિંદમાં પેસી શકશે નહિ. કારણકે હવે દેશને ખૂણે ખૂણે સ્વદેશીનો સંદેશો પહોંચી ગયો છે; પણ વિલાયતી માલ માટે બારણાં હમેશને સારૂ બંધ કરવાં હોય તો હમણાં જે કાપડઉદ્યોગ ચાલે છે તેને એકદમ વિકસાવીને કે એવા કોઇ બીજા નવા ઉદ્યોગ ખોલીને, દોઢ અબજ વાર કાપડ, અને ૫ કરોડ રતલ સૂતર, પેદા કરવું જોઇએ, કે જેથી પરદેશથી પછી કાંઈ માલ મંગાવવાની જરૂર જ ન રહે.

## બહિષ્કાર સામેની દલીલો

આ સાધવા માટે કયા સાધનની મદદ લેવી પડશે, અથવા તે સાધન મારફત કઇ રીતે કામ લઇ શકાશે, તેની ચર્ચામાં ઊતરીએ તે પહેલાં બહિષ્કારની નીતિ વિરુદ્ધ જે થોડીઘણી દલીલો કરવામાં આવે છે તેનો વિચાર કરી લઇએ તો સારૂં. બહિષ્કારના વિરોધીઓ કહે છે કે બહિષ્કારની નીતિ આત્મહત્યા કરવા જેવી છે, કારણ કે તેની અસર ઈંગ્લંડ પર કંઈ પડશે નહિ. અને બહિષ્કારથી સ્વદેશી ઉદ્યોગધંધાને પણ કશું ઉત્તેજન મળશે નહિ. અધ્યાપક કાળે કહે છે કે જે પ્રજાએ છેલા મહાયુદ્ધ વખતે ૮ અબજ પાઉંડનું કરજ વહોર્યું હતું, તે પ્રજા વરસે ૪ કરોડ પાઉંડની ખોટ સહેજે ખમી શકે. ૪ કરોડ પાઉંડની ખોટ બ્રિટન જેવા શ્રીમંત રાજ્યને કશા હિસાબમાં જ નથી. પણ આ ખરેખર લૂલી દલીલ છે. હિંદુસ્તાનમાં પરદેશી કાપડનો બહિષ્કાર ફતેહમંદ થાય તો તેની જે અપૂર્વ રાજકીય અસર ઇંગ્લંડમાં પહોંચે તે ન ગણીએ તોપણ માત્ર વેપારની ખોટ જ ઈંગ્લંડને કમકમાટી ઉપજાવે તેટલી ગજબ થઇ પડે. ઇંગ્લંડનો વેપાર એવો ઝપાટાથી તૂટી પડે કે ઈંગ્લંડનું આખું વેપારી જગત અને ઔદ્યોગિક બજાર હાલી ઊઠે. **બ્રિટનને ટકાવી રાખનાર વિશાળ ઉદ્યોગ એકવાર પછડાયો, કે તેના છાંટા ઈંગ્લંડના દરેક બજાર અને ઉદ્યોગમાત્ર પર ઊડયા વિના રહેજ નહિ. બ્રિટનનો કાપડઉદ્યોગ તૂટવાની સાથે, બ્રિટનની બેંકોને ધડાધડ તાળાં દેવાય, બ્રિટનનાં મોટાં ગણાતાં બંદરો પર કાગડા ઊડવા લાગે, અને આજે દુનિયામાં લંડન જ વેપારનું મોટું મથક ગણાય છે તે વેપારી પ્રતિષ્ઠા પણ ખોઈ બેસે.** આજે ઈંગ્લંડ દરિયાની રાણી તરીકે પ્રખ્યાત થયેલું છે. પણ હિંદ સાથેના કરોડો રૂપિયાના કાપડનો ધંધો તૂટતાં દરિયો ખેડવો પણ ઈંગ્લંડને ભારે પડી જાય. લૉર્ડ પૅન્ટલૅંડ જેવા લેખકોએ અડસટ્ટો કાઢયો છે કે જો હિંદ પરદેશી કાપડનો બહિષ્કાર કરવામાં ફાવે તો બ્રિટનને ૮ કરોડ પાઉંડ યા તો સવા અબજ રૂપિયાની ખોટ જાય. વરસે અબજ દોઢ અબજ રૂપિયા જાય એની બ્રિટનને પડી નથી; પણ દુનિયામાં કાપડ ખપાવવા માટે મોટામાં મોટી બજાર ખોવા પહેલાં તે માથું આપવા તૈયાર થશે. બહિષ્કારથી સ્વદેશી ઉદ્યોગહુન્નરને ઉત્તેજન નહિ મળે, એમ

જે શ્રી. કાર્બે માને છે તે ભૂલભરેલું છે. તે માટે તે કાંઇ કારણ બતાવી શક્યા નથી; બહિષ્કારની નીતિમાં જ એવો ગુણ સમાયલો છે કે જેને લીધે આપણા દેશ પર ભારેમાં ભારે દબાણ નાખી મરજી પડે તેવા પાક દેશમાં ઊગાડી શકાય છે અને જાતજાતના ધંધાઓ ખીલવવામાં દેશની સર્વ શક્તિને રોકી શકાય છે.

પણ બહિષ્કારનો આવો અમલ કરવોજ અશક્ય છે એમ એની વિરુદ્ધ દલીલ કરી શકાય ખરી. મિ. ફૂઘો કહે છે કે પરદેશથી આયાત થતા માલનો પોણો ભાગ તો એવો છે કે જેની બરાબરી કરી શકે એવો માલ જ હિંદમાં તૈયાર થતો નથી. એટલે બહિષ્કારની વાત કરવી એ ખાલી ફાંફાં છે.* પણ આનો જવાબ તો ચોખ્ખો છે. બહિષ્કારના આંદોલનથી રાષ્ટ્રની અભિરુચિ અને રાષ્ટ્રના પહેરવેશના ખ્યાલ પણ બદલાઇ જશે. તેથી મિ. ફૂઘોએ જે મુશ્કેલી ઊભી કરી છે તેને પહોંચી વળવામાં કશી હરકત નહિ પડે. એક વખત રાષ્ટ્રે સ્વદેશીધર્મ સ્વીકારી લીધો પછી તો જે વિલાયતની માલ હરિફાઇથી પર ગણાય છે તે પણ હરિફાઇની હારમાં ગણાઇ જશે. હિંદુસ્તાનની મિલમાં કે હાથસાળ પર જેવો માલ તૈયાર થાય છે તે કરતાં નોખી જ જાતનો લૅંકેશાયરની મિલોમાં માલ બને છે. તેથી એમ તો જરાયે ફલિત થતું નથી કે જ્યાં સુધી હિંદમાં લૅંકેશાયરની મિલ જેવો માલ ન બની શકે ત્યાં સુધી પરદેશી કાપડને બદલે હિંદી કાપડનો ઊઠાવ જ નહિ થઇ શકે. અને ખરેખર, જો સ્થિતિ એવી જ હોય તો પછી મિલ અને હાથવણાટ બન્નેની શક્તિઓને એકત્ર કરીને કામ લેવામાં આવે તો પણ પરદેશીનો નાશ કરવો અસંભવિત થાય! ૧૦ નંબર કે તેથી પણ ઓછા નંબરનો ખાદીનો

* વિશેષમાં મિ. ફૂઘો એવી પણ દલીલ કરે છે કે બહિષ્કારની ચળવળથી હિંદી મિલમાલિકોને લાભ થશે. પણ મિલમાલિકો માત્ર પૈસાની જ પાછળ પડશે અને બહિષ્કારની હીલચાલમાં મદદ નહિ જ કરે. એમ માની લેવું એ બરાબર નથી. દેશને માટે અને ખાસ કરીને પોતાના ઉદ્યોગધંધા માટે તેમનામાં પણ દાઝ હોય છે. તેથી તેઓ માત્ર નફો ખાઇ લેવાની ટૂંકી નજર ન રાખતાં પોતાનો માલ ખપાવવા માટે અત્યારે જે ક્ષેત્ર છે તેને ખીલવવાની અમૂલ્ય તક તેઓ પણ જવા નહિ દે. વળી બહિષ્કારની ચળવળને લીધે, વરસોવરસ ખાદીનું ઉત્પન્ન પણ વધવા લાગશે, અને આ વધતી જતી ખાદી પણ મિલકાપડના ભાવ પર અંકુશ રાખી શકશે.

તાકો પરદેશી તાકાની જગ્યાએ વેચી શકાતો હોય તો પછી ભલે પરદેશી તાકો ઝીણામાં ઝીણા સૂતરનો કે અત્યંત ઉત્તમ વણેલો હોય તોપણ તે તાકાની સાથે ૧૦ નંબરના સૂતરનો ખાદીનો તાકો હરિફાઇ કરી શકે છે એમ કહી શકાય. મિ. કૂબ્રો રાષ્ટ્રને ચેતવણી આપે છે કે બહિષ્કારને લીધે જે વિલાયતી માલ હરિફાઇથી પર રહ્યો હશે, તે અત્યંત સસ્તો થઇ જશે; અને દેશમાં તેનો ફેલાવ એકદમ વધી જશે. પણ આ ચેતવણીમાં ભારે દોષ રહ્યો છે. મિ. કૂબ્રો ભ્રમમાં રહી એમ જ માને છે કે હાલ જે માલ હરિફાઇથી પર ગણાય છે તે માલ હંમેશને માટે હરિફાઇથી પર જ રહેશે. અને તેના પર બહિષ્કારની અસર કદી નહિ થાય. પરદેશી કાપડ—ભલે પછી તે દેશી માલ સાથે ટક્કર મારી શકે તેવું હોય કે તદ્દન અનોખી જાતનું હોય,—પર બહિષ્કારની અસર થાય જ છે. અને દેશના ઉદ્યોગધંધાને બહિષ્કાર વધારેને વધારે ઉત્તેજન આપે જ છે.

## મિલ કે રેંટિયો?

બહિષ્કારનો અમલ કરવા માટે કેટલાક લોકો એવી ડાવકી સલાહ આપે છે કે મિલઉદ્યોગનો ખૂબ ફેલાવો થવો જોઇએ. અત્યાર સુધીમાં સેંકડો વખત એજ દલીલ કરવામાં આવે છે કે પરદેશી કાપડનો બહિષ્કાર સફળ કરવો હોય તો મિલની અત્યારે જે ઉત્પાદક શક્તિ છે તેમાં સારી પેઠે વધારો થવો જ જોઇએ. મિલઉદ્યોગ કેટલી હદ સુધી ખીલી શકે તેમ છે, તેની કેટલી મર્યાદા છે તે આગળ લંબાણથી ચર્ચી ગયા છીએ. એટલે અત્રે એ બધી દલીલની વિગતમાં ન ઊતરતાં જે છેવટના નિર્ણય પર આવ્યા હતા તેજ અત્રે ફરી ટાંકીએ છીએ. કાપડની બાબતમાં દેશ સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી થઇ શકે તેટલી હદ સુધી મિલઉદ્યોગને અમુક નિશ્ચિત વખતમાં—એટલે પાંચ દસ વરસમાં—કોઇપણ રીતે ખીલવી શકાય એ તદ્દન અસંભવિત વાત છે. પણ હા, એટલું ચોક્કસ છે, કે મિલ બહિષ્કારના કાર્યમાં મદદ કરશે અને તેણે કરવી જ જોઇએ. ૧૯૧૩ માં મિલોમાં જે ૧,૧૦,૩૦ લાખ વાર કાપડ તૈયાર થતું હતું તે ૧૯૨૩ માં વધીને ૧,૭૯,૪૦ લાખ વાર જેટલું થયું છે. એટલે કાપડ ઉત્પન્નમાં છેલ્લાં ૧૦ વરસમાં આશરે ૫૦ ટકા જેટલી મિલે પ્રગતિ કરી છે. આ પ્રમાણે મિલ પોતાનું ઉત્પન્ન વરસોવરસ

વધાર્યે જાય, અથવા ઓછામાં ઓછું હમણાં જેટલો માલ બને છે તે સ્થિતિને ટકાવી રાખે, તોયે બહિષ્કારને મદદ મળશે. આ ઉપરાંત, બહિષ્કારની હીલચાલ ચાલુ હોય તે દરમિયાન મિલો પોતાના માલના ભાવ ન વધારીને પણ બહિષ્કારના કાર્યને ઘણી મદદ કરી શકે તેમ છે. જો અણીને ટાંકણે તેઓ પોતાના માલના ભાવ હળવા રાખે અને માત્ર નફા ખાવાની જ વૃત્તિ ન રાખે, પણ રાષ્ટ્ર પર જે આપત્તિ આવી પડી છે તેમાંથી તેને બચાવી લેવા થોડુંઘણું ઘસાય, તો મિલમાલિકોએ પણ રાષ્ટ્ર પ્રત્યેની ફરજ બજાવી એમ કહી શકાય. જ્યારે મિલ એકલે હાથે પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકે એમ નથી, તો મિલની હારોહાર ઊભી શકે એવું બીજું કોઇ પણ સાધન આપણું ધ્યેય પાર પાડવા—દેશમાંથી પરદેશી કાપડનો જડમૂળથી બહિષ્કાર કરવા—શોધ્યા વિના આપણો આરો નથી અને આ સાધન તો એકમાત્ર રેંટિયો અને હાથસાળ જ છે.* રેંટિયો શું શું કરી શકે તેમ છે, રેંટિયા પ્રવૃત્તિ કેટલી વિરાટ થઈ શકે તેમ છે, એ આપણે આગળ જોઈ ગયા છીએ. પણ અહીં તો વિશેષ ઊંડાણમાં ઊતરી એ તપાસવાની જરૂર છે કે પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવા માટે, આપણા ઔદ્યોગિક જીવનમાં રેંટિયાને કેટલી હદ સુધી ભેળવવો પડશે? હાલમાં પરદેશથી આશરે ૧૫૦ કરોડ વાર કાપડ અને ૬ કરોડ રતલ સૂતર આયાત થાય છે; પરદેશથી આયાત થતું સૂતર ઝીણું હોય છે; એટલે રતલના ૫ વાર કાપડને હિસાબે ૬ કરોડ રતલ સૂતરમાંથી ૩૦ કરોડ વાર કાપડ થાય. આયાત થતા ૧૫૦ કરોડ વાર કાપડ અને સૂતરના ૩૦ કરોડ એટલે

---

* દેશમાં જેટલું કાપડ ખપે છે તેનો કેટલોક ભાગ તો હાથસાળ પર હમણાં યે તૈયાર થાય છે. પણ દુર્ભાગ્યે હાલમાં ચાલતી ઘણીખરી સાળો પરદેશી કે મિલનું સૂતર વાપરે છે. ૧૯૧૫ પછી વરસોવરસ, હાથવણાટનું કામ વધતું જ જાય છે તે નીચેના કોઠા પરથી જણાશે.

**હાથવણાટની પ્રગતિ**

| | |
|---|---|
| ૧૯૧૫-૧૬ થી ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ થી ૧૯૨૦-૨૧ |
| ૭૨,૩૦ લાખ વાર કાપડ | ૭૨,૪૦ લાખ વાર કાપડ |
| ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| ૯૪,૪૦ લાખ વાર ,, | ૧,૧૦,૩૦ લાખ વાર ,, |

કુલ ૧૮૦ કરોડ વાર કાપડ આપણે હિંદમાં તૈયાર કરાવવું જોઇએ; ૧૮૦ કરોડ વાર કાપડ હાથસાળ પર તૈયાર કરવા માટે વરસે દરેક સાળ ૧૨૦૦ વાર કાપડ ઊતારે એ હિસાબે આશરે ૧૫ લાખ સાળ ચાલવી જોઇએ, અને સૂતરની માગને પહોંચી વળવા ૧ કરોડ રેંટિયા ચાલવા જોઇએ.* દેશમાં રેંટિયા અને સાળોની ભરપુર સામગ્રી પડેલી છે. એ જોઇને મોટી આશા તો બાંધી શકાય છે, પણ એ ઇષ્ટ પરિણામ આણવા માટે રેંટિયા અને સાળ કેવી રીતે ચલાવવાં એ જ મોટો પ્રશ્ન થઇ પડ્યો છે. ગામડામાં રહેતા કરોડો માણસોની ઉત્પાદક શક્તિને સંપૂર્ણ રીતે કામમાં લઇ શકાય એવો રાષ્ટ્રીય કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂકાવો જોઇએ અને પછી એ કાર્યક્રમને પાર પાડવા માટે રાષ્ટ્રે એકાગ્ર થઇને સતત મંડવું જોઇએ.

## ખાદીની માગ વધારો

બહિષ્કારના સમય દરમિયાન જો દરેક માણસ પોતપોતાની કાપડની જરૂરિયાત ઓછામાં ઓછી કરી નાખે, તો રાષ્ટ્રીય ધ્યેય સાધવામાં સંગીન મદદ થાય. જે લોકો આજે ભભકાબંધ કિંમતી પોષાકો પહેરી ફક્કડ થઇને ફરે છે, તેઓના હૃદયમાં રામ વસે અને સૌ કિંમતી ભડકામણાં કપડાં કાઢી નાખે અને દેશદાઝ જાણી કાપડની બાબતમાં સાદાઈ અને સંયમ જાળવતાં શીખે તો બહિષ્કારનો પ્રશ્ન ઉકેલવામાં ઘણી સરળતા થઇ જાય. પણ દુર્ભાગ્યે દેશમાં અત્યારે જુદીજ દિશામાં પવન વાય છે; રાજામહારાજા, અમીરઉમરાવ, અને શેઠશાહુકારોને હિંદુસ્તાનનો પહેરવેશ ગમતો નથી. આપણા જાતભાઇઓને, આપણો ધર્મ, આપણી ભાષા, આપણા રૂઢિરિવાજો, તરફ ઘૃણા થવા લાગી છે. ખરેખર રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન ઉપલા વર્ગમાંથી જવા બેઠું છે; અને એનો ચેપ મધ્યમ

---

* જો રેંટિયો આખો દિવસ ચાલે તો રોજનું સવા પાશેર કંતાય એ હિસાબે વરસે રેંટિયા દીઠ ૧૦૦ રતલ સૂતર સહેજે નીકળે, એટલે ૫૦ લાખ રેંટિયા બરાબર ચાલે તો વરસે ૨૦૦ કરોડ વાર પૂરતું ૫૦ કરોડ રતલ સૂતર તૈયાર થઇ જાય; પણ દેશમાં સામાન્ય રીતે ઘણાખરા રેંટિયા આખો દિવસ ન ચાલે, અને માત્ર રોજ સરાસરી ૪ કલાક જ ચાલે, એ હિસાબે ૧ કરોડ રેંટિયા—૩૦ પુરુષ, સ્ત્રી અને બાળકો વચ્ચે એક રેંટિયો એ પ્રમાણમાં—પરદેશી કાપડના બહિષ્કાર માટે જોઇએ.

વર્ગના લોકોને પણ થોડોઘણો લાગવા માંડ્યો છે. તે રોગ જડમૂળથી નાબુદ કરવા તાબડતોબ પ્રયત્ન થવા જોઇએ. સ્વદેશની ઘોષણાને લીધે અને ખાદીપ્રચારને પ્રતાપે, લોકો કૈંક અંશે સાદાઈ તરફ વળ્યા છે, અને પરદેશી માલ પાછળ પૈસાનાં પાણી કરવાનો જે ધો ચાલ્યો હતો તે કંઈક અટક્યો છે. એટલું નિર્વિવાદ છે કે જેમ જેમ લોકો વધારે ને વધારે સાદાઇ તરફ વળતા જશે, અને એશઆરામના ખોટા ખ્યાલો નીકળી જશે તેમ તેમ ખાદીનાં મૂળ ઊંડાં ઊતરતાં જશે. દેશમાં શેઠિયા અને મધ્યમ વર્ગ સિવાયના કરોડો માણસો પડ્યા છે કે જેમને ખાદીનું રહસ્ય સમજાવવાની ખાસ જરૂર છે. દેશમાં એવા કરોડો માણસો છે કે જેઓને સ્વદેશી કે મિલના કાપડને છોડીને ખાદી જ સ્વીકારવાનું સમજાવવા નીકળવું પડશે. પરદેશી કાપડની હોળી કરવાનાં કારણો પણ તેમને ઠસાવવાં જોઇશે. ખરેખર આ મહાન રાષ્ટ્રીય કાર્ય પાર પાડવા સતત તનતોડ મહેનત કરી સ્વદેશીનું આંદોલન ચાલુ જ રાખવું પડશે. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં આ દિશામાં વ્યવસ્થિત પ્રયત્નો થયા છે ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં લોકોને હેરત પમાડે તેવાં પરિણામો આવ્યા વિના રહ્યાં નથી. થોડા સમય સુધી દરેક ખાદીધારીએ પ્રચારકનો ભાગ ભજવવો પડશે. જેમ રાજ્યમાં ઊથલપાથલ કરવી હોય કે રાષ્ટ્રમાં મોટો વિપ્લવ જગાવવો હોય તો લાખો માણસના એકત્રિત બળની જરૂર પડે છે, તેમ આ હિલચાલનું ધ્યેય રાષ્ટ્રના ખ્યાલ, રાષ્ટ્રની અભિરુચિ, રાષ્ટ્રના આદર્શોમાં પલટો કરી નાખવાનું છે. તેથી આ દિશામાં તમામ શક્તિઓનો સંચય અને ઉપયોગ કરવાની જરૂર છે. ઝીણા પોતવાળા અને સસ્તી કિંમતવાળા કપડાના મોહમાં તણાઈ જે વેપાર આપણે ખોઇ બેઠા છીએ તે વેપાર, કરોડોને ભયંકર દારિદ્રમાંથી ઊગારવા, ફરી આપણે હાથ કરવાનો છે. અને એ ખાતર, રાષ્ટ્રના યોગક્ષેમને અનુરૂપ થાય તેવી રીતે રાષ્ટ્રની અભિરૂચિને કેળવવી પડશે. જ્યાં જ્યાં સ્થાનિક વેચાણ કરવાનો ઉત્સાહ કાયમનો જળવાઇ રહ્યો છે, ત્યાં ત્યાં રેંટિયાના ઉત્પન્નને કશો ધક્કો પહોંચ્યો નથી, એટલું જ નહિ પણ ઉલટું ખાદીના કામને વિશેષ વેગ મળ્યો છે. વારંવાર એક વસ્તુની યાદ આપણને દેવડાવવામાં આવે છે, કે આપણે અતિ ઉત્સાહમાં આવી ન જઇએ, ખાદી ખપી શકે તે કરતાં વધારે ઉત્પન્ન કરવામાં ન પડી જઇએ. પણ વસ્તુ-

સ્થિતિ એવી છે કે ખાદી માટે તો જોઇએ તે કરતાં વધુ ઉત્પન્નનો પ્રશ્ન જ ઊભો થતો નથી. ખાદીની માગ દેશભરમાં થયાં કરે છે, અને જો આ ચાલુ માગનો ઉપયોગ કરી લેવામાં, અને એ માગને ખીલવવામાં પૂરેપૂરૂં ધ્યાન આપવામાં આવે, તો બજારમાં કોઇ દિવસ ખાદીનો ભરાવો થઈ જાય, લાખો રૂપિયાની મૂડી રોકાઈ જાય, અને ખોટ ખાવાનો સમય આવે. એવી સ્થિતિ ઊભી થવાજ નહિ પામે. હજુ દેશના અમીર અને મધ્યમવર્ગે ખાદી ગ્રહણ કરી નથી; એટલે ખાદીનું ક્ષેત્ર હજુ ઘણું વિશાળ પડ્યું છે; આ વિશાળ ક્ષેત્રને પહોંચી વળવા માટે સત્વર પ્રયત્ન થવાની જરૂર છે; બધાં મુખ્ય શહેરોમાં, અને કેટલાક પ્રાંતનાં નાનાં શહેરોમાં પણ નવા ખાદીભંડારો ખોલાવા જોઇએ. અને ચાલુ ખાદીભંડારોને ઉત્તેજન અપાવું જોઇએ, કે જેથી જે દેશદાઝવાળાં ભાઇબહેનો ખાદી વાપરવા ઇચ્છતાં હોય તેમને ખરીદ કરવામાં કોઈ જાતની તકલીફ ન પડે.

ગરીબ માણુસો પણ ખાદી ખરીદી શકે અને ખાદીનું વેચાણ પણ વધી શકે એવી પરસ્પર સહાય કરનારી મંડળીઓની યોજના કરી શકાય. દાખલા તરીકે ખાદી વાપરનારા ૨૦–૨૫ માણુસો એકત્ર થઇને એક મંડળી ઊભી કરે; અને દરમાસે દરેક ત્રણ કે ચાર રૂપિયા કાપડ ખાતે ઉધાર માંડી મંડળીના ફંડમાં જમે કરે, આવી રીતે ૨૫ માણુસોના ત્રણ ત્રણ રૂપિયા ભેગા થતાં ૭૫ રૂ. થાય. અને એ ૭૫ રૂ. માંથી એ ૨૫ સભ્યોની મંડળીમાંથી પહેલે જ મહિને બે સભ્યો પોતપોતાના વરસપૂરતાં કપડાં બનાવી શકે; એમ બાર માસ થાય એટલે વારાફરતી મોટી રકમ એક સામટી ખર્ચ્યા સિવાય, દરેક સભ્યને જોઇતાં કપડાં મળી જાય; આ પ્રકારની સગવડ મધ્યમ વર્ગના માણુસોને અને ખાસ-કરીને વિદ્યાર્થીઓને તો આશીર્વાદ સમાન થઈ પડશે. આવી સહાયકારક ગ્રાહકમંડળીઓને ઉત્તેજન આપવા ખાદીભંડારોએ તેમના હિસાબ ચોખ્ખા રાખવામાં મદદ કરવી જોઇએ. અને તેમને વિશિષ્ટ પ્રકારના ઘરાક સમજી તેમને ખાદીવેચાણ પર ખાસ કમીશન આપવું જોઇએ. આવી મંડળીઓ સ્થપાવાથી, ખાદીધારીઓમાં એક જાતનો ભ્રાતૃભાવ પેદા થશે; એ રાષ્ટ્રીય હીલચાલનું એક અગત્યનું અંગ થઈ શકશે.

પણ આવી મંડળીઓ તો શહેરોમાં જ કે જ્યાં લોકોને મહિને

રોકડો પગાર મળે છે ત્યાં જ થઇ શકે. ગામડાંમાં તો અમુક મોસમમાં જ કમાણી થાય છે. અને એ મોસમ ગઈ એટલે ખેડુતના હાથમાંથી પૈસા પણ ચાલ્યા જાય છે. તેથી ખેડુતો કમાણીની મોસમમાં જ ખરીદી કરી શકે છે: ગામડાંઓમાં ખાદીની દુકાનો બારેમાસ તો ચલાવી ન શકાય. પણ આ ગામડાઓમાં ય ફેરિયાદ્વારા ખાદી પહોંચાડવાનો પ્રયત્ન થવો જોઇએ. અને ફેરિયાઓ ખાદી વેચવામાં ખાસ રસ લે તે માટે તેમને ખાસ કમીશન કે ખાસ બક્ષિસ મળે એવી કંઇક યોજના કરવી જોઇએ. મોસમ પર ખાદીના મેળા ભરીને યા તો ખાદીની ફરતી દુકાનો રાખીને ખાદી વેચવી જોઇએ. + જ્યાં જ્યાં મોટાં તીર્થનાં ધામો છે, અગર જ્યાં જ્યાં વાર પરવને અંગે મોટા મેળા ભરાય છે, ત્યાં ત્યાં ખાદીની બજાર લઇ જવાથી ખાદીનું સારૂં વેચાણ કરી શકાય છે.

## કાંતનારનું કર્તવ્ય

જે બજારોને આજે પરદેશી કાપડ સર કરી બેઠું છે, તે બજારોને પાછી હાથ કરવા માટે શહેરમાં વસતા તવંગર અને મધ્યમ વર્ગે ખાસ મદદ કરવી પડશે. તેમની તો એ ફરજ જ છે. પણ શેઠિયા અને મધ્યમ વર્ગના લોકો આ પવિત્ર કામ ઊપાડવા આકર્ષાય તે ખાતર જે કાંતનારા અને વણનારા ખાદી ઉત્પન્નમાં સીધીરીતે મદદ કરે છે તેઓએ પણ ખાદીવેચાણ વધારવા પ્રયાસ કરવા જોઇએ: કાંતનાર કે વણનાર ગમે તેવો ગરીબ હોય તોપણ તેની ફરજ છે કે ખાદી પ્રવૃત્તિને પોષવા સારૂં અનેક અડચણ વેઠીને પણ તે ખાદી જ ધારણ કરે.

## સ્થાનિક સંસ્થાઓનો આશ્રય

ખાદીની બજારમાં કેટલી માગણી થશે એની પહેલેથી ખબર પડતી હોય તો ખાદીનું ઉત્પન્ન કાર્ય વધારે જોસથી ખીલવી શકાય. જો ખરેખર સરકાર ખાદીને મદદ કરવા ચહાતી હોય તો તે માત્ર એટલુંજ જાહેર કરે કે રાજ્યમાં જે કંઇ

---

+ શ્રી રાજેન્દ્રબાબુએ ખાદી વેચવાની સરસ રીત શોધી કાઢી છે. બિહારના ગામડેગામડે જઇ ખાદીનું પ્રદર્શન ખોલે છે. રાત્રે ગામડાના ભાઈબહેનોને એકઠાં કરી જાદુઇ ફાનસની મદદ લઇ ખાદીને લગતાં ચિત્રો બતાવે છે. આ રીતે લોકોના દિલમાં ખાદીનો મહિમા ઊતરી ગયાથી ખાદીનું વેચાણકામ સહેલું થઈ જાય છે. અનુવાદક.

કાપડની જરૂર પડશે, તેટલી ખાદી જ ખરીદાશે. આને લીધે ખાદીકાર્યાલયોને એટલી તો હૈયાધારણ રહે કે ખાદીઉત્પન્નનો અમુક ભાગ તો રાજ્યમાં જ ખપી જશે; પણ દેશી રાજ્ય કે સરકારમાં એ ભાવના ઊતરે કે નહિ, તોપણ મ્યુનિસિપાલિટી, તાલુકા કે જિલ્લા લોકલ બોર્ડ જેવી સંસ્થાઓ પોતાનાં દવાખાનાંમાં, શાળાઓમાં, અને બીજાં બધાં ખાતાંઓમાં, ખાદી દાખલ કરી, ખાદી કાર્યને સીધીરીતે સંગીન મદદ પહોંચાડી શકે છે.+ જ્યારે સરકારી અને અર્ધસરકારી સંસ્થાઓમાં ખાદીનો પ્રચાર શરૂ થશે, ત્યારે ખાદીનો ઊઠાવ સારીપેઠે વધશે. અને તે ઉપરાંત મોટામાં મોટો લાભ તો એ થશે કે, વિના ખર્ચે દેશમાં ખાદીની ભારે જાહેરાત પણ થઇ જશે.

## ખાદી ઉત્પન્ન કેમ ટકાવાય ?

ખાદી ઉત્પન્નને વ્યવસ્થિત કરવાનો વિચાર કરતાં એ યાદ રાખવું ઘટે છે કે હાલ તરત તો જે જે વિભાગોમાં ખાદીનું કામ પ્રમાણમાં વધારે ખીલેલું છે તે તે વિભાગોમાં ખાદી ઉત્પન્નને વિશેષ સંગીન પાયાપર મૂકવામાં બને ત્યાં સુધી વધારેમાં વધારે શક્તિ ખર્ચાવી જોઇએ. જ્યાં જ્યાં કાંતનારાજ પોતાનું સૂતર ભર બજારમાં વેચવા આવે છે ત્યાં ત્યાં, તેમની રોજી કદી નહિ તૂટે એવી તેમને ખાતરી થઈ જાય, એ માટે ખાસ સગવડ કરી આપવી જોઇએ. સૂતરના મેળાઓ ભરવાની જે રીત અસલથી ચાલી આવે છે તેને લીધે ખાદી ઉત્પન્નને ભારેમાં ભારે ટેકો મળે છે. એટલે આ મેળાઓને ટકાવી રાખવા બને તેટલું બધુંય કરી છૂટવું જોઇએ.

પણ જ્યાં લોકો એટલા બધા કંગાલ છે કે તેઓ ઇચ્છે તો પણ પોતાના ખપજોગું રૂ સંઘરી ન શકે તેવા લોકો સારૂ યોગ્ય મોસમમાં રૂ ખરીદી રાખવું જોઇએ અને એ રૂ કાંતવાનાં મથકોની નજીકમાં નજીક ગોદામમાં ભરી રાખવું જોઇએ.

---

+ કેટલીક મ્યુનિસિપાલિટિઓએ અને જિલ્લાબોર્ડોએ પોતાની શાળામાં ક્યારનું રેંટિયા અને તકલી ચલાવવાનું શરૂ પણ કરી દીધું છે. અને બીજી કેટલીક મ્યુનિસિપાલિટીએ તો પોતાના નોકરોના પોષાક ખાદીનાજ બનાવડાવી ખાદીપ્રચારમાં ઠીક ઠીક મદદ કરી છે. અખિલ ભારતીય ચરખા સંઘ તરફથી હાલમાંજ પ્રસિદ્ધ થયેલ હેવાલમાં રેંટિયા અને ખાદી પ્રચારમાં મદદ કરનારી બધી મ્યુનિસિપાલિટી અને જિલ્લા બોર્ડોનાં નામ આપવામાં આવ્યાં છે.

આવાં સ્થળોમાં પણ કાંતનારાઓએ પોતપોતાનું રૂ સંઘરી રાખવું જોઇએ, એ વાત લોકોને ફરીફરીને ઠસાવવા સારૂ જોશભેર હીલચાલ કરવી જોઇએ. ટૂંકમાં, જેમ આજે ખેડૂત પોતાના ઘરજોગું અનાજ રાખી લીધા પછી જ અનાજ વેચે છે, તેમ કપાસ પણ પોતાના ઘરનાં કપડાં થઇ શકે તેટલો સંઘરી લીધા પછી જ વેચવો જોઇએ. હિંદુસ્તાનનો ખેડુત કે મજૂર અંગ્રેજની માફક બજારમાંથી બીસકીટ કે બ્રેડ ખરીદતો નથી, પણ અનાજ લઇ ઘેર રોટલા બનાવે છે તેમ ગરીબ મજૂર કપડાં બનાવવા માટે કાપડ ન ખરીદતાં કપાસ ખરીદે, એવી સ્વાભાવિક સ્થિતિ હિંદમાં થવી જોઇએ. પણ હિંદુસ્તાનમાં ઘેરેઘેર અને ઝૂંપડીએ ઝૂંપડીએ કપાસ સંઘરાવા લાગે એટલે કામ પતતું નથી. પણ આ કપાસનો સારામાં સારો ઉપયોગ ખેડુત કરી શકે તે માટે તેમને કાંતવાની કળા શીખવવી પડશે. અને આ આખુંયે કામ સાંગોપાંગ પાર ઊતારવા માટે દરેક ખાદીસેવકે રેંટિયો બનાવતાં બગડી ગયેલા રેંટિયાને સુધારતાં, પીંજતાં અને વણતાં પણ સારીરીતે શીખી લેવું જોઇએ. જ્યાંસુધી ખાદીના કાર્યકર્તાઓ ખાદીની એકેએક કળાનું સંપૂર્ણ અને સંગીન જ્ઞાન મેળવી નહિ લે ત્યાંસુધી ખાદીના કામમાં કંઇકને કંઇક ખામી રહેશે જ. અને એકવાર ખાદીસેવકો ખાદીશાસ્ત્રમાં પારંગત થઇ ગયા કે ખાદી ઉત્પન્નનું કામ ઝપાટાબંધ ચાલશે, એટલું જ નહિ પણ ખાદી સરસ અને સસ્તી પણ થવા લાગશે.

જેમ એકબાજુ પૈસા લઇને કાંતણકામ કરનારાને મદદ કરવાની જરૂર છે, તેમ બીજીબાજુએ પોતાના ઘરજોગું જેઓ શોખની ખાતર કાંતી લે છે તેઓને પણ અનેક પ્રકારની મદદ કરવાની જરૂર છે. ઘણાખરા એટલું પણ જાણતા નથી કે **પાંચ માણસના કુટુંબમાં દહાડામાં થોડાક કલાક રેંટિયો ચાલે તો ચે કાપડની બાબતમાં તે કુટુંબ સહેલાઇથી સ્વયંપૂર્ણ બની જાય.** એક દાખલો આપવાથી ઉપરની વાત બરાબર સમજાઈ જશે.

(ક) પાંચમાણસના કુટુંબને વરસે ૮૦ ચોરસ વાર, યા તો મહિને આશરે ૬॥ વાર કપડું જોઇએ.

(ખ) ૬$\frac{2}{3}$ ચોરસ વાર કપડું બનાવવા માટે ૧$\frac{2}{3}$ રતલ સૂતર જોઇએ.

(ગ) જો રેંટિયો રોજ બે કલાક જ ચાલે તોપણ મહિનામાં ૧૫ નંબરનું ૧½ રતલ સૂતર એટલે ૬ ચોરસ વાર જેટલું સૂતર સહેજે પેદા થઈ શકે.

આ પરથી વાચક સહેજે સમજી શકશે કે જો કુટુંબ કે વ્યક્તિ દૃઢ સંકલ્પ કરે, તો તેમને માટે પોતાના હાથે કાંતેલા કપડાં બનાવી લેવાં એ તો રમત વાત થઇ જશે. આજે વણકર હાથે કાંતેલું સૂતર વણવાની આનાકાની કરે છે. એ સ્થિતિ બદલવા ખાતર હાથે કાંતેલા સૂતરનું વણાટ જોસબંધ વધારવા ખાતર પણ, વ્યક્તિગત કંતામણ પર ખાસ ભાર મૂકવાની જરૂર છે. પોતપોતાની મેળે કાંતી લેનાર વ્યક્તિ વિષે જે કંઈ કહેવાયું છે તે સમુદાયમાં કાંતતી સમષ્ટિને પણ બરાબર લાગુ પડે છે. કાંતવાનો પ્રચાર કરવા માટે શહેરોમાં કલબો સ્થપાય તો લોકોને સહેજે સહેજે કાંતવાનો રસ લાગવા મંડે અને પ્રવૃત્તિને પણ સારું પ્રોત્સાહન મળે.× જેમ અગાઉ કાંતનાર પોતે જ પોતાના કાંતેલા સૂતરનાં કપડાં પહેરતો અને ખાદીના ધંધામાં મોટી મૂડીની કે વચલા વેપારીની કે દલાલની જરૂર જરૂર નહોતી પડતી, તેમ આવા કંતામણના પ્રચારથી હાલના જમાનામાં પણ રેંટિયાનો ઉદ્યોગ અસલની આદર્શ સ્થિતિ પર મૂકાઇ જશે. એક વખત કાંતવાની લ્હે લાગી ગઇ અને તેથી થતા લાભો લોકોને બરાબર સમજાઇ ગયા એટલે પછી કાંતણનો શોખ દહાડે દહાડે વધવાનો જ. અને લોકો કાયમને માટે કાંતણને વળગી રહેવાના જ. પ્રજા આરામપ્રિય બની તદ્દન જડ અને આળસુ બની ગઇ, એટલે કાંતવાની કળા પ્રજાના હાથમાંથી ચાલી ગઇ. હવે પછી એ સુસ્તી અને જડતા ફરી પ્રજાના હાડમાં પેસીને ગરીબોની કામધેનુ રેંટિયાને ન સૂકવી નાખે એ માટે પૂરતી અગમચેતી વાપરવી જોઇએ.

* * * * *

× આદર્શ કાંતણ કલબમાં ૨૦ સભ્યો હોઇ શકે અને કલબનું કામ બરાબર વ્યવસ્થિત ચલાવવા માટે એક પીંજારો, અને પૂણી, આંટી તથા સૂતરની સાચવણી માટે બીજો સામાન્ય મહેનતાણા રોજી લેવો જોઇએ.

# ઉપસંહાર

હાથકંતામણની હીલચાલ અખંડ ચાલુ રહે, અને પ્રતિદિન રેંટિયાપ્રવૃત્તિ વધારે તેજસ્વી અને પ્રાણમય બને તે ખાતર કુલ સત્તા ભોગવતું એક નવામાં નવી પદ્ધતિનું સ્વતંત્ર નિયામક મંડળ બનાવવાની ખાસ જરૂર છે. આ મંડળ મારફત ફાળા ઉઘરાવવાનું, ઉછીની રકમો ચીરવાનું, અણીને ટાંકણે મદદ આપવાની રીત શોધવાનું, ઉછીનાં નાણાં લેનારા પાસેથી જામીનગીરી લેવાનું, ધંધાને લગતી શાસ્ત્રીય માહિતી અને સત્તાવાર આંકડા એકઠા કરવાનું, અને ગામડાંઓની જીવનચર્યાના પૂરેપૂરા અનુભવીઓ દ્વારા ગામડાંમાં શાસ્ત્રીય અને અનુભવી જ્ઞાન ફેલાવાનું વગેરે કામો કરી શકાય. શરૂઆતમાં આવા મંડળના હાથમાં જ ઝીણામાં ઝીણી વસ્તુથી માંડીને મોટામાં મોટી વસ્તુની સર્વ સત્તા સોંપવી પડશે. એવા મંડળનો વિકાસ પહેલાં તો એક જ ઠેકાણે થઇ શકે. પણ જેમ જેમ રેંટિયાપ્રવૃત્તિ ફેલાતી જશે, તેમતેમ આ મંડળ

ધીમે ધીમે એક પછી એક સત્તા બીજા ઉપમંડળોને સોંપતું જશે. તેનું કાર્યક્ષેત્ર એવી રીતે સંકોચાતું જશે કે આખરે આવા મંડળની જરૂર જ નહિ રહે. ખાદી સંગઠનની આદર્શ સ્થિતિમાં તો ખાદીનો ખપ જ્યાંજ્યાં પડશે ત્યાંત્યાં ખાદી બનવા લાગશે. અને આમ છતાં ખાદીનું ક્ષેત્ર સંકુચિત ન રહેતાં એક રીતે સાર્વત્રિક બનશે; કારણકે આ સ્થિતિમાં કાંતનારા અને વણનારાઓ, ખેડુતો અને રૂના વેપારીઓ, વચલા કોઈ પણ દલાલની દરમિયાનગીરી વિના એક બીજાને મળશે, અરસપરસ સોદા કરશે; અને તદ્દન પાડોશમાં આવેલી બજારમાં માગની વધઘટ પ્રમાણે જ ગામડાંમાંથી માલની નિકાસ થશે. તેમાં પણ એ યાદ રાખવાનું છે કે સામાન્ય રીતે એવો જ માલ પાડોશની બજારમાં જશે કે જેની ખ્યાતિ ચારેકોર ગવાઈ રહી હોય.

આવી આદર્શ સ્થિતિ હજુ દૃષ્ટિમર્યાદામાં દેખાતી નથી. પણ એ આદર્શને પહોંચવા માટે આપણાથી બનતા તમામ પ્રયત્નો આજથી કરવા જોઇએ; આવા પ્રયત્નોથી જ હાથકંતામણનો ધંધો પહેલાંની માફક તદ્દન સાદો અને સરળ થઇ જશે. અને ત્યારે જ દરિદ્રોનાં દુ:ખ ટળશે, અને કંગાળ લોકોને આખા દિવસનું કામ મળતું થશે. ત્યારે રાષ્ટ્રની દોલતમાં પણ ખાસો વધારો થઈ શકશે. દેશની ઉત્પાદક શક્તિ લાંબો વખત થયાં એળે જતી હતી તેનો પૂરેપૂરો ઉપયોગ રેંટિયાદ્વારા થઇ શકશે. જે દેશની ખરી ખાણુ એમને એમ વરસો થયાં ઉજ્જડ પડી હતી, તેનો પૂરેપૂરો ઉપયોગ કરી દેશને સમૃદ્ધ બનાવવામાં થશે. ખેડુત જ કાંતતા થઈ જશે. પછી તેઓ કપાસને પણ ખોરાકના જેવું જ અમૂલ્ય ધન ગણવા લાગશે. કપાસનો પાક ખૂબ ઊતર્યો, હવે કમાણી સારી થશે—એમ માનીને ખેડુત બેસી નહિ રહે; કપાસને માત્ર નફો ખાવાની દૃષ્ટિએ જ ખેડુત નહિ જુએ. પણ એ કપાસની જાત કેમ સુધારી શકાય, તેમાંથી સારામાં સારૂં કાંતી સસ્તાં અને ટકાઉ કપડાં કેમ તૈયાર થઇ શકે, તેના વિચાર પણ ખેડુત કરવા લાગશે. ત્યારે હિંદુસ્તાન અંગ્રેજો અને બીજા ગોરાઓ માટે રસકસ ચૂસવાની ભૂમિ નહિ રહે. એટલું જ નહિ પણ ત્યારે ભારતખંડના તમામ ઉદ્યોગહુન્નરોની સોળે કળા ખીલી ઊઠશે. દેશપરદેશમાં ભારતમાતાની ખ્યાતિ ફરી ગવાશે.

બહિષ્કારની લડત જોસબંધ અને સતત ચાલુ રાખવાથી પ્રજામાં જે મમત્વ બંધાશે, જે વિવેકના ઊંચા ખ્યાલો બંધાશે, અને બહિષ્કારની હીલચાલ સાથે સાથે જે મોટા પાયા પર ચરખામંડળો સ્થપાશે, તેને લીધે અત્યારે દેશમાં બેકારી જે કાળો કેર વર્તાવી રહેલી છે તે કેર ઘટશે. લોકો કામે લાગશે તેની સાથે તેમના હાડમાં જે આળસ અને જીવનની શુષ્કતા ધુસી ગયાં છે તે પણ ઊડી જશે, અને હિંદુસ્તાનનો ગરીબમાં ગરીબ માણસ પણ હિંદની મુક્તિ અર્થે યથાશક્તિ પોતાનો ભાગ ભજવતો થશે. જ્યારે આવો ઊજળો દિવસ ઊગશે, ત્યારે હિંદ હમેશને માટે ગ્રેટબ્રિટનના માલનું મોટામાં મોટું ઘરાક રહે એવો જે ગ્રેટબ્રિટનનો મનોરથ છે તે તૂટી પડશે. ગ્રેટબ્રિટનની દયા પર હિંદુસ્તાન નહિ નભે; ગ્રેટબ્રિટનના માલ માટે હિંદુસ્તાન ધીકતી બજાર નહિ રહે. એટલું જ નહિ પણ તે વખતે ભારતવર્ષ સ્વાવલંબી અને સ્વયંપૂર્ણ દેશ બની જશે; તેની પેદાશ અને ઉદ્યોગ, જગતને છક કરી નાખે તેટલાં વધી ગયાં હશે. તે વખતે હિંદુસ્તાન સત્તા મેળવવા કે સોનું ભેગું કરવા નીસાસા નહિ નાખે; બીજા દેશને લૂટવાની યોજના નહિ ઘટે; તેમ બીજા કોઇ દેશ પર સામ્રાજ્ય જમાવવાની કલ્પના સુદ્ધાં નહિ કરે. પણ જે ધ્યેયને પહોંચવા દેશે કમર કસી હતી, તે ધ્યેયને ખંત અને હિંમત પૂર્વક પ્રાપ્ત કર્યાનું જ્વલંત દષ્ટાંત હિંદ બેસાડી જશે.



## પરિશિષ્ટ પહેલું.

# હિંદનો એક જ ગૃહઉદ્યોગ—રેંટિયો*

### ૧

### રેંટિયાની કલ્પના

રેંટિયાને વિષે અનેક ટીકા થાય છે તેના મૂળમાં રેંટિયા વિષેના અનેક ખોટા ખ્યાલો છે. એ ખોટા ખ્યાલો ગણાવીએ એટલે તેમાંથી રેંટિયાની કલ્પના ખરી રીતે શા હેતુથી થયેલી છે તે સમજાશે. દાખલા તરીકે રેંટિયો મિલોનો હરીફ નથી, મિલોનું સ્થાન રેંટિયો લઇ લે એવી કલ્પના નથી. જે સશક્ત માણસને પોતાની પૂરી શક્તિ અને પૂરા સમયના ઉપયોગ પૂરતું કામ મળી રહે છે તેને તે કામ કરતો અટકાવવાનો રેંટિયાનો ઉદ્દેશ નથી. એટલે બીજા ધંધા અથવા ઉદ્યોગમાંથી જે રોજી મળે તેને રેંટિયામાંથી મળતી રોજીની સાથે સરખાવવામાં ભારે ભૂલ થાય છે. રેંટિયો સરવાળે દેશનું ધન અવશ્ય વધારે છે, પણ રેંટિયાથી કોઈ ધનાઢ્ય થવાની આશા રાખે તો તે ખત્તા ખાશે. હિંદુસ્તાનના ખેડુત વર્ગનો ખેતીમાંથી બચતો છ મહિના જેટલો સમય આજે નિરર્થક જાય છે અને પરિણામે બેકારીનો તથા દારિદ્રનો મોટો પ્રશ્ન ઉભો થાય છે તે પ્રશ્નનો તાત્કાલિક, વ્યવહારૂ અને કાયમનો ઈલાજ રેંટિયો છે,

---

* સને ૧૯૨૬માં હિંદી ખેતીવાડીને લગતા બાદશાહી કમિશનની તપાસના દિવસોમાં હિંદી ખેડુતને માટે મદદનીશ ગૃહઉદ્યોગ તરીકે રેંટિયાની શક્યતાઓ વિષે બાંધીછોને સર હેનરી લૉરેન્સ (મુંબઇના તે વેળાના ઍક્ટિંગ ગવર્નર) જોડે થયેલી ચર્ચામાંના મુદ્દાઓ ઉપર તૈયાર કરવામાં આવેલી નોંધ.

એટલો અવશ્ય રેંટિયાવાદીનો દાવો છે. રેંટિયામાંથી આવક ભલેને ફૂટીબદામ જેટલી હોય, પણ ખેડુતનો વર્ષનો અર્ધો જેટલો વખત નકામો જાય છે, અને તેમાં ફૂટીબદામની પણ કમાણી નથી થતી; તથા તેને બેકારીનો રોગ લાગુ પડે છે—આ બંને વસ્તુ ન હોત તો રેંટિયાનું હિંદુસ્તાનના અર્થશાસ્ત્રમાં સ્થાન ન હોત. એટલે રેંટિયાના મૂળમાં રહેલી હિંદુસ્તાનની બેકારી અને હિંદુસ્તાનનું દારિદ્ર તથા તેનાં મૂળ તપાસશું તો આપોઆપ રેંટિયાનું સ્થાન સમજાઈ જશે.

ગયાં સો દોઢસો વર્ષમાં ખેડુતની જે પાયમાલી થઇ છે—ખેડુતની પાસે ખેતી ઉપરાંત વસ્ત્ર ઉત્પન્ન કરવાનો જે મુખ્ય ધંધો હતો તેના નાશનો ઇતિહાસ જાહેર છે; છેલ્લાં પચાસ વર્ષ થયાં હિંદુસ્તાનની વસ્તીનો વધારે ભાગ ધંધા ખોઇને ખેતીમાંથી નિર્વાહ મેળવતો થયો છે—અને ખેતીમાંથી ઓછું ને ઓછું ઉત્પન્ન મળતું જાય છે; પશુની દશા પણ પશુના માલિકના જેટલી જ કંગાળ છે; જે દેશમાં એક કાળે લાગટ ત્રણ ત્રણ વર્ષ વર્ષાદ ન પડે તો જ દુકાળ પડતો ત્યાં એક જ વર્ષના સૂકવણામાં ભયંકર દુકાળ પડે છે (ડિગ્બી); ખેડુતની દરિદ્ર સ્થિતિને લીધે, તે ખાતર વગેરે ખરીદીને કે સારાં ઓજારોથી જમીનની ખેડ નથી સુધારી શકતો, અને ઘણાખરા દાખલામાં જમીનના એટલા બધા નાના ટુકડા પડી ગયા છે કે તેની ખેડમાં સુધારો કરવો જ અશક્ય થઇ પડ્યો છે; જ્યાં કપાસ પાકે છે ત્યાં કપાસ ખરીદનાર દલાલોના પંજામાં પડી ખેડુત અન્નોત્પાદક પાક વાવવાને બદલે કપાસ વાવવા તરફ વળે છે, પરિણામે તેનો સારામાં સારો કપાસ જાય છે. દાણો અતિશય મોંઘો થઇ પડ્યો છે, અને પેલો કપાસ જાય છે તેના બદલામાં પરદેશી કાપડ તેને ખરીદવું પડે છે. ગરીબાઇ અને બેકારીના બે પ્રશ્નો આમ ઉત્પન્ન થયા. ત્યાં હિંદના ગૃહઉદ્યોગોના નાશ ઉપર ઉત્પન્ન થયેલી મિલોએ ધનથી વિષમ વહેંચણીનો પ્રશ્ન ઉભો કરી મૂળ બે પ્રશ્નોને વધારે ફૂટ કરી મૂક્યા છે.

૧૮૨૫–૩૦ના અરસામાં હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તે 'હિંદ કેમ પાયમાલ થયું?' નામની લેખમાળામાં 'નવજીવન'માં તો પ્રકટ થઇ ચૂક્યું છે. તે વેળા ખેડુતો, કાંતનારા, વણકરો અને બીજા કારીગરોનાં આપોઆપ બનેલાં સહકારી મંડળોથી જે સમૃદ્ધિ હતી તે

આજે ક્યાં છે? ડૉ. બુકાનન અને મૅાન્ટગોમરી માર્ટિને બિહાર, બંગાળ અને વાયવ્ય પ્રાંત તથા મ્હૈસૂરના કેટલાક જીલ્લાઓની સ્થિતિનાં વર્ણન આપ્યાં છે. તેમાં દરેક જિલ્લામાં લાખો કાંતનારીઓ હજારો વણકરો, રંગારા, સુતાર લુહારો જે પ્રાણદાયી ઉદ્યોગ ચાલુ રાખી દેશની સમૃદ્ધિ વધારી રહ્યાં હતાં તેનો સુંદર ચિતાર છે. આજે ખેડુતની દશા જુઓ, અને તેની બેકારીનું કરુણ વર્ણન જુઓ. સરકારી આંકડા જ લઇશું. સને ૧૯૦૧ માં ચાલુ ખેતી ઉપર નભનારા હજારે ૬૬૨ હતા, સને ૧૯૧૧ માં ૬૯૮ હતા, સને ૧૯૨૧ માં ૭૦૯ હતા. ૧૯૨૧ની વસ્તીગણત્રી પ્રમાણે દરેક પ્રાંતમાં ખાતેદાર ખેડુતની પાસે સરાસરી નીચે પ્રમાણે ખાતું હતું.

| પ્રાંત | ખાતાનું ક્ષેત્રફળ એકર |
|---|---|
| આસામ | ૨.૯૬ |
| બંગાળ | ૩.૧૨ |
| બિહાર–ઓરિસ્સા | ૩.૦૯ |
| મુંબઈ | ૧૨.૧૫ |
| બરમા | ૫.૬૫ |
| મધ્ય–પ્રાંત વરાડ | ૮.૪૮ |
| મદ્રાસ | ૪.૯૧ |
| વાયવ્યપ્રાંત | ૧૧.૨૨ |
| પંજાબ | ૯.૧૮ |
| સંયુક્ત પ્રાંત | ૨.૫૧ |

વસ્તીના ૭૨ ટકાને આ નાનકડા ખાતા ઉપર ઉદરનિર્વાહ કરવો પડે છે. વસ્તીપત્રક લખનાર અમલદાર લખે છે: 'આમાંથી નથી ખેડુતની શક્તિનો પૂરો ઉપયોગ થતો, કે નથી જમીન પાસેથી પૂરતું મળી રહેતું.' બંગાળ પ્રાંતમાં વસ્તીગણત્રી કરનાર અમલદાર મિ. ટામસન લખે છે: "બંગાળ પ્રાંતમાં ખેતીમાં રોકાયેલા માણસો ૧,૧૦,૬૦,૬૨૯ છે. એટલે કે દરેકને ૨૧ એકર જમીન ખેડવાની મળે છે. ખેડૂત કેમ ગરીબ છે એ જાણવું હોય તો આ સ્થિતિમાંથી તેનો ખુલાસો મળી રહે છે. ૨૧ એકર ખેતીમાં માણસ વર્ષના થોડાઘણા દિવસ રોકાઇ રહે, બાકીના દિવસ તે કરે શું? ખેડૂત થોડા દિવસ ખૂબ મહેનત કરી ખેડ

કરે છે, બી વાવે છે, નીંદણ વગેરે કરે છે, પછી તેને ફસલ સુધી કામ હોતું નથી, ફસલ પછી થોડા દિવસ કામ રહે છે. બાકીના દહાડા બિચારો નકામો બેસી રહે છે.' એ જ લેખક બીજા દેશોના આંકડા આપે છે. ઘણા દેશોમાં ૧૭ અને ૨૫ એકર સુધીની સરાસરી ખેડ એક ખેડૂત કરે છે, અને 'જગતના બધા ઘઉં ઉત્પન્ન કરનારા દેશોમાં હિંદુસ્તાન કરતાં ઘણી મોટી સરાસરી છે.' સંયુક્ત પ્રાંતની વસ્તી ગણતરી કરનાર અમલદાર મિ. એડી લખે છે: 'ખેડૂતને થોડો વખત ભારે મહેનત કરવી પડે છે. . . . . અને બાકીનો વખત નકામા બેસી રહેવું પડે છે. આ બધો સમય આળસમાં જાય છે." મધ્યમ પ્રાંતનો અમલદાર મિ. હૂટન લખે છે: "વરસાદ પછી ખરીફ પાક થાય છે તે જ પાક મુખ્ય પાક છે, અને તે લણવામાં આવ્યા પછી આવતી વરસાદની મોસમ સુધી ખેડૂતને કશું કામ નથી હોતું." મિ. કૅલ્વર્ટ પોતાના પુસ્તકમાં પંજાબ વિષે લખે છે: 'પંજાબના ખેડૂતને બાર મહિનામાં સરાસરી ૧૫૦ દિવસથી વધારે કામ હોતું નથી.' પંજાબ પ્રાંત જ્યાં સરાસરી ખાતું ૯·૧૮ એકરનું છે, અને જ્યાં પવાયતની જમીન પુષ્કળ છે, (અને પવાયતની જમીન ઉપર ખેડૂતને ઘણું કામ રહે છે,) ત્યાં પણ જ્યારે આ દશા છે ત્યારે બીજા પ્રાંતોનું તો પૂછવું જ શું?

આમ જણાશે કે સરકારી અમલદારો પણ કબૂલ કરે છે કે ખેડૂત કાંઈ નહિ તો વર્ષમાં છ મહિના કામ વિનાનો રહે છે, અને ખેડૂતની કંગાળ સ્થિતિનું કારણ એ બેકારી છે. જ્યારે લેંકેશાયર (ઈંગ્લંડ) જ્યાં ખેડૂતદીઠ ખાતાનું પ્રમાણ ૨૧ એકરનું છે ત્યાં પણ ખેડૂતો કહે છે કે "ખરાબ ઋતુમાં અને શિયાળામાં અમારે ઘરમાં બેસી રહેવું પડે છે ત્યારે અમને કાંતવા જેવો ધંધો જે અસલ હતો તે હોય તો કેવું સારું? જ્યારે ઇટલી જ્યાં ઉદ્યોગહુન્નરની સ્થિતિ આપણા કરતાં તો ઘણી સારી છે ત્યાં "રેશમ ઉત્પન્ન થતું હોય તેવા દરેક જીલ્લાની ખેડૂત સ્ત્રીઓ આખો વખત કાંતવામાં આપે છે,' ત્યારે ૧૯૦૦×૧૫૦૦ વર્ગ માઇલના વિસ્તારવાળા ભરતખંડમાં તો ખેતીને લગતા વધારાના ધંધાની કેટલી જરૂર છે તે જણાવવાને વધુ દલીલની જરૂર ન હોય.

પણ આ વધારાનો ધંધો કયો હોવો જોઇએ એ વિષે ચર્ચા થઈ છે ખરી—જો કે એ ચર્ચા પણ જ્યારથી રેંટિયો દેશની આગળ મૂક-

વામાં આવ્યો ત્યારથી જ થવા લાગી છે એમ તો રેંટિયાના ટીકાકારો પણ કબૂલ કરશે. એ ટીકાકારોને ખેડૂતને કાંઈક વધારાનો ધંધો હોવો જોઈએ એ વિચારવાની ફરજ રેંટિયાએ પાડી, અને તેમણે વખતોવખત બીજા ધંધા સૂચવ્યા છે. તેમને વિનયપૂર્વક જણાવીએ કે રેંટિયો કાંઈ નવી શોધ નથી—જેવી કે ફોર્ડની મોટરકારની શોધ—કે જેનાં નીવડયે વખાણ કરાય. રેંટિયો તો, જેમ માતાથી વિખૂટા પડી ગયેલા બાળકને પોતાની માતા પાછી જડી આવે તેમ, જડી આવેલી વસ્તુ છે. બાળક એ ભરતખંડનાં અસંખ્ય સંતાનો છે, અને માતા એ સૈકાના સૈકા સુધી દેશને પ્રાણ આપનાર ધંધો છે, એમ રેંટિયો એ તો નીવડેલી વસ્તુ છે.

આટલી વાત સમજાય તો બધી વાત સમજાય, કોઈ બીજો ધંધો સૂચવવાની હિંમત ન કરે. ધંધા તો ઘણાયે છેસ્તો. ડેરીઓનો ધંધો શા સારુ ન કરો? ડેન્માર્ક ડેરીના ધંધાથી ન્યાલ થઈ ગયું. સન ૧૯૦૦ માં ડેન્માર્કે માખણ વગેરે દુધમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ ઈંગ્લંડ મોકલી ૧૨ કરોડ રૂપીઆ પેદા કર્યા અને ડુક્કરનું માંસ મોકલી ૪ા કરોડ રૂપીઆ મેળવ્યા. ડુક્કરનો ધંધો તો ડેરીના ધંધાની સાથે કરવો પડે, અને તેમ કરવામાં મોટો ફાયદો છે! પણ હિંદુસ્તાન ડેરીનો ધંધો કરે તો તેણે પોતાના કરતાં મોટો ખંડ પોતાનો માલ લેવાને માટે ઉત્પન્ન કરવો રહ્યો! તે ક્યાંથી કાઢે? અને હિંદુ અને મુસલમાનોના આ દેશને ડુક્કરનો ધંધો કરવાની તો કોઈ ભલામણ ન જ કરે. મરઘાંબતકાંના, મધમાખોના ધંધા પણ એ જ હિસાબે નાંખી દેવા જેવા છે. ત્યારે હિંદુસ્તાન કરે શું? હિંદુસ્તાને આયર્લન્ડની જેમ પોતાની ખેતી વધારવી અને સુધારવી, આજે હિંદુસ્તાનમાં જણ દીઠ એક એકર જમીન છે તેને બદલે વધારે ખેડાણ કરીને ઉત્પન્ન વધારવું, એવી સૂચના કેટલાક કરે છે. પણ તેઓ ભૂલે છે કે હિંદુસ્તાન આયર્લંડ નથી–આયર્લંડ તો સ્વતંત્ર દેશ છે, ત્યાં તો મોટું ભારે ખેતીવાડી ખાતું છે, તેની અનેક શાળાઓ અને પાઠશાળાઓ છે, ખેતીના સુધારાના જ્ઞાનની માહિતી અનેક અમલદારો મારફતે દરેક પરગણાંને તે ખાતું પહોંચાડે છે. હિંદુસ્તાનની પાસે એવું ખાતું નથી. હિંદુસ્તાન ઇજીપ્ત નથી જ્યાં કપાસના પાક ઉપર સરકાર જ નિયમન કરે અને કાયદો કરે કે ત્રીજા ભાગની જમીન ઉપરાંત કપાસ વાવવો નહિ. વારુ, ત્યારે કામ ન હોય ત્યારે મોજાં શા સારુ ન

ગૂંથે, નેતરનું કામ કેમ ન કરે, ટોપલા શા સારૂ ન બનાવે? પણ એ તમારાં મોજાં, ટોપલા અને નેતરનો સામાન કેટલો જોઇએ, દેશમાં માણસને એનો ખપ પડે? ત્યારે રેંટિયો? રેંટિયાની જે ઉત્પત્તિ વસ્ત્ર તે વિના માણસનું જીવન અશક્ય છે. આજે પણ સૂતરના બજારો બંગાળ અને મદ્રાસ પ્રાંતમાં ભરાય છે. પણ બંગાળી સિવિલિયન મિ. ટોમસન કહે છે, 'પણ બંગાળમાં જ્યાં શણ થાય છે ત્યાં મિલો કરી હોય તો!' એને બિચારાને કદાચ આશ્ચર્ય થયું હશે કે કપાસ ઉગાડનારા પ્રાંતના અમલદારોએ રૂના કાપડની મિલ કરવાની સૂચના કેમ નહિ કરી હોય? પણ ભલો માણસ ભીંત ભૂલ્યા છે. શણની મિલો આજે જેટલી છે તેમાં ૨ાા લાખ મજૂરો છે, તે મજૂરોને મજૂરી મળે છે પણ બદલામાં શણ ઉત્પન્ન કરનાર ચૂસાય છે અને કેટલાક યૂરોપીયન વેપારીઓના અઢળક ધનમાં વધારો થાય છે. આજે ૭૦ વર્ષ થયાં રૂની મિલનાં ભૂંગળાં ધૂમાડો કાઢે છે, તેમાં ૫૦ કરોડ નંખાયા છે, પરિણામે કેટલાનાં પેટ ભરાય છે? ખોબા જેટલા કારકૂનો અને અમલદારો અને ૩,૭૦,૦૦૦ મજૂરો એટલે કુટુંબો ગણીએ તો સ્ત્રી પુરુષ અને છોકરાં સાથે ૧૫ લાખ માણસો!

રેંટિયો ભલે બધાને કામ આપે. પણ તેમાંથી બે આના માંડ રોજના મળે તેમાં દળદર શેનું ફીટે?—એમ પૂછવામાં આવે છે. રેંટિયામાંથી પેટ ભરો એમ તો કહેવામાં આવતું નથી, બીજા ધંધા છોડી રેંટિયો ચલાવો એમ તો કોઈ કહેતું નથી. ત્યારે રેંટિયા ઉપર આ આળ શાને? એક કાંતનારને ૨૦ રૂપીઆ મિલમાં મળતા હોય, ત્રણ છોકરાં હોય એક સ્ત્રી હોય. એ જ માણસ પોતાની જુજ જાજ ખેતી કરે તો ખેતીમાંથી કાંઇક મેળવે અને સ્ત્રી, અને છોકરાં કાંતે તો આઠ દશ રૂપિયા સ્હેજે મેળવે, જ્યારે છોકરાં શહેરમાં, તો બાપ મિલમાં જાય ત્યારે રખડે છે! પણ લાંબી દલીલ શા સારૂ? દેશમાં જણ દીઠ કમાણી લઇએ. સ્વ. દાદાભાઈ નવરોજીએ એનો આંકડો કાઢ્યો ત્યારથી ઘણા એ માયામૃગની પાછળ પડ્યા છે પણ કોઇએ તેને પકડ્યું હોય એમ મનાતું નથી. દાદાભાઇએ તો ૨૬ રૂપિયા ગણેલા. પણ આપણે ત્યાં પંદર સોળ અર્થશાસ્ત્રીઓએ આ ધંધો કરી જોયો છે તેમાંથી કદી સાચો ન મનાય એવો મિ. ફિન્ડલે શિરાસનો મોટામાં મોટો આંકડો માની

લઇએ તોપણ રેંટિયામાંથી ઉત્પન્ન કેટલું થાય તે જોવા જેવું છે. મિ. શિરાસ કહે છે કે ૧૧૬ રૂપિયાની વાર્ષિક કમાણી જણ દીઠ છે. જો જણ દીઠ રેંટિયો રૂ. ૨૪ની કમાણી વધારી આપે તો તે શું ઓછી કમાણી કહેવાશે કે?

આમ જોશું કે રેંટિયામાં જે ગુણો છે તે બીજા એકે ઉદ્યોગમાં નથી. સંક્ષેપમાં તેને આમ ગણાવાય:

૧. એ સુસાધ્ય છે, તત્કાળસાધ્ય છે, કારણ:

(ક) એમાં કાંઈ મોટાં હથિયાર ઓજાર જોઇતાં નથી. રૂ ઘરનું અને ઓજાર પણ ઘરગથુ.

(ખ) એમાં ન જોઇએ ભારે બુદ્ધિ કે કુશળતા. અભણ અપ્પટ ખેડૂત પણ એ સ્હેજે કરી શકે એમ છે.

(ગ) એમાં ન જોઇએ ભારે મહેનત. સ્ત્રીઓ કાંતે, બાળકો કાંતે, ઘરડાં કાંતે, માંદાંયે કાંતે.

(ઘ) અને એ તો નીવડેલ છે.

૨. કાંતનારને ઘેર બેઠાં ધંધો મળે, હમેશ તેનું સૂતર ખપી શકે, અને ગરીબને ઘેર હમેશ એ પૈસા વધતા જાય.

૩. વર્ષાદનીયે એને ગરજ નથી, સુકવણામાં એ ભૂખ્યાનો બેલી થઇ પડે છે.

૪. એમાં નથી કોઈ ધર્મનો વાંધો, કે નથી લોકોને ન રૂચે એવો એ ધંધો.

૫. ઘર બેઠાં માણસને કામ મળે છે, એટલે મિલોના મજૂરોને ખેતી અને ઘર છોડીને ભાગવું પડે છે અને તેનું કુટુંબ છિન્નભિન્ન થાય છે; તે ભય આમાં નથી.

૬. એટલે હિંદુસ્તાનની ગ્રામ્યપંચાયતો જે આજે મૃતપ્રાય થઈ છે તેના ઉદ્ધારની આશા એમાં રહેલી છે.

૭. જેમ ખેડૂતને તેમ વણકરને એના વિના ચાલે એમ નથી. જે વણકરો આજે હિંદુસ્તાનની ખપતના ત્રીજા ભાગ જેટલું કાપડ વણે છે તે વણકરો એક દિવસ રેંટિયા વિના રખડી પડવાના છે.

૮. એનો પુનરુદ્ધાર થયો એટલે હજાર ધંધાનો ઉદ્ધાર થશે. સુતાર, લુહાર, પીંજારા, રંગારા—સૌમાં પાછા પ્રાણ આવશે.

૯. એ જ વસ્તુ એવી છે કે જેથી ધનની અસમાન વિભાગણીમાં સમાનતા આવી શકશે.

૧૦. એથી જ બેકારી જશે. ખેડૂતને ખાલી વખતમાં કામ મળશે એટલું જ નહિ પણ આજે ભણેલાનાં ટોળેટોળાં કામ વગર ભટકે છે તેમને પણ પૂરતું કામ મળી રહેશે. એ ધંધાના પુનરુદ્ધારનું કામ એવડું મોટું છે કે વ્યવસ્થા અને પ્રચાલનને માટે હજારો ભણેલાઓ ખપમાં આવી શકે.

## થયેલું કાર્ય

ગયા પ્રકરણમાં રેંટિયાના જે લાભ ગણાવ્યા તે કેટલે અંશે સધાયા છે એનો વિચાર આ પ્રકરણમાં કરીશું. આને સારુ તો ૧૯૨૦ માં રેંટિયાની હીલચાલ શરૂ થઇ ત્યારથી એનો ઇતિહાસ આપવો પડે, પણ એમાં આપણે નહિ ઊતરીએ. માત્ર નીચેના મુખ્ય મુખ્ય મુદ્દાઓ જોઇ લઇશું.

૧. તંત્ર

૨. કાર્ય

૩. વ્યક્તિગત દાખલાઓમાં અને દુષ્કાળનાં ક્ષેત્રોમાં રેંટિયાએ શું કર્યું છે?

**૧ તંત્ર**—શરૂઆતના છૂટાછવાયા પ્રયાસોને બદલે આજે આપણી પાસે એક વ્યવસ્થિત તંત્ર છે. દરેક પ્રાંતમાં એની શાખાઓ છે. પંદરેક લાખની એની પાસે મૂડી છે. તે માલ ભેગો કરે છે અને નાણાં ધીરે છે. જુદાજુદા પ્રાંતોના ખાદીના પેદાશ અને વેચાણના આંકડા, તેમજ બીજી બધી અગત્યની હકીકતો ભેગી કરીને મહિને મહિને પ્રસિદ્ધ કરે છે. રેંટિયા, પીંજણ અને હાથચરખાની સુધારણાના પ્રયોગો કરે છે અને એ વસ્તુઓને લોકપ્રિય બનાવે છે. સ્વેચ્છાએ કાંતનારાઓ પાસેથી સૂતર લે છે, ચોકસાઇથી તેનો કસ કાઢે છે, અને ખાદી પેદા કરનારાં જુદાં-

જુદાં મથકોને સૂતર અને કાપડ સુધારવાની બાબતમાં બને એટલી સૂચનાઓ આપે છે. કપાસ વીણવાથી માંડીને ઠેઠ વણાટ અને રંગાટની તથા ખાદીને બજાર માટે તૈયાર કરવા સુધીની બધી ક્રિયાઓનું શિક્ષણ આપે છે. અને ખાદી સેવકગણની વ્યવસ્થા કરી રહ્યું છે.

૨ કાર્ય—અખિલ ભારત ચરખા સંઘના કાર્યના આટલા વિભાગ કરી શકાય:

(क) પેદાશ અને વેચાણ: પેદા કરેલી ખાદીને ફેરી અને પ્રદર્શનો વડે વેચવી.

(ख) સૂતર અને ખાદીના જાતમાં સુધારો.

(ग) પડતર અને વેચાણ કિંમતમાં ઘટાડો.

(घ) પેદાશના આંકડાઓમાં ચરખા સંઘની દેખરેખ નીચે થતી પેદાશનો જ સમાવેશ થાય છે. આસામ, રજપુતાના, પંજાબ અને આંધ્રના ભાગોમાં પરંપરાથી ચાલતી આવેલી અને રેંટિયાની હીલચાલથી સ્વતંત્ર રીતે થતી પેદાશનો સમાવેશ એમાં નથી થતો.

૧૯૨૩–૨૪ની સાલનો ખાદીની પેદાશનો આંકડો રૂ. ૯,૪૯,૩૪૮ નો છે; ૧૯૨૪–૨૫ માં કુલ રૂ. ૧૯,૦૩,૦૩૪ ની ખાદી પેદા થઇ. એટલે કે આગલા વરસ કરતાં બમણીથી યે વધારે થઇ. વેચાણના આંકડા આપવાની પણ જરૂર છે, કારણ પેદા થતી લગભગ એકેએક વાર ખાદી વેચાઇ જતી હોવાથી વેચાણના આંકડામાં પેદાશના આંકડા મળી રહે છે. રૂ. ૧૯,૦૩,૦૩૪ ની ખાદી એટલે ૩૮,૦૬,૦૬૮ વાર ખાદી. વારની સરાસરી કિંમત ૮ આના ગણી છે.) એટલે કે લગભગ ૧૫,૨૨,૪૨૭૨ રતલ સૂતર. એક વણકર રોજની સરેરાશ ૫ વાર ખાદી વણે (શરૂઆતમાં થોડો વખત હાથે કાંતેલું સૂતર નબળું હોય તેથી) અને વરસમાં ૩૦૦ દિવસ કામ કરે એમ ગણીએ તો ૩૮,૦૬,૦૬૮ વાર ખાદીની પેદાશ એટલે આશરે ૨૫૩૭ વણકર કુટુંબોની મહેનત થાય. હવે એક કાંતનારની સરેરાશ વાર્ષિક પેદાશ ૨૫ શેર સૂતરની ગણીએ (ત્રણ કલાક કાંતે અને એક કલાક લોઢવામાં અને પીંજવામાં આપે) તો ૧૫,૫૨,૪૨૭·૨ શેર સૂતર એટલે લગભગ ૬૦,૮૯૭ કાંતનારની મહેનત થઇ. જે કરોડોને આપણે કામ શોધી આપવાનું છે તેના પ્રમાણમાં આ

સંખ્યા તો કાંઇ જ નથી, પણ એટલું યાદ રાખવું જોઇએ કે આ તો માત્ર પાંચ વરસના પ્રયત્નનું, અથવા બે જ વરસના એકાગ્ર પ્રયત્નનું ફળ છે.

પણ આ તો ૧૯૨૪–૨૫ના આંકડા થયા. ચાલુ વરસે આગલા વરસ કરતાં ઘણો વધારો થયો છે, એ નીચે આપેલા ત્રણ મુખ્ય મથકોના કામના તે તે વરસના આંકડા પરથી જણાશે.

**તામીલ પ્રાંત—મદ્રાસ**

(અકટોબરથી ફેબ્રુઆરી)

| | ૧૯૨૩–૨૪ | ૧૯૨૪–૨૫ | ૧૯૨૫–૨૬ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| પેદાશ | ૧,૮૪,૦૦૦ | ૧,૯૬,૦૦૦ | ૪,૧૦,૦૦૦ |
| વેચાણ | ૧,૪૧,૦૦૦ | ૨,૧૫,૦૦૦ | ૩,૪૦,૦૦૦ |

**ખાદી પ્રતિષ્ઠાન**

| | ૬ માસ જુલાઇ–ડિસેં. ’૨૪ | ૪ માસ જાન્યુ–એપ્રિલ ’૨૫ | ૬ માસ જુલાઇ–ડિસેં. ’૨૫ | ૪ માસ જાન્યુ–એપ્રિલ ’૨૬ |
|---|---|---|---|---|
| પેદાશ | ૩૦,૦૦૦ | ૩૦,૦૦૦ | ૧,૮૦,૦૦૦ | ૯૦,૦૦૦ |
| વેચાણ | ૧૦,૦૦૦ | ૪૦,૦૦૦ | ૩૦,૦૦૦ | ૯૦,૦૦૦ |

**કોમીલા–અભય આશ્રમ**

| | ૧૯૨૪ | ૧૯૨૫ |
|---|---|---|
| પેદાશ | ૨૧,૦૧૩ | ૮૦,૦૦૦ |
| વેચાણ | ૨૧,૮૨૨ | ૭૪,૬૨૦ |

**પંજાબ**

| | ૧૯૨૪–૨૫ | ૧૯૨૫–૨૬ |
|---|---|---|
| પેદાશ | ૨૩,૬૬૪ | ૫૧,૪૩૭ |
| વેચાણ | ૨૯,૫૫૧ | ૪૫,૦૬૦ |

છેલ્લા બે ત્રણ મહિનાથી દર પખવાડિયે ‘નવજીવન’માં ખાદીના જે આંકડા પ્રસિદ્ધ થાય છે તેના પરથી રેંટિયાએ શું કામ કર્યું છે તે દીવા જેવું જણાઇ આવે છે. ફક્ત મહત્ત્વનાં મથકો જ લઇએ તો,

ખાદી પ્રતિષ્ઠાન ( બંગાળ ) ૧૦,૦૦૦ કાંતનારને અને ૭૫૦ વણકરોને નિયમિત કામ આપે છે અને કુટીબંધ ગામડાંઓની સેવા કરે છે. તીરૂ-ચેંગડી ( તામીલ પ્રાંત )નો આશ્રમ ૨,૨૪૧ કાંતનારને તથા આશરે ૧૫૦ વણકરને કામ આપે છે અને ૧૧૫ ગામડાંની સેવા કરે છે. કાઠિયાવાડનાં ખાદી કાર્યાલયો ૨,૩૧૩ કાંતનાર તથા ૧૨૦ વણકરોને રોકે છે અને ૧૨૧ ગામડાંને પહોંચી વળે છે. કોમીલાનો અભય આશ્રમ ૧૦,૦૦૦ કાંતનાર, ૧૫૦ વણકર અને આશરે ૨૦ ગામડાંના સમૂહોની સેવા કરે છે. બિહાર અને આંધ્રના આંકડા હજુ મળ્યા નથી. પણ ચરખા સંઘની બિહારની શાખાએ તથા મલખાચક ગાંધી કુટીરે કાંત-નારાઓમાં આશરે રૂ. ૬૦,૦૦૦ વહેંચ્યા એ ઉપરથી કાંતનારાઓની સંખ્યાની કલ્પના થઇ શકશે. અને આંધ્રમાં ગંતુર જિલ્લાના એકલા અનગોળ તાલુકામાં જ ૧૯૨૫ માં ૯,૯૦૦ કાંતનારા હતા, જેઓએ પોતાના નવરાશના વખતમાં કામ કરીને રોજના સરેરાશ બે આના મજૂરી મેળવી હતી.

(ख) સૂતર અને કાપડની જાતમાં સુધારો અને (ग) પડતર તથા વેચાણ કિંમતમાં ઘટાડો–એ બેનો વિચાર ભેગો કરીશું.

પાંચ વરસ પહેલાં ઊંચા આંકનું સૂતર ભાગ્યે જ મળી આવતું ત્યારે હવે એકલું આંધ્ર જ નહિ પણ બિહાર અને બંગાળ બંને એવું સૂતર પેદા કરે છે. સાધારણ સૂતરની જાતનું દિવસે દિવસે એક ધોરણ નક્કી થતું જાય છે—ગુજરાત સિવાય બીજે બધે સાધારણ રીતે ૧૫ થી ૨૦ આંકનું જ સૂતર કંતાય છે. સૂતરને સર્વાંશે સંપૂર્ણ હજુ બનાવી શકાયું નથી, છતાં ખામીવાળા સૂતરમાં સુધારો થતાં વાર લાગવાની નથી. સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાં દસ અઠવાડિયાંના એકાગ્ર પ્રયત્નને પરિણામે ઝપાટાભેર થયેલો સુધારો એ એનો પૂરાવો છે. પહેલે અઠવા-ડિયે ફક્ત ૩૬ કાંતનારાંઓએ ચાલી શકે એવું ૫૦ ટકા ઉપરના કસનું સૂતર કાંત્યું; ૭૦ ટકા ઉપરનું કાંતનારાં તો એમાંનાં ત્રણ જ હતાં. ચોથે અઠવાડિયે ૬૪ જણાંનો કસ ૫૦ ટકા ઉપરાંત આવ્યો; એમાંનાં ૨૩ નો ૬૦ ટકા ઉપરાંત, ૨ નો ૭૦ ટકા ઉપરાંત અને ૧ નો ૮૦ ટકા ઉપરાંત હતો. નવમે અઠવાડિયે ૧૦૪ જણે ( ૧૧૧ કાંતનારમાંથી ) ૫૦ ટકા ઉપરાંત કસ મેળવ્યો; એમાંનાં ૩૦ નો ૬૦ ટકા ઉપરાંત, ૨૯ નો ૭૦

ટકા ઉપરાંત, ૧૭નો ૮૦ ટકા ઉપરાંત, ૪નો ૯૦ ટકા ઉપરાંત અને ૨ નો ૧૦૦ ટકા ઉપરાંત હતો. ધ્યાનમાં રાખવા જેવું તો એ છે કે એવા ૨૦ આંકના સૂતરનો કસ કેલિકો મિલ (અમદાવાદ)નો ૯૦ ટકા હતો, શાહપુર મિલ (અમદાવાદ)નો ૮૫ ટકા હતો, અને કમર્સ્યલ મિલનો ૬૯ ટકા હતો. અને આ કાંઇ એક જ દાખલો નથી. બધાં ખાદી કાર્યાલયો હવે પોતે જે સૂતર કંતાવે છે તેનો કસ તપાસવા લાગ્યાં છે અને અમુક કસથી ઊતરતું સૂતર ન લેવાનો ઠરાવ થયો છે એમ કહી શકાય.

હવે ભાવો લઇએ. ખાદી એવી ચીજ છે કે એમાં ઘણાં કામ એક માણસ કરતો થાય તેમ ભાવ ઘટાડી શકાય, જેમ મિલોમાં કામની વહેંચણી જ સફળતાનું કેન્દ્ર છે. ગુજરાતમાં લોઢવાનું અને કાંતવાનું જુદાં જુદાં માણસો કરે છે ત્યાં શેર સૂતરની કિંમત ૯ આ. ૪॥ પાઇ પડી, તો તિરૂપુર જ્યાં કાંતનાર પોતાનું રૂ પીંજી પૂણી બનાવી લે છે ત્યાં એવા જ સૂતરની ૬ આ. ૧૦॥ પાઇ કિંમત પડે છે, અને બંગાળાના કેટલાક ભાગોમાં અને બિહારમાં લોઢવાનું, પીંજવાનું પૂણી બનાવવાનું કાંતનાર જ કરી લે ત્યાં એ જ સૂતરની કિંમત ૫॥ આના થાય છે.

આ દિશામાં પ્રયાણ કરવાને પરિણામે લગભગ દરેક પ્રાંતમાં ભાવ ઘટતા જ થતા આવ્યા છે, આંધ્ર, તામિલનાડ, અને પંજાબની ખાદીના ભાવમાં ૭ વર્ષના કરતાં આજે ૫૦ ટકા ઘટાડો છે અને ૧૯૨૨ ના કરતાં ૨૫ ટકા ઘટાડો છે. બંગાળમાં પણ ખૂબ ઘટાડા થયા છે. અભય આશ્રમ કુમિલ્લાએ ૮×૪૪ નાં ધોતિયાંની કિંમત '૨૧ માં રૂ. ૭–૮–૦ પડતી, ૨૨ માં રૂ. રૂ. ૬–૦–૦ પડતી અને '૨૫ માં ૫ રૂપિયા પડતી તેને ઘટાડીને જાનેવારી '૨૬ માં રૂા. ૩–૧૨–૦ કરી હતી—એટલે સુધી કે બંગલક્ષ્મી કોટન મિલ્સના કરતાં ઓછે ભાવે ધોતીઆં વેચવાની તે આશા રાખે છે. આ ભાવના ઘટાડામાં રૂના ભાવ છેલ્લાં બે ત્રણ વર્ષમાં ઘટતા ગયા છે તે પણ કારણ છે, છતાં આજે પાંચ વર્ષ ઉપર જે કપડું જે ભાવે મળતું હતું તેના કરતાં બમણું સારૂં કપડું લગભગ અર્ધે ભાવે મળે છે એ તો ચોક્કસ વાત છે.

જ્યારે કાંતનાર પોતાનું પીંજવા વગેરેનું કામ બધું જાતે કરી લેવા ઉપરાંત પોતાનું રૂ ઉગાડતો થઈ જાય છે અથવા પોતાનું રૂ સંઘ-

રતો થઇ જાય છે ત્યારે ખાદી વળી વધારે સસ્તી થાય છે. કાઠિયાવાડમાં ગયે વર્ષે સેંકડો ખેડૂતોએ પોતાનું રૂ સંઘર્યું હતું. આજે તો ઘણેખરે ઠેકાણે રૂનો દલાલ આવી ઊભા પાક ખરીદી લે છે, એટલે સારૂં રૂ સંઘરવાનું ખેડૂતને બની શકતું નથી, બલ્કે સારામાં સારૂં રૂ એમ ચાલ્યું જાય છે અને ખરાબ રૂ જ થોડુંઘણું કાંતનાર પાસે પડ્યું રહે છે તેમાંથી સૂતર શી રીતે ઉત્તમ થાય? જ્યારે ખેડૂત પોતાનું હિત સમજતો થશે ત્યારે તે રૂ પોતાનું સંઘરવા માંડશે, અને ઘેર બેઠો ઉત્તમ પૂણી અને સૂતર ઉત્પન્ન કરશે.

૩. રેંટિયાએ અમુક વ્યકિતઓનું અને દુકાળવાળા પ્રદેશોમાં કરેલું હિત.

૧. રેંટિયાએ કેટલાંયે જીવનમાં તો જીવનપલટો અને હૃદયપલટો કર્યો છે, પણ અહીં આર્થિક દૃષ્ટિથી જ વિચાર થતો હોવાને લીધે એવા પલટાની વાત જવા દઇએ પણ રેંટિયાને પરિણામે દારૂની બદી જવા લાગી છે અને ખેડૂત કરજમાંથી મુક્ત થવા લાગ્યા છે એ તો રેંટિયાના આર્થિક પરિણામોમાં જ ગણાવવા જોઇએના? ગુજરાતના કાળીપરજ પ્રદેશોમાં આ વસ્તુ મોટા પ્રમાણમાં દેખાય છે. 'નવજીવન'માં આની હકીકત ઘણીવાર આવી ગઇ છે. થોડા વખત ઉપર ત્યાંના એક મથકના કામનો હેવાલ આપતાં જણાવવામાં આવ્યું હતું કે ૯ થી ૩૪ એકર જેટલી જમીન ખેડતાં ૨૬ કુટુંબોએ પોતાના ખેતીના કામમાંથી ૨૦ થી ૬૦ રતલ સૂતર કાંતવા જેટલો સમય બચાવ્યો હતો, અને સૌએ પોતાના જીવનમાં ભારે સુધારો કર્યો છે.

૨. દુષ્કાળના પ્રદેશોમાં રેંટિયાને કેવા સંજોગોમાં ઉપયોગમાં લેવામાં આવ્યો એ બતાવતાં તો લંબાણ થાય. દુકાળ તો રેંટિયા હતા ત્યારે પણ પડતા એમ કદાચ કોઇ કહેશે. હા; પડતા, પણ ૧૮૬૪ થી જેટલા ઉપરાઉપરી દુકાળ પડ્યા છે તેટલા ભાગ્યે જ અગાઉ કોઇવાર પડ્યા હશે. અને ૧૭૭૦ માં જે ભયંકર દુકાળ પડ્યો હતો તે કેવળ દુકાળ નહિ પણ ઈશ્વરી પ્રકોપ હતો. પણ ત્યારપછી ઘણાં વર્ષો સુધી દુકાળ નથી પડ્યો. ૧૮૬૪ પછી કમિશન ઉપર કમિશન નીમાયાં છે તેમણે સૌએ દુકાળીઆઓને સરકારી મદદ આપવાની અનેક મુશ્કેલીઓ બતાવી છે. જેને સરકારી મદદ લેવાની ટેવ નથી તે તેવી મદદ લેવાને નારાજ

હોય છે; જેને ટેવ હોય છે તે શક્તિ છતાં એવી મદદ માગવા આતુર હોય છે; વળી ઘરબાર છોડીને સરકારી કામ ઉપર બહાર જવું પડે છે તેમાં કુટુંબની જે દુર્દશા થાય છે, અને રખડતાં રઝળતાં જે અધોગતિ થાય છે તેની તો વાત જ શી કરવી ! સર એડવર્ડ કેર્ડ કરીને એક કુશળ અમલદારે કહ્યું છે: 'આવા પ્રસંગે વ્યવસ્થા જાળવવા માટે ચાલુ ગ્રામ્યસંગઠન જાળવી રાખવા સિવાય બીજો ઉપાય નથી.' અને એ જાળવવાનો રેંટિયા સિવાય બીજો ઉપાય કયો છે? દુકાળીઆઓને મદદ કરવી એટલે તેને દાન દેવું એ નહિ, તેમનું કૌટુંબિક જીવન છિન્નભિન્ન કરવું એમ નહિ, પણ તેમને ઘેર રાખવાનું સાધન ઉત્પન્ન કરી આપવું એ છે. એવું તુરત એ પૈસા ઉત્પન્ન કરી શકે તેવું સાધન રેંટિયા સિવાય બીજું કયું હોય? એ ભૂખે મરતાં પણ કરી શકે, ઘરડાં અને નબળાં પણ કરી શકે, બચ્ચાં પણ કરી શકે, દિવસે યે થાય અને રાત્રે દીવાએ બેસીને યે થાય. કાઠિયાવાડમાં ગયે વર્ષે કેટલીયે બહેનોએ શેરના બે ત્રણ આના આમાંથી પેદા કર્યા છે.

ડા. રાયે ભાત ખંડાવવાના અને બીજા ઘણા અખતરા પશ્ચિમ બંગાળના દુષ્કાળપીડિત ભાગોમાં ૧૯૨૩–૨૪ માં કરી જોયા પણ તે નિષ્ફળ નીવડ્યા. આખરે તેમને રેંટિયો સૂઝ્યો, અને સફળ નીવડ્યો. તક્ષોરા, ચંપાપુર, દુર્ગાપુર અને તિલકપુરમાં કાંતણ અને પીંજણની મજૂરી તરીકે ૩૮૦૦૦ રૂપિયા વહેંચવામાં આવ્યા હતા. પણ એમાં તો કશું આશ્ચર્ય નથી. આશ્ચર્ય તો એ છે કે એ પ્રયોગને લીધે રેંટિયાએ એ પ્રદેશોમાં ઘર કર્યું છે, સૌ રેંટિયો ચલાવી પોતાની ટૂંકી કમાણીમાં વધારો કરે છે, અને ભવિષ્યમાં દુકાળની સામે ટક્કર ઝીલવાને લાયક થાય છે.

આમ રેંટિયો છ વર્ષની પ્રવૃત્તિને પરિણામે ઠીક ઠીક કામ કરી રહ્યો છે. તે કેટલું કરી શકે એનો વિચાર કરતાં 'મિલની સામે તે કેમ ટકશે' એ વારંવાર ઉઠાવવામાં આવતા સવાલનો વિચાર કરવો જોઇએ.

## મિલના કાપડની હરિફાઇ

ખાદીના ભાવીની મોટી મોટી વાતો કરીએ છીએ, પણ મિલના કાપડ સામે એ ન ટકી શકે એ વાત ભૂલવામાં આવે છે, એમ કોઇ

કહેશે. એટલે એ હરિફાઇનો પ્રશ્ન વિચારીએ. એનો બે રીતે વિચાર થાય: એવી હરિફાઇ હોઇ શકે અથવા હોવી જોઇએ ખરી? અને જો હોય તો તે કેટલે અંશે છે?

પહેલી વાતનો વિચાર કરીએ. હરિફાઇ સરખે સરખા વચ્ચે હોય, બે મિલો વચ્ચે હોય, પરદેશી અને દેશી મિલો વચ્ચે, વરાળથી ચાલતી અને વિજળીથી ચાલતી મિલ વચ્ચે હોય, પણ જે દેશના દરેક ઘરનો ઉદ્યોગ છે તેની વચ્ચે અને ખોબા જેટલાં માણસો વડે અને પરદેશી સંચાઓથી ચાલતા ઉદ્યોગ વચ્ચે શી રીતે હરિફાઇ હોઈ શકે? આપણે જોઇ ગયા કે ૫૦ કરોડની થાપણ રોકીને દેશી મિલવાળા ૩ લાખ ૭૦ હજાર મજૂરોને કામ આપે છે, અથવા કહો કે ૧૫ લાખ માણસોને રોટી આપે છે. હવે એમ માનો કે એ ઉદ્યોગ વધીને દેશનું બધું કાપડ ઉત્પન્ન કરવા જેટલો મોટો થાય તોપણ તે કેટલાં માણસને રોકી શકશે? આજે આપણે ૪૬૬·૧ કરોડ વાર કપડું વાપરીએ છીએ, જેમાં ૧૭૮·૯ કરોડ દેશી મિલોનું+૧૭૬·૯ વિલાયતી મિલોનું+૧૧૦·૩ કરોડ હાથસાળના કાપડનો સમાવેશ થઈ જાય છે. આ ૪૬૬·૧ કરોડ વાર કાપડને માટે ૧૧૬·૫ કરોડ રતલ સૂતર જોઇએ. હવે ૧૯૨૨–૨૩ માં ૭૦·૫ કરોડ રતલ સૂતર ઉત્પન્ન કરવાને માટે અને તેને વણવાને દેશી મિલોને ૩ લાખ ૭૦ હજાર મજૂરોની જરૂર પડી હતી. તો ૧૧૬·૫ કરોડ રતલ કાપડને માટે એ હિસાબે બહુ બહુ તો ૭ લાખ મજૂરોની જરૂર પડે, એટલે બહુ બહુ તો ૨૫ લાખ માણસોની એ મિલો ભૂખ ભાંગી શકે. અને આટલા માણસોની ભૂખ ભાંગી શકે તે પણ કેવડા ભોગે? એ લોકો ખેતી કરતા અટકે છે, એટલે ખેતીને એટલા મજૂરી કરનારાનો તોટો પડે છે, તેમને પોતાની ખેતી અને ઘરબાર છોડીને નીકળવું પડે છે, શહેરી જીવનના સડામાં પડવું પડે છે, અને તેમને ઘરધંધા જેવી વસ્તુ રહેતી નથી. આમ મિલનો ઉદ્યોગ અને રેંટિયાનો ગૃહઉદ્યોગ એ બંને સમાન નથી, પણ અસમાન છે.

હવે ઉપર જણાવ્યા પ્રમાણે ૪૬૬·૧ કરોડ વાર કાપડ ઉત્પન્ન કરવા માટે કેટલા માણસો આપણો ગૃહઉદ્યોગ રોકી શકે એનો હિસાબ કરીએ. ૧૧૬·૫ કરોડ રતલ સૂતર માટે દર વર્ષે ૨૫ રતલ સૂતર ઉત્પન્ન કરનારા ૪ કરોડ ૬૬ લાખ રેંટિયા જોઇએ. આ રેંટિયા બે ત્રણ કલાક

ચાલે અને કાંતનારાને બીજું જે કામ કરવું હોય તે કરે. પણ એ ઉદ્યોગ આટલા માણસોને વધારાનો ગૃહઉદ્યોગ આપે છે એટલું જ નહિ પણ સાથે સાથે હજારો પીંજનારા, પવાયત કરનારા, રંગારા, સુતાર, લુહાર અને શિક્ષિત વ્યવસ્થાપકોને કામ આપશે, અને ૬૧ લાખ વણકર કુટુંબોને એટલે લગભગ દોઢ કરોડ જેટલાં માણસોને, ધંધો રોજગાર આપશે. આ બધાનો આંકડો આપણે આઠ કરોડ જેટલો લઈએ તો તે ખેડૂતોની વસ્તીના અર્ધા જેટલો થવા જાય છે. (તે આ પ્રમાણે: આપણે ત્યાં કુલ ૨૨·૪ કરોડ ખેડુત વસ્તી છે. એ વસ્તીમાં ૧૦ વર્ષથી ઓછી ઉમરનાં બાળકો ૬ કરોડ જેટલાં છે, એટલે ૧૦ વર્ષની ઉમર ઉપરનાં બાળકો અને મોટાંઓ ૧૬ કરોડ થયાં.

મિલોને માટે ઓછામાં ઓછી ૪૦–૫૦ કરોડની મૂડી રોકી રાખવી જોઇએ, ત્યારે રેંટિયાને માટે ભારે મૂડી રોકવાની જરૂર નથી. જ્યાં રૂ નથી ઉગતું ત્યાં રૂ સંઘરવાને માટે થોડી મૂડી જોઇએ, અને પેટપૂરતી રોજી લેનારા વ્યવસ્થાપકોને માટે થોડા પૈસા જોઇએ. રેંટિયા અને સાળ માટે તો ભાગ્યે જ કશું જોઇએ. લાખો રેંટિયા દેશમાં પડ્યા છે. વધારે જોઇએ તે ૨॥–૩ રૂપિયાના ગમે તેટલા કરાવી લેવાય સાળમાં તો વધારે રોકવાની ભાગ્યે જ જરૂર પડે. દેશી હાથસાળની સંખ્યાની ગણત્રી બરોબર મળતી નથી. પણ ૧૯૨૧ના વસ્તીપત્રકમાં વાયવ્ય પ્રાંત, મુંબઈ પ્રાંત, મધ્ય પ્રાંત અને મ્હૈસૂરની સાળો ન ગણતાં પણ લગભગ ૨૦ લાખ સાળો તો આજે મોજૂદ છે. એટલે ખરી સંખ્યા ૩૦ લાખ સાળની ગણીએ તોપણ એટલી સાળોએ બધું કપડું વણાઈ રહે.

આ ઉદ્યોગ પગભર થયો છે એ તો આપણે પહેલાં જોઈ ગયા. લોકો એ ઉદ્યોગને જવાબ આપી રહ્યા છે તે પણ જોયું, અને લોકોની જરૂરિયાત પ્રમાણે કાપડની જાતમાં અને સસ્તાપણામાં પણ પ્રગતિ ચાલી રહી છે. એ ઉદ્યોગને જીવનદાયી ન કહીએ તો કોને કહીશું? જે ઉદ્યોગ પ્રજાજીવન ઉપર ઘડાયલો છે તે જ ઉદ્યોગ જીવનદાયી ગૃહ-ઉદ્યોગ કહેવાય, અને એવા ઉદ્યોગ ઉપર નભતી પ્રજા જ ટકી શકે છે. એ ઉદ્યોગમાંથી જે ધન પેદા થાય છે તે ધન સાચું અને સરખી રીતે વહેંચાયલું ધન હશે. રસ્કિન કહે છે તેમ તે ધન “કોઈ લૂંટારાએ

હજારોને ચૂસીને એકઠથુ ભેગું કરેલું ધન ન હશે; માલથી ભરેલાં વહાણુના કાફલાને કોઇ અજાણ્યે કિનારે દોરી જઇ, તે વહાણુને ભાંગી થોડાં માણેકમોતી બતાવી ઠગવા માગતા ચાંચીઆનું ધન ન હશે.''

આ ઉદ્યોગને સરકાર ન નભાવે તો કયા ઉદ્યોગને નભાવશે? સરકાર ટપાલખાતું નથી નભાવતી? કોઈની મજાલ છે કે ટીકીટ, પોસ્ટ કાર્ડ, કવરો પોતે છપાવીને વેચી શકે? ઘણા દેશોમાં શાકભાજી વગેરે વેચવાના એકહથા હક મ્યુનિસિપાલિટીને હોય છે. આ સરકાર પ્રજાનું હિત ઇચ્છે તો આ જીવનદાયી ઉદ્યોગને પોતાનો કરી લે, અને ગયા સૈકાની શરૂઆતમાં એ ઉદ્યોગનો નાશ કરીને તેના પૂર્વજોએ કરેલા પાપનું પ્રાયશ્ચિત કરે.

પણ ધારો કે સરકાર એ ઉદ્યોગને માટે કશું જ ન કરે, અને એ ઉદ્યોગને કહેવાતી અનિયંત્રિત વ્યાપારનીતિ આગળ પરદેશી અને દેશી મિલોની હરિફાઈ સામે ઝૂઝવું પડે, તો ખાદીને કેટલી હરિફાઇ ખમવી પડે છે એ તપાસીએ. એક રતલ કાપડ ઉત્પન્ન કરતાં મિલોને કેટલો ખર્ચ થાય છે, અને રેંટિયા અને હાથસાળને કેટલો ખર્ચ થાય છે તે સરખાવી જોવાથી આ સમજાશે

| **મિલનું એક રતલ કપડું બનાવવાનું ખર્ચ** | પાઇ | **એક રતલ ખાદી બનાવવાનું ખર્ચ** | |
|---|---|---|---|
| કોલસા | ૧૦·૦૯ | પીંજમણ | ૦—૧—૦ |
| સ્ટોર | ૧૪·૪૬ | કંતામણ | ૦—૩—૦ |
| મજૂરી | ૨૯·૬૯ | વણામણ | ૦—૭—૬ |
| ઑફિસ અને દેખરેખ ખર્ચ | ૩·૪૧ | વસ્તુઓના ઉપર ઘટ | ૦—૦—૬ |
| આગનો વીમો | ૧·૬૭ | | |
| મ્યુનિસિપલ અને બીજા કરો | ૧·૫૭ | | |
| વ્યાજ | ૫·૬૬ | | |
| કપડાં ઉપર કમિશન | ૪·૬૦ | | |
| એજંટનું કમિશન | ૦·૮૩ | | |
| ઈન્કમટૅક્સ અને સુપરટૅક્સ | ૧·૯૪ | | |
| | ૮૩·૯૨=૭ આના | | ૦—૧૨—૦ |

તફાવતઃ ૫ આના એટલે વારે ૨ આના

આ ઉપરથી જણાશે કે મિલને કરવો પડતો ખાસ ખર્ચ આપણને ચાર આના જેટલો બચે છે છતાં વણાટ અને કંતામણ વગેરેની મજૂરી ઉપર ૬ આના આપણને વધારે આપવા પડે છે. એટલે જે માણસ કેવળ ખાદી જ પહેરે છે, અને કાંતતો નથી તે માણસને દર વારે લગભગ બે આના જેટલી વધારે કિંમત આપવી પડે છે. પણ ખાદી પહેરનાર પીંજતો અને કાંતતો થઇ જાય છે કે તરત જ પેલા છ આનામાંથી ૪ આના બચે છે, અને પછી ખાદી અને મિલના કપડાંની કિંમતમાં વારે જૂજ જેટલો જ તફાવત રહે છે. પણ જ્યારે ખાદી પહેરનાર પીંજતો કાંતતો હોય છે એટલું જ નહિ પણ પોતાનું રૂ પોતે જ રાખી લે છે ત્યારે વળી ખાદી સસ્તી થાય છે. ઘણે ઠેકાણે આ પ્રમાણે આ વર્ષ ખાદી સંઘરવામાં આવી હતી. આવા લોકો પોતે જ પીંજે અને કાંતે તો તેમને ખાદી મિલના કરતાં સસ્તી પડશે. કારણ રૂ મિલમાં પહોંચાડતાં દલાલી, રૂની ઉપર નૂર, રૂની ગાંસડી બંધામણ અને છોડામણ વગેરે જે ખર્ચ મિલને થાય છે તે આમાં બચી જાય છે. એથી પણ વધારે લાભ રૂના ખેડુતને થવાનો સંભવ છે, કારણ રૂની ખેતી કરનારને પોતાના કુટુંબ જેટલું રૂ તો ખેતરમાં અટવાઈ જાય છે, તેનો સંઘરો થવાથી તેટલી બચત થશે, અને રૂનું મોંઘું દામ ન આપવું પડે. આવા માણસને કેવળ વણકરીને દામે જ રૂ પડશે. ઘણા વ્યક્તિગત દાખલાઓમાં તો આ બન્યું છે.

પણ આ તો ભાવનો વિચાર કર્યો. કેટલીક વસ્તુઓ એવી છે કે જે ધ્યાનમાં લઇએ તો મિલના કપડાંની સામે ખાદી જારૂર ટક્કર ઝીલી શકે છે.

૧ મિલનું કાપડ બનાવવાનું ખર્ચ હમેશાં ઓછુંવત્તું થયા જ કરવાનું, કારણ તેમાં તો મિલ વાળાના ખીસાનો ખ્યાલ રહેવાનો છે, લોકહિતનો વિચાર નથી, આજે તો કેટલાંક વર્ષ થયાં આ ખર્ચ વધતુંજ જાય છે. ૧૯૧૪ માં જે ખર્ચ હતો તેના કરતાં આજે બમણું ખર્ચ છે. ભવિષ્યમાં એ વધ્યા જ કરવાનું એનું બીજું કશું કારણ નહિ તો છેલ્લા ત્રણ વર્ષમાં ગયેલી ખોટો તો મિલવાળાઓને પૂરવી જ પડશે એ તો છે જ. જ્યારે હાથવણાટમાં વણકરીનો દર એકસરખો કાયમ રહેવાનો સંભવ છે એટલું જ નહિ પણ જેમ જેમ ખાદીની પ્રગતિ થશે

તેમ તેમ ઓછા થવાનો સંભવ છે. તાડપત્રી ( મદ્રાસ પ્રાંત ) માં એકવાર વણકરીના ભાવ જે હતા તેના કરતાં આજે કેટલા ઘટ્યા છે તે જુઓ.

| | ત્રણ વર્ષ ઉપરના ભાવ | આજના ભાવ |
|---|---|---|
| ૧૬ આંક વારે | ૦—૫—૦ | ૦—૩—૩ |
| ૧૨ ,, ,, | ૦—૩—૦ | ૦—૨—૩ |
| ૧૦ ,, ,, | ૦—૨—૦ | ૦—૧—૩ |

૨. જેમ જેમ ખેડુત પોતાનું રૂ સંઘરતો થશે તેમ તેમ તેનું કાંતણ પણ સુધરતું જશે, કારણ આજે તો મિલદલાલો સારામાં સારૂં રૂ ઊઠાવી જાય છે અને માત્ર ટાલમટોળ રૂ ખાદીને માટે રહે છે.

૩. કાંતનાર જેમ જેમ ઝીણું કાંતતો જશે તેમતેમ તેને રૂનું ઓછું ખર્ચ થતું જશે.

૪. દેવકપાસમાંથી હાથે કાંતનારને ૪૦ થી ૫૦ આંક સુધીનું સૂતર કાઢવું કઠણ નથી પડતું, જ્યારે મિલોને એ કપાસમાંથી એટલા આંક કાઢવા અશક્ય છે. એટલા આંક માટે તો એને પરદેશી મોંઘુ રૂ લીધે જ છૂટકો છે.

૫. વણકર તો તાણો કરતી વખતે અનેક ભાતો કરી શકે છે, કારણ તેનો તાણો ૧૦ થી ૩૦ વારનો હોય છે, જ્યારે મિલનો તાણો ૫૦૦ વારનો હોવાને લીધે સેંકડો વાર કપડાં માટે જ મિલવાળા નવી ભાતના 'ઑર્ડર' લઈ શકે.

૬. કપડાની કોરમાં અને વાણામાં અનેક રંગરાગ હાથવણાટ કરનાર કરી શકે છે, જ્યારે મિલની સાળ ઉપર એ કરવું મુશ્કેલ છે.

પણ કહેવામાં આવે છે: 'હાથસાળ ઉપર ક્યાં સુધી આધાર રાખશો ? હાથસાળને હાથનું સૂતર કાંતવું પરવડે એમ નથી. એ તો મિલ ઉપર જ આધાર રાખવાના.' આનો વિચાર કરીએ. આજે ઘણી ખરી સાળો વિલાયતી સૂતર અને દેશી મિલનું સૂતર વાપરે છે એ વાત સાચી છે, કારણ હજી વણકરને આકર્ષી શકે એવું સુંદર સૂતર આપણે નથી ઉત્પન્ન કરી શકતા. પણ સૂતર તો સાંચાસાળ ઉપર જ

વણાય એમ કેટલાક અર્થશાસ્ત્રી ધારે છે તે તો કેવળ ભ્રમ છે, અને આપણા ઇતિહાસને ભૂલી જવા જેવું છે. ૧૮૬૪ માં ઢાકાનું હાથકાંતણનું સૂતર અને લૅંકેશાયરનું મિલનું સૂતર તપાસવામાં આવ્યું હતું અને ટકાઉપણા તથા ઝીણાપણા માટે ઢાકાનું જ કમિટીએ ચડિયાતું જાહેર કર્યું હતું. પણ હાથસૂતર પણ આજે તો પાંચ વર્ષ પહેલાં કરતાં ઘણું સારું નીકળે છે.

પણ ખરી વાત તો એ છે કે વણકરને જ હાથસૂતરનો આશરો લેવાની વારી આવતી લાગે છે. આજે ૧૮ લાખ જેટલી સાળ માત્ર ૧૧૦ કરોડ વાર સૂતર વણે છે એટલે વારે બે આના મજૂરીના દરે વણકર દીઠ માંડ ૭ રૂપિયા મળી રહે છે. આમ સૂતર તેને પૂરતું મળતું જ નથી. વખત જતાં આ સૂતર ઓછું ને ઓછું થતું જવાનું. સોલાપુરની આસપાસના કેટલાએ વણકરો આજે કામ વિનાના થઈ પડ્યા છે. અમદાવાદ ખંભાત વગેરે સ્થળોએ જ્યાં હજારો સાળ ચાલતી ત્યાં હવે થોડા સેંકડા સાળો ચાલે છે. કારણ મિલ તો હાથવણાટનો હરિફ છે. મિલ પરવડે ત્યાં સુધી, પોતાને ન ખપે એવું જ સૂતર, વણકરને વેચી શકે છે, અને દામ લેવામાં પણ કશી કમી નથી રાખતી. એક કાળ—મિલોની શરૂઆતનો—એવો હતો કે જ્યારે વણકરને પુષ્કળ સૂતર મળી શકતું. આજે એ દશા રહી નથી, આજે તો દહાડે દહાડે મિલો જ વધારે વણાટ કામ કરતી થતી જાય છે. સન ૧૯૨૫ ના સપ્ટેંબરની ૧૫ મી તારીખે સર ચાર્લ્સ ઇન્સને મુંબઇના મિલમાલેક મંડળના મંત્રીએ કાગળ લખેલો તેમાંનો નીચેનો ફકરો નોંધવા લાયક છે. "લડાઇ દરમ્યાન અને પછી કાંતણસંચા વધારવામાં નથી આવ્યા પણ સાળ દર વર્ષે ૫૦૦૦ વધતી જાય છે. દર વર્ષે દરેક સાળનું સરાસરી ઉત્પન્ન પણ વધતું જાય છે. પરિણામ એ આવ્યું છે કે મિલઉદ્યોગ આ સૈકાની શરૂઆતમાં કેવળ કાંતણ ઉદ્યોગ હતો તે હવે મોટેભાગે વણાટ-ઉદ્યોગ બની ગયો છે." આ દશામાં મિલોની દયા ઉપર નભતી અને મિલોની હરિફાઇ સામે સાળો કેટલા દહાડા ટકી શકે તે વિચારવા જેવું છે. જેમ જેમ હાથસાળનો ધંધો પ્રગતિ પામશે તેમ તેમ આ હરિફાઇ વધારે કડવી અને ઘાતક થતી જવાની. એટલે આજે જે લોકો હાથ-કંતામણને ઊતારી પાડી કેવળ હાથસાળને ઉત્તેજન આપી રહ્યા છે તે

ચેતે. તેઓ ઉપર કહેલી હકીકત જાણતા છતાં હાથવણાટને જ ઉત્તેજન આપવામાં અપ્રમાણિક છે એવો આરોપ તેમના ઉપર કોઇ દિવસ આવે તો નવાઇ નથી. સાચી વાત એ છે કે હાથસાળ અને રેંટિયો બંને જોડીઆં ભાઇબેન છે. બંને એક બીજા વિના નભી ન શકે. દરેક ઘરમાં એક રેંટિયો અને નાની વસ્તીના દરેક ગામમાં એક સાળ એ આવતા યુગના વિધાનનો મંત્ર છે.

હા; એ સ્થિતિ આવે તે પહેલાં ઘણી કેળવણીની, ઘણા પ્રચારની જરૂર છે. પોતાની બહેનના કાંતેલા સૂતરની ખાદી મોંઘી હોય જ નહિ —જેમ બજારની સોંઘી રોટી કરતાં ઘરનો મોંઘો રોટલો કદી મોંઘો હોય જ નહિ—એવી ભાવના વધારે વધારે ઉત્પન્ન કરવી જોઇશે. જ્યાં સુધી મિલના કાપડના ઢગલા થયે જ જાય છે, જ્યાં સુધી મિલો હરિફાઈ કરી ગૃહઉદ્યોગને ગુંગળાવવાનો પ્રયત્ન કર્યે જશે, અને મજૂરોને તેમનાં ઘરબાર છોડાવી, તેમની નીતિ અને કસ લૂંટી તેથી નભતી રહેશે, ત્યાં સુધી હિંદીઓએ પોતાની મોંઘી જાડી ખાદી, પોતાની દેશભક્તિ, પોતાનો સ્વાર્થત્યાગ, અને પોતાની ઊંચી રસવૃત્તિથી મદદ આપતા રહેવું જોઇશે.

## પરિશિષ્ટ બીજું

# રેંટિયો કે હાથસાળ?

હિંદુસ્તાનની ૭૧ ટકા ખેડૂતની વસ્તીને લગભગ ૭ મહિના કામ નથી રહેતું અને તેમને એક બીજો ઉદ્યોગ જોઇએ તથા તે ઉદ્યોગ કાંતવા સિવાય બીજો ન હોઇ શકે એ વાત હવે સ્વીકારાયલી લાગે છે. પણ કેટલાક કહે છે કે કાંતવા કરતાં વણવાનો ધંધો વધારે સારો કારણ તેમાંથી વધારે ફાયદા થાય છે.

વારુ ત્યારે એ વાતને જરા વિગતવાર તપાસીએ. વણાટમાંથી રોજના આઠ આના મળે છે અને કાંતવામાંથી રોજનો એક આનો મળે છે એમ કહેવામાં આવે છે. એટલે બે જ કલાક વણીને માણસ રોજના બે આના મેળવી શકે; જ્યારે કાંતીને તેટલા જ સમયમાં તેને બે પૈસા મળશે. કહેવાય છે કે એક પૈસાથી તે કોણ લલચાય? જો વણવાનો ધંધો બતાવી શકાય એમ છે ત્યારે તેને બદલે કાંતવાનું કહેવું એ બરોબર છે? વળી તેમનું એમ પણ કહેવું છે કે હિંદુસ્તાનની જરૂરીઆત જેટલું મિલનું સૂતર મળી રહેવામાં કશી જ મુશ્કેલી નથી અને અત્યારસુધી મિલોની સામે બરોબર ટક્કર લઇ રહેલા હાથવણાટના ધંધાને ટકાવી રાખવા ખાતર પણ હાથવણાટની જ જોરથી અને આગ્રહપૂર્વક પ્રગતિ કરવી જોઇએ.

વણાટના કેટલાક પક્ષપાતીઓ એટલે સુધી જાય છે કે કાંતવાની પ્રવૃત્તિથી હાથવણાટના એક જ શક્ય ઉદ્યોગ ઉપરથી લોકોનાં મન ઉઠી જાય છે અને કાંતવાનો અશક્ય ઉદ્યોગ જે પોતાની જ નબળાઇને લીધે નષ્ટ થયો છે તેને ચલાવવા તરફ પ્રેરે છે એથી તે નુકશાનકારક છે.

આ ફાવકી દેખાતી દલીલને તપાસીએ. પહેલી વાત તો એ કે હાથવણાટ વધારાના ઉદ્યોગ તરીકે વ્યવહારૂ સૂચના જ નથી જણાતી. કારણ તે શીખવો શીખવવો સહેલો નથી, હિંદુસ્તાનમાં એ કદિ સાર્વત્રિક હતો નહિ. એક સાળ ચલાવવા ઘણા માણસ જોઇએ, અને તે હરતાં ફરતાં જે બે ઘડી મળી તેમાં થઇ શકે એવો નથી. એ તો સ્વતંત્ર ધંધા તરીકે હતો, અને સ્વતંત્ર તરીકે જ ચાલી શકે, અને ઘણા દાખલાઓમાં મોચીના કે સુતાર લુહારના ધંધા જેવો એકલો જ ચાલી શકે એવો ધંધો છે.

વળી જે રીતે કાંતવાનો ઉદ્યોગ સાર્વત્રિક થઇ શકે છે તે રીતે હાથવણાટનો ઉદ્યોગ સાર્વત્રિક થઇ શકે એમ નથી. હિંદુસ્તાનને દર વર્ષે ૪,૬૬·૧ કરોડ વાર કપડું જોઇએ છે. વણકર જાડી ખાદી કલાકની પોણો વાર વણે. એટલે બહારનું બધું કાપડ આવતું બંધ થાય અને મિલોનું કાપડ વપરાતું બંધ થાય તોપણ બહુ બહુ તો રોજ બે કલાક કામ કરનાર ૯૦ લાખ વણકરોને આપણી જરૂરીઆત જોગું કાપડ ઉત્પન્ન કરવાને આપણે કામે લગાડી શકીએ. જો એમ કહેવામાં આવે કે એટલા વણકર નહિ પણ એટલાં કુટુંબોને કામ મળે તો તો રોજના બે આના પણ તેટલાં માણસ વચ્ચે વહેંચાઈ જાય, એટલે માણસ દીઠ કમાણી પ્રમાણમાં ઘણી ઓછી થઇ જશે.

હવે કાંતવાની મગદૂર તપાસીએ. એકવાર એ હિંદુસ્તાનનો એક જ વધારાનો ઉદ્યોગ હતો એ આપણે જાણીએ છીએ. કરોડો જણ એ કળા હજુ જાણે છે અને લાખો લોકોને ઘેર હજી રેંટિયા પડયા છે, એટલે હાથકાંતણ તુરત ગમે તેટલું વધારી શકાય એમ છે. અને ૧૦ કાંતનારને એક વણકર પહોંચી વળે એમ છે એવો હિસાબ નીકળે છે એટલે ૯૦ લાખ વણકરોને બદલે આપણે ૯ કરોડ કાંતનારાઓને વધારાનો ધંધો આપી શકશું, અને તેઓ તેમની વાર્ષિક કમાણીના ૨૫ ટકા જેટલી કમાણી વધારી શકશે. (હું સરેરાશ કમાણીનો આંકડો

જાણી જોઇને જ વધારે—૪૦ રૂપિયા સુધી—માની લઉં છું.) વણવાનું હરતાં ફરતાં ન કરી શકાય, જ્યારે કાંતવાનું તો હરતાં ફરતાં થઇ શકે એવું છે. વળી કાંતવાનું શીખવું એ રમત વાત છે, અને પહેલે જ દિવસથી કાંતનાર સૂતરના તાર કાઢવા મંડે છે.

આ ઉપરાંત ગમે તેટલું મિલનું સૂતર વણકરોને મળી રહેશે એમ માનવું એ ભૂલ છે. હાથવણાટ અને મિલવણાટ એ એક બીજાના પોષક નથી પણ સ્વાભાવિક રીતે જ વિરોધી છે, મિલો સદા હાથસાળના કાપડની હરિફાઈ કરી રહી છે. જેમ દરેક સંચો હાથની કારીગરીની હરિફાઇ કરે છે તેમ. એટલે જો હાથવણાટ મોટા પાયા ઉપર ચાલતો વધારાનો ધંધો થઇ પડે તો તેણે મિલોની ઉપર જ આધાર રાખવો જોઇએ. પરિણામ એ આવશે કે વણકરની પાસે સૂતરના ગમે તેટલા પૈસા કઢાવી મિલવાળા તેમને ખાલી કરશે, અને પહેલી તકે તે ધંધાને ડુબાડશે.

આથી ઉલટું હાથવણાટ અને હાથકાંતણના ધંધા એક બીજાને પોષક છે, જે આજે ગમે તે ખાદી કાર્યાલયમાં જાઓ તો જોઈ શકાય એમ છે. આ લખી રહ્યો છું ત્યારે પણ મારી પાસે કેટલાયે કામ કરનારાઓના કાગળો પડેલા છે તેમાં તેઓ જણાવે છે કે કેટલાયે વણકરોને સૂતર વિના તેમને પાછા મોકલવા પડે છે.

વળી વણકરોનો મોટો ભાગ સાહુકારોના પંજામાં છે અને જ્યાં સુધી તેઓ મિલના સૂતર ઉપર આધાર રાખશે ત્યાં સુધી તે વિના તેમનો છૂટકો નથી. જ્યારે ગ્રામ્ય અર્થશાસ્ત્ર જ એમ કહે છે કે વણકરે દલાલની પાસેથી સૂતર ન લેતાં પોતાના સહકારી ખેડૂતની પાસેથી જ મેળવવું જોઇએ.

બીજી એક વાત. આજે લગભગ ૨૦ લાખ સાળ છે. ૯૦ લાખ સાળ કરવા માટે દર સાળે ૧૫ રૂપિયાને હિસાબે કેટલી મૂડી જોઇએ! જ્યારે રેંટિયો તો બહુ બહુ તો ૩ાા રૂપિયે મળી શકે—ખાદી પ્રતિષ્ઠાનનો તો ૨ાા રૂપિયે મળે છે. અને ભીડને સમયે એક ઘર બેઠાં બનાવી લીધેલી તકલી પણ ખપ લાગી શકે એમ છે. એટલે સંતોષકારક ગ્રામ્ય જીવનનો પાયો જ રેંટિયા ઉપર રચી શકાય એમ છે. ગ્રામ્ય પુનરૂદ્ધારનું કેન્દ્ર રેંટિયા સિવાય બીજું કશું ન થઇ શકે.

પણ કહેવામાં આવે છે કે બે કલાકના એક પૈસાથી ગરીબ ગામડીઓ પણ લલચાય એમ નથી. પણ જેને એક પૈસાથી વધારે બીજા ધંધામાંથી મળી શકે છે તેને માટે રેંટિયો કહ્યો જ નથી. જો ગરીબ ગામડીઓ લલચાતો ન હોય તો રોજ કોસ કોસ ચાલીને રૂ લેવા અને સૂતર આપવા હજારો બહેનો શા સારૂ જતી હશે? જો તેમને સાળ ઉપર બેસવાનું કહેશો તો તેઓ ના પાડશે. તેને માટે તેમની પાસે નથી વખત, નથી શક્તિ. શહેરીઓને ગામડાંની રક્તશોષક ગરીબાની ખબર નથી. તેમની આગળ યંત્રયુગની વાતો ન કરીએ તો સારૂં.—માંચેસ્ટરના સંચાએ તેમને છાંટો ઘી મળતું હતું તે લઇ લીધું છે. રેંટિયો આ છાંટો તેમને આપતો હતો, આજે રેંટિયાને બદલે કે રેંટિયાના કરતાં વધારે સારી વસ્તુ એકેય રહી નથી. એટલે આવાંઓને માટે રેંટિયો જ એક આશા છે.

ખેતી સુધારવાનાં જે સ્વપ્નો જોવાય છે તેની હું અહીં ચર્ચા નથી કરવા માગતો. કેટલાક સુધારા માટે અવકાશ છે એ હું જાણું છું પણ તે કરવા માટે સમય જોઇએ, શિક્ષણ જોઇએ, જ્યારે રોજ વધતી જતી ગરીબી માટે તો તાત્કાલિક ઉપાય જોઇએ, જે રેંટિયો જ પૂરો પાડે છે. રેંટિયો આવા સુધારાની આડે નથી આવતો. રેંટિયો દાખલ કરો એટલે એવા સુધારા પણ કરી શકશો. કારણ જ્યાં રેંટિયો પેઠો છે ત્યાં ગામડીઆઓના જીવન પર એણે વિવિધ રીતે અસર કરી છે, અને રેંટિયો જ શહેરીઓ અને ગામડાં અને ગામડીઆઓની વચ્ચે જીવંત સંબંધ બાંધી શકે છે.

'વારૂ, ત્યારે રેંટિયામાં આટલા બધા ગુણો હોય તો લોકોએ એને ઉપાડી કેમ નથી લીધો?' એમ ટીકાકાર પૂછે છે. સવાલ વાજબી છે. જવાબ પણ સીધો છે. રેંટિયાનો સંદેશ તદ્દન નિરાશ થઈ બેઠેલા, નિરાધાર થઈ બેઠેલા, અને કામ ન આપવામાં આવે તો કામ વિના ભૂખે મરવાનું પસંદ કરનારા લોકોને બારણે લઈ જવાનો છે. પહેલાં આ સ્થિતિ નહોતી, પણ લાંબા સમયની બેપરવાઇને લીધે આળસુપણું તેમના હાડમાં ભરાઇ બેઠું છે. એ આળસ તો ચારિત્રવાન અને ઉદ્યોગી માણસ તેમની આગળ જઇને રેંટિયો ચલાવે અને તેને રસ્તો બતાવે તો જ ઊડી શકે.

બીજી મુશ્કેલી ખાદી માટે તુરત બજાર નથી મળી શકતું એ બતાવવામાં આવે છે.

હું કબૂલ કરું છું કે હાલ તુરત ખાદી મિલનાં કપડાં સાથે હરિફાઈ ન કરી શકે. એવી ઘાતક હરિફાઇમાં હું ઊતરું એમ નથી. મૂડીવાળો તો બજાર પોતાનું કરવાને પોતાનો કેલીકો મફત પણ વેંચે. પણ જેની એક માત્ર મૂડી મજૂરી છે એવા મજૂર બિચારાને એ ન પાલવે. ગમે તેવા એક સરખી પાંદડીઓવાળા કાગળના કપડાના ગુલાબની, અસરખી પાંદડી-વાળા પણ સ્વાભાવિક જીવંત ગુલાબની સાથે સરખામણી થઇ શકશે? કે જીવતા જાગતા શિવાજીની સાથે શિવાજીની મૂર્તિની સરખામણી થઈ શકશે? ખાદી તો જીવંત વસ્તુ છે. પણ હિંદુસ્તાનને ખરી કળા દેખાતી નથી, અને ઉપરની ભભકથી એ મોહાય છે. ખાદીને માટે લોકોમાં નિર્દોષ શોખ ઉત્પન્ન કરો એટલે દરેક ગામડું રેંટિયાસાળથી ગુંજી ઉઠશે. આજે તો ખાદી કાર્યાલયોને ખાદી ખપાવવાને માટે અનેક તરકીબો કરવી પડે છે, અને કોઈક્વાર તેમની મતિ મૂંઝાય છે. આશ્ચર્યની વાત એ છે કે ભયંકર મુશ્કેલીઓ છતાં ખાદીની પ્રવૃત્તિ આગળ ધપી રહી છે. ગયે વર્ષે જ ૧૨ લાખ ઉપરાંત રૂપિયાની ખાદી ખપી હતી. કરોડો-ની ખાદી ખપાવવી છે ત્યાં એ કંઇ હિસાબમાં નથી એ વાત સાચી.

આમ વધારાના ઉદ્યોગ તરીકે વણવાના ઉદ્યોગ વિરૂદ્ધ કાંતવાના ઉદ્યોગના પક્ષમાં મારી દલીલ ટૂંકામાં મેં રજુ કરી છે. પણ આનો કોઇ અનર્થ ન કરે. હાથસાળની હું વિરુદ્ધ નથી. હાથસાળનો ધંધો મોટો ધીકતો ધંધો છે. પણ મારૂં કહેવું એ છે કે રેંટિયો ઘરઘર દાખલ થાય તો એ ધંધો આપોઆપ વધી જશે, જો રેંટિયા બંધ થાય તો એ ધંધો બંધ થશે.

આ દલીલનો ખૂબ વિચાર થાય અને તેની ટીકા ચર્ચા થાય એમ હું ઇચ્છું છું. જો મેં રજુ કરેલી વાત ટકી ન શકે તો હું મારી ભૂલ સુધારવાને તૈયાર છું.

નવજીવન
૨૧–નવેમ્બર, ૧૯૨૬ } મોહનદાસ કરમચંદ ગાંધી

# પરિશિષ્ટ ત્રીજું

## ખાદી શેની નિશાની છે?

ખાદી કઇ વસ્તુની પ્રતીક છે, તે શું સૂચવે છે? ખાદી સાદાઇની નિશાની છે, ભૂખડહારાની નહિ. ગરીબોના અંગ ઉપર એ શોભે છે અને જૂના વખતમાં થતું તેમ તવંગરમાં તવંગર અને ઊંચામાં ઊંચી કળાપૂર્ણ વૃત્તિનાં સ્ત્રીપુરુષોનાં શરીરને શોભાવે એવી તે બનાવી શકાય છે. જૂની કળાકારીગરીનું તેણે અત્યારે જ પુનરુજ્જીવન કરવા માંડયું છે. સાંચાકામ જોડે એને વેર નથી, માત્ર એના ઉપયોગની મર્યાદા બાંધી તે એને આડાઝૂડ ફેલાતું રોકે છે. ગરીબમાં ગરીબને તેમનાં ઝૂંપડામાં રોજી આપવાને અર્થે તે સાંચાકામનો ઉપયોગ કરે છે. રેંટિયો પોતે જ સુંદર સાંચાકામનો નમુનો નથી શું?

ખાદી ગરીબોને શ્રીમંતોની ગુલામીમાંથી છોડાવે છે અને ઉચ્ચ તથા આમવર્ગ વચ્ચે નૈતિક તથા ધાર્મિક સંબંધ ઉત્પન્ન કરે છે. ધની વર્ગોએ ગરીબોનું જે ખૂંચવી લીધું છે તેનો ખાદી અંશતઃ પણ બદલો વાળે છે.

ખાદી એક પણ ગૃહઉદ્યોગને ભાંગતી કે વિખેરતી નથી. ઉલટું ગામડાંના અનેક ઉદ્યોગો એને પ્રતાપે સજીવન થાય છે એવો સાર્વત્રિક અનુભવ છે. વિધવાના ભાંગ્યા ઘરમાં એ આશાનું કિરણ દાખલ કરે છે.

પણ જે વધુ કમાઇ શકે છે તેને તેમ કરતાં ખાદી રોકતી નથી. વધુ કમાણીવાળો ધંધો કરતાં તે કોઇને રોકતી નથી. અલ્પમાં અલ્પ રોજી પણ ઓથ અને આશીર્વાદ સમાન છે એવાને ખાદી ખાનદાની

ભરી રોજી પૂરી પાડે છે. પ્રજાના બેકાર વીતતા કલાકોનો તે ઉપયોગ કરે છે. આપણા માનવંતા ભેરૂબંધે પોતાના લખાણુમાં ગરીબોને ઘણી વધારે મોટી કમાણીના ધંધા અપાવનારા લોકોની પ્રવૃત્તિનો ઉલ્લેખ કર્યો છે. હું એમને ખબર આપું કે ખાદી એ જ કામ અનાયાસે કરે છે. થોડાકના હાથમાં રૂપિયો બે રૂપિયા મૂકયા વિના તે ઘણાં ગરીબોના હાથમાં આનો બે આના ન જ મૂકી શકે. પણ શહેરોથી કામની શરૂઆત કરનારાઓ તો ગમે તેટલું સારૂં કામ કરી રહ્યા હોય તોપણ તેઓ તો પ્રજાશરીરનાં નખટેરવાંને જ સ્પર્શ કરે છે એ દેખીતું છે. ખાદી તો આખા પ્રજાશરીરમાં વ્યાપી વળે છે, તેથી ઘરેઘર ને ઝૂંપડે-ઝૂંપડું એની કક્ષામા સમાય છે.

પણ આપણા અધીરા સામ્યવાદીએ આખો કાગળ શહેરોને જ આંખ સામે રાખીને લખ્યો છે તેથી તેમાં હિંદુસ્તાન અને હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની સ્થિતિનો વિચાર જ નથી. આપણાં આજનાં દસ-પાંચ શહેરો તો આપણા પ્રજાશરીર પર બાઝેલો મેલનો પોપડો છે અને આપણાં ગામડાંનો જીવનરસ ચૂસવાનું પાપકાર્ય જ કરી રહ્યાં છે. આ સ્થિતિને સુધારીને ફેરવી નાંખવાનો અને શહેરો તથા ગામડાં વચ્ચે વધુ સારો સંબંધ બાંધવાનો ખાદીનો પ્રયત્ન છે. અત્યારે તો અનેક લોહી ઉકાળનારા જુલમોથી સસડતાં શહેરો ગામડાંનાં પ્રજાના જીવન અને સ્વાતંત્ર્યને રાતદિવસ ભયરૂપ છે.

ખાદીમાં વધુમાં વધુ સંગઠન શક્તિ છે કારણ તેને પોતાનું જ સર્વત્ર સંગઠન કરવું રહ્યું છે અને આખા ભારતવર્ષને એની વાણ છે. ખાદી આકાશમાંથી વરસનારી વસ્તુ હોત તો એથી આપણું દળદર ફીટત નહિ. પણ એ તો લાખો ભૂખે મરતાં ગરીબો અને હજારો મધ્યમ વર્ગના લોકોએ ભેગા મળીને અને અરસ્પરસ સાથ દઇને નીપજાવવાની વસ્તુ હોવાથી એની સફળતા એ જ અવ્વલ દરજાનું શાંત સંગઠન છે. જો રાંધવાની કળા આપણામાંથી નાશ પામી હોત અને તેનું પુનરુજ્જીવન તથા સંગઠન કરવાનું હોત તો અત્યારે ખાદીના ગાઈ રહ્યો છું તે જ ઢબે તેના પણ હું આજે ગુણ ગાત.

નવજીવન<br>
તા. ૨૦ માર્ચ ૧૯૨૭ } મોહનદાસ કરમચંદ ગાંધી

## પરિશિષ્ટ ચોથું

### બેકારીનો ઇલાજ

### મિલ કે રેંટિયો

આપણી ખેડુતોની વસ્તી ૨૨ કરોડ છે એ તમે જાણો છો? હાલ જેટલાં રૂ પીલવાનાં, વણવાનાં, શણનાં, રેશમનાં, કાગળ બનાવવાનાં છાપખાનાં વગેરે કારખાનાં ચાલે છે તે તમામ કારખાનાંમાં હિંદુસ્તાનનાં માત્ર ૧૪ લાખ માણસોને કામ મળે છે એ તમે જાણો છો? પણ આપણે તો ૨૨ કરોડનો સવાલ ઉભો રહ્યો છે એટલે એ લોકોના સવાલનો ફૂડચો તમે મિલનું કાપડ સારૂં કે ખાદી સારી એ સવાલથી નથી કરી શકવાના.

ખાદીના સવાલનો મહારાષ્ટ્રમાં ભારે અનર્થ થઇ રહ્યો છે. મને લાગે છે કે ક્યાંક કંઇક સમજફેર હોવી જોઇએ. મને સમજ નથી પડતી કે તામિલ પ્રાંતમાં આઠ લાખ રૂપિયાની ખાદી કેમ ખપી જાય છે અને નાગપુર જેવા દોઢ લાખની વસ્તીવાળા શહેરમાં વર્ષે માત્ર દોઢ બે હજારની ખાદી ખપે છે? મારે જણાવવું જોઇએ કે તમે ખાદીની બાબતમાં ભીંત ભૂલ્યા છો. તમે પરદેશી કાપડના બહિષ્કારને આગળ કરો છો અને મિલના કાપડથી એ બહિષ્કાર સરસ થાય એમ કહો છો. હું કબૂલ કરૂં છું કે એટલો જ પ્રશ્ન હોત તો મિલો કદાચ તેને પહોંચી વળી શકત. પણ દેશની ૨૨ કરોડ પ્રજાનો અર્ધો સમય નકામો જાય છે, અને બીજા ધંધા વિના રોટી નથી મળતી તેને તમે શું કરશો? મિલો તો મોટી રાક્ષસો છે. સો માણસનું કામ એક માણસ મારફતે કરી દે છે. હવે જો આપણે ૨૦ કરોડ માણસને મિલોમાં રોકી દઇએ તો તેઓ જે કાપડ ઉત્પન્ન કરે તે વાપરવાને માટે આપણે મંગળ અને બૃહસ્પતિ ઉપર બજાર શોધવાં પડશે. આ બ્રિટિશ સામ્રાજ્ય કરતાં ૨૦ ગણું મોટું સામ્રાજ્ય પણ એટલો માલ ન ખપાવી શકે. જો આપણે ઈંગ્લંડ અથવા જાપાન જેવડી નાનકડી પ્રજા હોત તો કદાચ બેકારીનો સવાલ આપણે સ્હેલાઇથી યંત્રોદ્વારા પતાવી શકત. પણ આપણી માતાને તો ઈશ્વરે એટલાં બધાં સંતાન આપેલાં છે કે આપણે બીજો જ રસ્તો

શોધવો રહ્યો. એ સવાલના નિરાકરણ આગળ તમારું અર્થશાસ્ત્ર એ શી ચીજ છે? તમારો માર્શલ જેવા અર્થશાસ્ત્રનો અભ્યાસ તમને ક્યાં મદદ કરશે? તમે ઈંગ્લંડમાં એમ ઘડીભર કલ્પના કરો, અને ધારો કે કોઈ પરદેશીએ આવીને ત્યાં જાહેર કર્યું કે કોલસાની કશી જરૂર જ નથી, પેટ્રોલ ગમે તેટલું મળી શકશે અને કોલસાની ખાણો બંધ કરીને પેટ્રોલથી જ બધાં કારખાનાં ચલાવો. તો શું તેઓ માનશે? ત્યાંના અર્થશાસ્ત્રીઓ ઘડીભર પણ એ સૂચના સહન ન કરી શકશે. પેટ્રોલ ગમે તેટલું સસ્તું પડે છે એવી તેમને ખબર પડી હોત તોપણ તેઓ એ સૂચનાને નાપસંદ કરત. કારણ ત્યાંના લાખો મજૂરો બેકાર થાય તેને માટે તેમની પાસે બીજો ઉદ્યોગ રહે જ નહીં.

ત્યારે આપણા ૨૨ કરોડ બેકારોને માટે એક જ એવો ધંધો છે કે જે તેને અનુકૂળ છે, જે તેમના બાપદાદાનો ધંધો છે, આબાલવૃદ્ધ સૌને માટે સ્હેલો છે, અને બધા પ્રાંતોમાં એનો પ્રચાર થઇ શકે એમ છે. એ ધંધા મારફતે જ આપણે આપણા કરોડોના કામ વિનાના કલાકોને કરોડો રૂપિયામાં પલટાવી શકીએ એમ છીએ. આપણે કારખાનાં બનાવવાનો વખત નથી, ગંગા બ્રહ્મપુત્રાનાં પાણીમાંથી વિજળી ઉત્પન્ન કરી કારખાનાં ચલાવવાનો અને ખેતી સુધારાના મોટા અખતરા કરવાનો વખત નથી. બેકારોની એક પણ મિનિટ જવા દેવા કરતાં આજે જ તેમને કામ આપો, અને કામ મારફતે પૈસા આપો.

કાંઈ કરી બતાવ્યું છે એમ તમે પૂછશો, હું કહું છું કે હા; મારા સગા હાથ અને આંખની સાક્ષી છે, અને હવે જે વસ્તુ હું કહું છું તેની સત્યતા વિષે સોગંદ લેવાને હું તૈયાર છું. બે વર્ષ પહેલાં હું જ્યાં હાલ કામ કરું છું ત્યાં બે જણને કાંતતાં આવડતું હતું. આજે ત્યાં ૩૦૦૦ કાંતનારીઓ છે અને તે ત્યાંથી રૂ લઈ જઇને સૂતર આપી જાય છે. તમારી આગળ જેમ ભાષણ આપું છું તેમ કદિ મેં તેમની આગળ ભાષણ નથી આપ્યું. તેઓ ત્યાં હસતે મોઢે આવે છે કારણ તેમને સ્હેલાઇથી રોજનો દોઢ આનો મળી રહે છે. આ ૩૦૦૦ રેંટિયા મારફતે મેં ગયે વર્ષે તેમને ૩૦૦૦૦ રૂપિયા વહેંચ્યા. આ રૂપિયા જેમનાં ખીસાં અગાઉ ખાલી હતાં–અથવા ખીસાં તો તેમને છે જ નહિ. તેમના માટીના વાસણમાં–નવા ઉમેરાયા. આ ઉપરાંત રૂ. ૧૮૦૦૦ વણકરોને

મળ્યા. આ તો માત્ર મારા એક જ ગામડાની વાત કરું છું, અને એ ગામડું તો બીજાં ગામડાંઓ જેવું સામાન્ય છે, એમાં કશી અસાધારણતા નથી. અને આ ૩૦૦૦૦ ની આવક એક કેન્દ્રમાં વધી તે માત્ર ૩૦૦૦૦ ની જ આવક ન ગણાય. જેમ ચૂંટણીમાં આપણો એક વોટ જાય એટલે બે વોટ સામા પક્ષના વધે તેમ ૩૦૦૦૦ આપણે ઉત્પન્ન કર્યા એટલે ૬૦૦૦૦ ની આપણી ખોટ બચી.

આમ ગરીબની બેકારીના પ્રશ્નનું ખાદી મારફત નિરાકરણ કરીને પરિણામે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર લાવી શકીશું એ વાત સાચી છે. પણ તે પરિણામ એક આડકતરૂં પરિણામ છે. મુખ્ય પરિણામ તો બેકારીનો નાશ અને દ્રવ્યની સમાન વહેંચણી.

દેશ ગરીબ છે એ વિષે તમને શંકા છે ખરી? શા માટે હોય? આપણા શહેનશાહતને પણ શંકા નથી. તેણે ખેતીવાડીનું કમિશન ગરીબી મટાડવા નીમ્યું છે. ગરીબીની હાક ઘેરઘેર વાગી રહી છે, પણ તમને તમારા અભ્યાસમાંથી તે સાંભળવાની ફુરસદ નથી. પણ અંગ્રેજોને આપણી ગરીબીનો રસ્તો બીજી રીતે કરવો છે. તેમને ખેતીવાડી સુધારવી છે—યાંત્રિક ઓજારો વડે સુધારવી છે. તેમને ત્યાં ગરીબી તો છે, અને બેકારી પણ હશે, એટલે ત્યાં બનતાં હજારો અને લાખો પૌંડનાં ઓજાર આપણી પાસે વપરાવીને આપણી ગરીબી તેઓ ફેડવા માગે છે! આપણાં ગરીબોની પાસે એ સંચા અને યંત્રો લેવાનો સમય ન હોય તો સહકારી પતપેઢીઓ દ્વારા તેમને પૈસા ધીરી શકાય. પણ એ **તેમનો** ઉપાય છે, **આપણને** એ ઉપાય કામ ન આવે. તમને આ વાત ગળે ઉતરતી હોય તો ચાલો મારી સાથે ગામડાંમાં, રહો મારી જેમ ગામડિયાઓની મધ્યમાં અને તમારા પ્રયત્નથી થોડાક ગરીબનાં પણ પેટ ભરાય છે એમ તમે જુઓ તો તમારા સુખનો પાર રહેવાનો છે? માણસ પોતાનું સુખ સાધીને ખરૂં સુખ મેળવી નથી શકતો, પારકાનું સુખ સાધીને જ તેને સાચું સુખ મળી શકે છે.

ચક્રવર્તી રાજગોપાલાચારીના નાગપુર
કોલેજમાં થયેલ ભાષણમાંથી.

(નવજીવન તા. ૧૨–૧૨–૧૯૨૭)

## પરિશિષ્ટ પાંચમું

### ગૂજરાતની ખાદી

### ઐતિહાસિક નોંધ

આ પુસ્તકમાં ગૂજરાતમાં જે ખાદીકામ ૧૭ મી અને ૧૮ મી સદીમાં ચાલતું હતું તેને લગતા છૂટા છવાયા ઊતારાઓ આપવામાં આવ્યા છે; પણ ઢાકાની મલમલની માફક ગૂજરાતની છીંટ, કીનખાબ કે રંગ યા છાપકામ સંબંધી સળંગ પ્રકરણ આપવામાં આવ્યું નથી; આ ખોટ ગૂજરાતી વાંચનારને ખાસ લાગશે એમ જાણી ગૂજરાતના કાપડઉદ્યોગ પર નાનકડું પ્રકરણ અત્રે ઉમેરવામાં આવ્યું છે.

મોગલ રાજ્ય દરમિયાન જે તરહતરહના કળાહુન્નર ખીલ્યા હતા, અને તેથી ગૂજરાતમાં જે ધનધાન્યની સામાન્ય રીતે છોળો ઊડતી તે કંપનીના રાજ્ય થયા પછી, તે છોળો ઊડતી બંધ થઇ ગઇ છે. એટલું જ નહિ પણ ઠાકરડા, ભીલ, દુબળા, ચોધરા નાયકડા, જેવી હલકી પણ બળવાન કોમને સાંજ પડે ખાવાના પણ સાંસા પડવા લાગ્યા છે.

આ સ્થિતિ જ્યારે ગૂજરાતના ગામડે ગામડે હાથકંતામણ, અને હાથવણાટ, રંગકામ અને છાપકામ, બાંધણીકામ અને ભરતકામ

ચાલતાં હતાં ત્યારે નહોતી: દુર્ભાગ્યે આના સબળ પૂરાવાઓ ગૂજરાતી વેપારીઓના કે કારખાનદારોના લખાણમાંથી મળતા નથી. વેપારીઓ પહેલાં સાહિત્યની કડાકૂટમાં પડતા નહિ: અને આપણા સંપ્રદાયના પ્રવર્તકોને સમાજના ઉદ્યોગધંધાની ઝાઝી પડી નહોતી: તેથી જે કંઇ અત્ર પૂરાવાઓ ટાંકવામાં આવ્યા છે. તે બધા ૧૭ મી અને ૧૮ મી સદીમાં ગૂજરાતમાં ચડી આવેલા મુસાફરોના બયાનોમાંથી યા તો પરદેશી કંપનીના કાગળો પરથી મેળવવામાં આવ્યા છે. ગોરા મુસાફરો ગૂજરાતના ગામડાંઓમાં બહુ ફર્યા નહોતા તેથી ગૂજરાતના ગામડામાં ઔદ્યોગિક સ્થિતિ કેવી પ્રવર્તી રહી હતી તેનો બરાબર ખ્યાલ આવતો નથી. પણ મુખ્ય શહેરોની ઔદ્યોગિક જાહોજલાલીના તેઓએ સવિસ્તર વર્ણન કરેલ છે. તેથી શહેરોમાં ઉદ્યોગ ધંધા કેવા ધીકતા ચાલતા હતા તે બરાબર સમજાય છે.

જે જે ગામડાઓમાં મી. ઓર્મ જઇ ચડ્યો હતો તે બધાય ગામોમાં, કાંતનાર અને વણનારાનાં ઘરો તેના જોવામાં આવ્યાં હતાં. તે બધાય ગામમાં કંઇ અને કંઇ પ્રકારનું કાપડ થતું હતું. આ બધું જોઇને તેણે ઉત્સાહમાં આવી જઇને લખી નાખ્યું છે.

"હિંદમાં એવું એક પણ ગામડું શોધવું મુસ્કેલ પડશે કે જ્યાં દરેક સ્ત્રી, પુરૂષ, અને બાળક કાપડ બનાવવામાં લાગ્યા ન હોય. લગભગ હિંદુસ્તાનની અરધો અરધ વસ્તી એ ઉદ્યોગમાં લાગી છે."

હિસ્ટોરીકલ ફ્રેગ્મેન્ટ્સ.

કદાચ હિંદુસ્તાનના સર્વ ભાગો માટે મી. ઓર્મનું લખાણ જરા તરા અતિશયોક્તિ ભરેલું લાગે. પણ ગૂજરાત માટે તો ઓર્મનું લખાણ અક્ષરશઃ ખરૂં છે.

ગૂજરાત એ હિંદમાતાના જમણા હાથમાં ખીલેલું કમળ છે; એ કમળ કદી કરમાયું જ નથી. ગૂજરાત પર સૈકે સૈકે, આરબ, ઇરાન, પઠાણ, મોગલ, મરાઠા, ફીરંગી, ફ્રેંચ અને અંગ્રેજોના હુમલાઓ થયા છે. પણ તેની ઔદ્યોગિક આબાદીને બહુ આંચ આવી નથી.

ગૂજરાત વાણીયાશાહી વૃત્તિ જાળવવામાં કાબેલ છે. એથી તેના હુન્નરઉદ્યોગ અને કળાકૌશલ્યને બહુ ધક્કો લાગતો નથી. સંચાયુગમાં પણ ગૂજરાત

પાછળ રહ્યું નથી. જેવો વા તેવી પીડ કરતાં ગૂજરાતના અગમચેતીઆ વાણીઆ જાણે છે.

અમદાવાદ

મિલઉદ્યોગમાં અમદાવાદનો હિંદમાં જેમ આજે પહેલો નંબર આવે છે તેમ બે સદી પહેલાં ગૃહઉદ્યોગમાં પણ અમદાવાદનો પહેલો નંબર આવતો. અમદાવાદની આબાદી સુતરાઉ, રેશમી અને ઝરીના ત્રણ તારને આભારી હતી.

આજે અમદાવાદની વસ્તી ૩ લાખની ગણાય છે, પણ મોગલ કાળની જાહોજલાલી દરમિયાન જ્યારે અમદાવાદમાં સોનાની ટંકશાળ ચાલતી હતી ત્યારે આઠ લાખની ગણાતી હતી.

સર ટોમસ મીટફોર્ડે ૧૬૧૪ ના ૨૬ મી ડીસેમ્બરના રોજ કંપનીને લંડન કાગળ લખતાં જણાવ્યું હતું કે "લંડન શહેર તેના પરાં મળીને જેટલું વિશાળ થાય તેટલું અમદાવાદ વિશાળ અને ભવ્ય શહેર છે."

મેન્ડેલ્સ્લો કહે છે કે એશિયાની એવી "કોઈ પ્રજા કે વેપારની વસ્તુ ન હતી કે જે અમદાવાદમાં ન મળી શકે."

૧૬૩૮ માં અમદાવાદ વિષે એક પરદેશી યાત્રીએ નોંધ લીધેલી છે કે અમદાવાદમાં રેશમી અને રૂના મિશ્રણવાળું સોનેરી બુટ્ટાવાળું (કિનખાબ) કાપડ ૧૨ રૂપીએ વાર વેચાતું હતું.

ટેવરનીયર અને અબુલફઝલે પણ અમદાવાદના કિનખાબ, અને સુતરાઉ કાપડના વખાણ મુક્ત કંઠે કર્યા છે.

વીસમી સદીમાં પણ અમદાવાદનો કિનખાબ પહેરવો એ માન ભરેલું ગૌરવન્તું સમજાય છે. "૧૯૦૨ ના દીલ્હી દરબારમાં લેડી કર્ઝને અમદાવાવાનો કીનખાબનો ઝબ્બો પહેર્યો હતો." કવિ નાનાલાલ.

રૂના કાપડની મુખ્ય જાતોમાં છીંટ, મલમલ અને બાફતા એ અમદાવાદના ખાસ વખણાતા હતા.

અમદાવાદ છોડી આપણે મહેમદાવાદ અને નડિયાદ તરફ નજર ફેરવીએ. ઓજીલ્બી "એશિયા વગેરે" ૧૬૭૩ માં પ્રસિદ્ધ થયેલ નામના પુસ્તકમાં લખે છે "મહેમદાવાદમાં ઘણીખરી વસ્તી વણકરોની જ છે."

મેન્ડલસ્લો અને થીવનો નામના મુસાફરોએ પણ મહેમદાવાદ અને **નડિયાદના** ખાદી કાર્યની નોંધ લીધી છે. થીવનો કહે છે કે **મહેમદાવાદમાં** તો એટલું બધું સૂતર કંતાતું કે પોતાના પ્રદેશની જરૂરિયાતો પૂરી પાડવા ઉપરાંત, બીજા ભાગોમાં અને પરદેશમાં પણ મહેમદાવાદનું સૂતર ચડતું હતું. નડિયાદમાં પણ ઠીક ઠીક જથ્થામાં કાપડ તૈયાર થતું હતું. થીવનો કહે છે કે આ બન્ને શહેરોમાં અને તેની આસપાસના પ્રદેશમાં લોકો રૂના ઉદ્યોગમાં જ ગુંથાયલા જ રહેતા, તેમને અમદાવાદની જેમ રેશમ કે ઊનની નડતર નહોતી.

## વડોદરા

થીવનો ૧૬૬૬ માં લખે છે.

"વડોદરા ગુજરાત પ્રાંતમાં એક મોટામાં મોટું અતિ નામીચું આધુનિક શહેર છે તેની બાજુમાં આવેલ બીજું ખંડેર શહેર રાજુપુરા નામથી પણ ઓળખાય છે. . . . . . . ત્યાં ઘણા વાણીઆઓ રહે છે. ગુજરાતમાં સારામાં સારૂં અને ઝીણામાં ઝીણું કાપડ વડોદરામાં બને છે, એવી તેની ખ્યાતિ થઈ ગયેલ હોવાથી ત્યાં બેસુમાર કારીગરો ભરાયા છે અને (તેમને કોઇ દિવસ કામનો તોટો પડતો નથી) તેઓ પોતાના કામમાં સતત મચ્યા રહે છે........વડોદરા અને અમદાવાદ વચ્ચે બે ઠીક ઠીક મોટાં શહેરો—મહેમદાવાદ અને નડિયાદ આવે છે. બન્ને સ્થળોએ કાપડકામ થાય છે. મહેમદાવાદ, નજીકના મુલકમાં તેમ જ ગુજરાતના ઘણાખરા ભાગને સૂતર પૂરૂં પાડે છે."

૧૬૭૬ માં ટેવરનીયર લખે છે.

"વડોદરાની જમીન ફળદ્રૂપ છે અને ત્યાં કેલીકોનો ધમધોકાર વેપાર ચાલે છે."

વડોદરાના કાપડમાં જૂદી જૂદી જાતો હતી અને કૂમાશ, રંગ, લંબાઈ કે પહોળાઇના તફાવતને કારણે બાફતા, શેલાં, અસ્માની, બૈરામી વગેરે જૂદા જૂદા નામો વેપારીઓએ પાડ્યા હતા.

## ખંભાત

હલકામાં હલકી જાતથી માંડીને ઊંચામાં ઊંચી જાતનું કાપડ ખંભાતના કારીગરો બનાવતા હતા. જાડના કાપડથી માંડીને બારીક

મલમલો અને આંખે ઊડીને વળગે એવી વિવિધ રંગી છીંટ ત્યાં સસ્તે ભાવે મળી શકતી હતી. વસ્ત્રો બનાવવાના આ કાપડ ઉપરાંત જૂદા જૂદા રંગની સુજનીઓ, રજાઇઓ, જાજમો, શેતરંજીઓ અને પાટી વગેરે ત્યાં બનતાં હતાં. ગોવાથી તેમજ મલબારના બીજા બંદરોએથી બસો અઢીસો વહાણોનો કાફલો દર વર્ષે આ કાપડ ખરીદવા પોર્ટુગીઝોની સરદારી અને રક્ષણ હેઠળ ખંભાત આવતો અને યૂરોપ તેમજ અન્ય દેશો માટે જરૂરી કાપડ મોટા જથ્થામાં ખરીદી પાછો ફરતો હતો. લીન્સ્ટ કૉટન, પીરાર્ડ, ટેવરનીયર વગેરે લેખકોએ ખંભાતમાં ધમધોકાર કાપડનો ઉદ્યોગ ચાલતો હતો તે વિષે પોતાની નોંધપોથીમાં વર્ણન કર્યું છે. કૅપ્ટન હેમીલ્ટન તો કહે છે કે ખંભાતનું ભરતકામ હિંદમાં તો શું પણ આખી દુનિયામાં સરસ હતું.

ખંભાતમાં ઘણા આરબ અને ઇરાની વેપારીઓ રહેતા તેઓએ બંધાવેલ મસ્જીદો આજે પણ જોવાજેવી ગણાય છે.

હિંદુસ્તાનમાં ખંભાત પહેલી પંક્તિનું બંદર ગણાતું હતું ત્યાંના વહાણો કેરો અને પેકીન વચ્ચેના બધા બંદરોની સફર કરતા હતા.

**ભરૂચ**

'ભાંગ્યું તોયે ભરૂચ' એ કહેવત પરથીજ આપણને ખાત્રી થાય છે કે ભરૂચમાં એક વખત જબરદસ્ત હુન્નર ધંધા ચાલતા હશે.

સૂતર, સૂતરાઉ કાપડ અને ખાસ કરીને બાફતા માટે હિંદમાં ભરૂચ વિખ્યાત પામેલ છે.

ટેવરનીયર લખે છે:

"કેલીકો કાપડ નીખારવાનું (બ્લીચીંગ) કામ નર્મદા તીરે આવેલા ભરૂચમાં ઉત્તમ પ્રકારનું થતું હતું કારણ કે નર્મદાના પાણીમાં કપડું સરસ નીખારવાનો ગુણ રહેલ છે; આ વાત સૈકાઓથી મશહુર હતી; અને તેથી મોગલ શહેનશાહતના જૂદા જૂદા ભાગોમાંથી નર્મદાના પાણીથી નીખરાવવાને કાપડ ભરૂચ લાવવામાં આવતું હતું......*

---

* "કાપડ નીખારવા માટે પહેલાં લીંબુના રસમાં કાપડ ભીંજવવામાં આવતું હતું. અને ભરૂચ તેમજ નવસારીની આસપાસ તે વખતે લીંબુ બહુ પાકતાં હતાં. . . . . અહીં ઊંચી જાતના રૂના સૂતરમાંથી ઘટ વણાટના, મોટા પન્નાના લાંબા ઘણા જ સરસ તાકા, બાફતા મોટા જથ્થામાં બને છે. એક તાકાની કિંમત ૪ રૂપિયાથી માંડીને ૧૦૦ રૂપિયા પડે છે."

સર્વ સાધારણ વર્ગના લોકો માટે સસ્તી જાતનું બાફતા કાપડ ભરૂચ જીલ્લામાં બનતું. પણ બંગાળાની મલમલ સાથે હરિફાઇ કરી શકે એવી ઊંચી જાતના કાપડને પણ ભરૂચમાં કશો તોટો નહોતો. દોઢસોથી ત્રણસો રૂપિયે એક તાકો પડે એવું કાપડ પણ ભરૂચમાં થતું. લગભગ વીસ વીસ વારના તાકા ૩૫૦ રૂપિયે વેચાતા ખુદ ટેવરનીયરે જોયા હતા.

વીલીઅમ ફીન્ચ ભરૂચના બાફતાની પ્રશંસા કરતા કહે છે કે હોલંડના કાપડથી પણ ચઢે એટલું એ ઝીણું હતું. અને ૧૪×૧/૨ વારનો તાકો ૫૦ રૂપિયાની કિંમતે વેચાતો હતો.

પીટર ડેલા વાલ નામના ઇટાલી મુસાફરે ૧૬૨૩ માં ભરૂચ વિષે નીચે પ્રમાણે લખ્યું છે.

" ભરૂચ ( બારોસી, યા બહેરેજ ) ઝીણા કાપડના વ્યાપાર માટે જગમશહુર થયેલ છે. બીજા કોઇપણ સ્થળો કરતાં ત્યાં કેલીકો વધારે બને છે. ભરૂચનું કાપડ એશિયા ખંડભરમાં તો શું પણ યૂરપખંડમાંયે વપરાતું હતું. ત્યાં અંગ્રેજ અને ડચ લોકોએ કોઠીઓ સ્થાપી છે. અને તેઓ દર વરસે પાંચ છ મોટા મોટા વહાણો કાપડના યૂરપ લઇ જાય છે. વહાણમાં માલ બરાબર ભરાય તે માટે કપડાંના રોમનગાડી જેવડા મોટા વીંટલા બનાવે છે. અને આપણા ટૂવાલથી જરાક મોટા કટકાના અલેપોમાં, ૩ થી ૪ પીચાસ્ટે ( ૧૦ થી ૧૨ રૂ. ) ઊપજે છે. અને ઇટાલીમાં તે જ કટકાના ઓછામાં ઓછા ૬ ક્રાઉન ૩૦ રૂ. ઉપજે છે. આ પરથી સ્હેજે આપ કલ્પી શકશો કે, વિસ્તારમાં તો ટસ્કીની જીલ્લાના સીન જેવડા—જો કે વસ્તીમાં ત્યાંના કરતાં ત્રણ ગણા—શહેરમાં રૂપિયાની કેટલી બધી ખાણ ભરેલી છે. અને તમે એ પણ ખ્યાલ કરી શકશો કે રાજ્યને જગાતની ઉત્પન્ન તરીકે નાણાની કેવી ટંકશાળ પડતી હશે."

ભરૂચમાં બાફ્તા ઉપરાંત સૂતરનો મોટો વેપાર ચાલતો હતો, તેના વિષે એક ફકરો ઉમેર્યા સિવાય ચાલે તેમ નથી. આ જીલ્લામાં સૂતર પણ કાપડની જેમ મોટા જથામાં તૈયાર થતું હતું. અને બેહદ સસ્તા ભાવે મળતું હતું. અંગ્રેજ કંપની આ સૂતર મોટા પ્રમાણમાં ઇંગ્લંડ ચઢાવતી હતી. એના ચોપડાઓમાં " અત્યંત લાભદાયક વસ્તુ " તરીકે ભરૂચી સૂતર વર્ણવવામાં આવ્યું છે. ટેવરનીયર કહે છે કે ડચ કંપની પણ

સૂતરની નિકાસ પ્રતિવર્ષ મોટા જથામાં કરતી હતી. આ સૂતરનો ઉપાડ એટલો બધો થવા માંડયો હતો કે વણકરોને કાપડ વણવા માટે જોઇતા પ્રમાણમાં સૂતર મળી શકતું નહિ. અને તેથી **તેમણે કંપનીને ધમકી આપી હતી કે જો તેઓ સૂતર ખરીદશે તો તેમને બાફતા પૂરા પાડવામાં નહિ આવે.** આમ છતાં ચોરીછૂપીથી પણ સૂતરની ખરીદી તો ચાલુ જ રહી હતી. આ સૂતર જાડું તેમજ ઝીણું, જેવી જોઇએ તેવી જાતનું મળી શકતું હતું. યુરોપમાં એનો ઉપયોગ મીણબત્તીની બત્તીઓ કરવામાં, મોજાં ગૂંથવામાં, તેમ જ રેશમ સાથે ભેળવી કાપડ વણવાના કામમાં થતો હતો. ઝીણા સૂતરનો જે નમુનો ટેવરનીયર પોતાની સાથે ફ્રાંસ પાછો ફરતાં લઇ ગયો હતો તે તેણે ત્યાંની રાજમાતાને અને તેની સખીઓને બતાવ્યો હતો. અને **નજરે પણ ન પડે એવું બારીક તેમ જ** એક સરખું કંતાયલું એ સૂતર જોઇ તેઓ સર્વ હેરત પામી ગયાં હતાં."

સૂરત

સૂરત, 'સોનાની મૂરત,' 'મક્કાની બારી,' 'ચોર્યાશી બંદરનો વાવટો' એવા નામોથી સત્તરમી સદીમાં ઓળખાતું હતું એ પરથી જ આપણને ખાત્રી થાય છે કે સૂરતમાં કળાહુનર અને વેપારધંધો બહુ ધમધોકાર ચાલતા હશે. સૂરતની બજારમાં દરરોજ પચીસથી ત્રીસ લાખ રૂપિયાની ઉથલપાથલ થતી હતી; સૂરતમાં ૧૮ મી સદીના વેપારીઓની સમૃદ્ધિની વાતો અત્યાર સુધી ચાલે છે.

ત્યાંના લોકો કહે છે:—

ત્રવાડી અર્જુનજી ગયો
આત્મારા ભૂખણ ગયો
લાલા ચુનીલાલ ગયો
મુલ્લા અબદુલગફૂર ગયો
અરદેશર કોટવાલ ગયો
હવે સૂરતમાં કોણ રહ્યો ?

૧૮૦૫ માં ત્રવાડી અર્જુનજીએ ૩૨ લાખ રૂપિયા વગર વ્યાજે, કાંઈ પણ લખત સિવાય અંગ્રેજ કંપનીને ધીર્યા હતા.

આત્મારામ ભૂખણની લંડનમાં પણ પેઢી હતી. તેની પાસે એટલું બધું ધન હતું કે લોકોમાં એવી કહેવત ચાલતી કે 'આત્મારામ ભૂખણની હુંડીના રૂપિયા ઝાડ પણ આપે' એ પેઢીની "મોં હલામણી કબૂલત"થી કરોડોના સોદા થતા હતા.

અબ્દૂલ ગફૂરની ધનદોલતનો હિસાબ જ થાય નહિ. તેના વહાણો પરદેશ ખેડી દર વરસે લાખો રૂપિયા કમાઈ આવતાં.

એબ્રી નામના અંગ્રેજ ચાંચીઆએ ગફૂરનું વહાણ લૂંટયું હતું ત્યારે તેને ૫૨ લાખ રૂપિયાની કિંમતનો સોના ચાંદીનો ગલ્લો મળ્યો હતો. સૂરતની આટલી બધી આબાદીનું મુખ્ય કારણ સૂરતનો સૂતરાઉ અને રેશમી કાપડનો ઉદ્યોગ ધંધો હતો. સૂરતી કાપડ પર યૂરપ ગાંડુતૂર થઇ ગયું હતું. સૂરતનો મોહક વણાટ જોઇ **ફ્રાન્સના વણકરો વણાટ શીખવા સૂરત આવીને રહ્યા હતા.** સુરતી કાપડનો મોહ અટકાવવા સારૂ ૧૭૦૧ માં ઈંગ્લંડમાં એવો કાયદો કરવામાં આવ્યો હતો કે **જે કોઇ સૂરતી કાપડ વાપરશે તેને રાજ્યનો ગુન્હેગાર ગણવામાં આવશે.**

જ્યારે સર ટોમસ મનરો સોંકાટ્રા બેટમાં હતો ત્યારે તેણે ૧૬૧૫ ના ૨૪ મી ઓગસ્ટની નોંધપોથીમાં લખ્યું છે.

"જે સુરતી કાપડ, કેલીકો, ગુજરાતીઓ અહીં લાવે છે તે જ કાપડ અહીંનો રાજા તથા રૈયત વાપરે છે."

સત્તરમી સદીના અંતમાં લખતાં મેનુચી કહે છે કે સૂરતમાં ઇરાન અને આર્મીનીઆના વેપારીઓને આકર્ષે એવું અનેક જાતનું સુંદર કાપડ બનતું હતું. આ જાતોમાં મુખ્યત્વે કરીને કેટલીક જાતની બારીક રંગીન તેમજ સફેદ મલમલ હતી, તેનો ઉપયોગ ફેંટા, પાઘડી, ટોપી, અને બુરખાઓ બનાવવા માટે કરવામાં આવતો હતો.

કાપડનો વ્યાપાર સૂરતમાં કેટલો બધો ખીલતો ચાલતો હતો તે સૂરતથી પરદેશ અને હિંદના અન્ય ભાગોમાં કેટલું કાપડ ચડતું હતું તે જાણવાથી સ્હેજે ખ્યાલ આવે છે.

કંપનીના ચોપડાઓ પરથી માલમ પડે છે કે ૧૬૧૯ માં સૂરતથી ત્રણ દિશામાં ત્રણ વહાણો કાપડ ભરીને હંકારી ગયાં હતાં.

"૧૬૧૯ માં રૅાયલ એન નામના વહાણુમાં ૮૫૦૦૦ મામુંડીનું (મામુંડી=૧૨ આના) કાપડ સૂરતથી ઇંગ્લંડ ચડયું હતું. આ જ અરસામાં ડૅગૂન નામના વહાણુમાં આશરે ૯૬ હજાર મામુંડીનું કાપડ સૂરતથી જાવા વગેરે બેટોમાં ચડયું હતું. આ સમયે જ 'લાયન' નામનું અંગ્રેજી વહાણુ લાલ સમુદ્રના મોખા બંદરે જવા સૂરતથી હંકાર્યું હતું. તેમાં ૫૫ હજાર મામુંડીનું કાપડ ભર્યું હતું."

પણુ આતો પાશેરામાં પહેલી પૂણી હતી. સતરમી સદીની અંત સુધી તો સૂરતનો વેપારધંધો ધમધોકાર ચાલતો હતો. ૧૬૮૨ માં એકલા સૂરતમાંથી ૧૪,૩૬,૦૦૦ કાપડના તાકા પરદેશ ચડચા હતા. અને જો હિંદમાં બીજે ઠેકાણે બનેલા પણુ સૂરતથી ચડેલા તાકા ગણીએ તો સૂરત-માંથી તેજ વરસમાં ૩૦ લાખ કરતાં પણુ વધારે તાકા ચડયા હતા. પરદેશ ચડતા માલમાં, મુખ્યત્વે કરીને ટૂંકા મોટા પન્નાના બાફતા, સમીઆન, અસમાની ડોટી, ડોટી ધોલકા, બાફતા ખંભાત વગેરે જતો હતી.

જે જાવામાં વસાહત સ્થાપવાનું માન ગૂજરાતને ઘટે છે તેજ જાવામાંથી ગૂજરાતી વેપારીઓના પગ થોડાં વરસો બાદ, બળીઆના બે ભાગ એ ન્યાયે યૂરોપીઅનોએ કાપી નાખ્યો. આથી કેટલું નુકસાન સૂરતને થયું હશે તે સૂરતમાં રહેતા કંપનીના મુનીમોના ઈંગ્લંડ લખેલ કાગળો પરથી ખબર પડે છે. તેઓ લખે છે: "દક્ષિણુનો વેપાર આપણે સર કરી લીધો તેથી આ શહેરના વેપારીઓને પારાવારનું નુકસાન થયું છે; સાચે જ તેમના મોઢામાંથી આપણે કોળીઓ કઢાવી લીધો છે; તે બાજુનો તેમનો વેપાર તદન પડી ભાંગ્યો છે. આપણા આગમનને લીધે આ બંદર પાયમાલ થઈ ગયું છે. અને તેનાં રોદણાં તેઓ કેટલીક વાર અમારી પાસે પણુ રડે છે."

સૂરતનો જે વેપાર રાતાસમુદ્ર દ્વારા અરબસ્તાનમાં ચાલતો હતો તેપણુ યૂરોપીઅનોએ હાથ કરવા ઘણાં ફાંફાં માર્યા હતા, પણુ શાહજાંહે. સૂરતના શહેરીઓના દુઃખનો ખ્યાલ કરી અંગ્રેજોને ત્યાં થોડાંએક વરસો પેસવા દીધા નહોતા. પણુ જતે દહાડે અરબસ્તાનનો વેપાર પણુ સૂરતના હાથમાંથી ગયો. અને સૂરતની બંદરની તરીકે જાહોજલાલી તૂટવાની સાથે, સૂરત બેસૂરત બની ગયું.

ગૂજરાતના આ મોટા શહેરો ઉપરાંત, બીજા નાના નાના શહેરો સંબંધી જે છૂટા છવાયા ઉલ્લેખો પરદેશી મુસાફરોના લખાણોમાં કે કંપનીના ચોપડાઓમાંથી મળી આવે છે તે પણ અત્રે ઊતારવામાં આવ્યા છે.

સોળમીથી અઢારમી સદી સુધી જે કોઇ પરદેશીઓ દીલ્હી યા આગ્રાના દરબારમાં જવા ઇચ્છતા તેઓ પહેલાં ચોર્યાશી બંદરના વાવટામાં—સૂરતમાં—ઊતરતા. અને સૂરતથી પગરસ્તે આગ્રા, દીલ્હી જતા. સૂરતથી આગ્રા જતાં **ગણદેવી** અને **નવસારી** રસ્તામાં આવતાં. તેથી આ બે શહેરોના કાપડ ઉદ્યોગ વિષે પરદેશીઓએ નોંધ લીધી છે.

સત્તરમી સદીની શરૂઆતમાં લખતાં જોન જુરડેઇન કહે છે કે એ બન્ને શહેરોમાં અને ખાસકરીને નવસારીમાં, કેલીકો અથવા બાફતાનો મોટો જથો બનતો હતો. ટેવરનીયર તો **નવસારીને ભરૂચ અને વડોદરાની પંક્તિમાં મૂકે** છે અને જણાવે છે કે આ ત્રણ શહેરો જ મુખ્યત્ત્વે કરીને પરદેશોની બાફતા માટેની માગ પૂરી પાડતાં હતાં. ધોલકાના કાપડઉદ્યોગ વિષે આડકતરો ઉલ્લેખ, સૂરતના પ્રમુખ કેરીજે, અમદાવાદના મુનીમોને ૧૬૧૯ ના ફેબ્રુઆરી ૨૬ ના રોજ લખેલ કાગળમાં કર્યો છે. "ભરૂચમાં જેટલા પહોળા પનાના બાફતાના તાકા મળી શકે તે કરતાં વધારે તાકાની કંપનીની માગ છે. અમે વડોદરામાં એની તપાસ કરીશું... હું ધારૂં છું કે, તમે પણ બનતી બધી તજવીજ ધોલકામાં કરશો."

ઉત્તર ગુજરાતમાં પણ કાપડનો ઉદ્યોગ ૧૭ મી ૧૮ મી સદીમાં ઠીક ઠીક ચાલતો હતો.

## પાટણ

પાટણના પટોળાં તો આજે પણ ગૂજરાતમાં જગમશહુર છે; પટોળાં તેમજ પાટણનું વિવિધ પ્રકારનું સૂતરાઉ કાપડ પણ સત્તરમી સદીમાં પંકાતું હતું મેન્ડેલસ્લોના વૃત્તાંત મુજબ 'પાટણની વસ્તી મોટે ભાગે કાંતવા વણવાના જ ઉદ્યોગમાં મચી રહી હતી. અને રેશમ તેમ જ તરહતરહનું સૂતરાઉ કાપડ ત્યાં બનતું હતું.'

અબુલફજલ આયને અકબરીમાં જણાવે છે કે 'પાટણનું સૂતરાઉ કાપડ દૂરના પ્રદેશોમાં કિંમતી ભેટ તરીકે મોકલવામાં આવતું. ટેવરનીર લખે છે કે પાટણમાં ઉત્તમ પ્રકારનો છીંટનો પણ મોટો વેપાર ચાલતો હતો.

## સિદ્ધપુર

ટેવરનીયર સિદ્ધપુરનું વર્ણન કરતાં લખે છે કે સિદ્ધપુર બહુ જ સરસ શહેર છે, અને ત્યાં રંગીન કેલીકોનો મોટો વ્યાપાર ચાલતો જોઇ, એમણે એવી શોધ કરી કે સિદ્ધપુર–એ છીંટપુરનું અપભ્રંશ છે: ગમે તે હો. સત્તરમી સદીમાં છીંટનો ઉદ્યોગ સિદ્ધપુરમાં ધીકતો ચાલતો હોવો જોઇએ.

## પાલણપુર

પાલણપુર બાજુ બલ્કે ગુજરાતમાં રેંટિયાનું પ્રજાજીવનમાં કેવું સ્થાન હતું તે નીચેની આખ્યાયિકા પરથી માલૂમ પડે છે.

સંવત ૧૮૧૦ના આશ્વિન માસમાં જૈન સાધુ પાલણપુરમાં ઉપાશ્રયમાં વ્યાખ્યાન કરતા હતા ત્યારે શ્રાવિકાઓ વિકથા કરતી હતી. ત્યારે તેમને બોધ આપતાં બ્હેનો કેવી કેવી વાતો કરે છે, તેની ૪૦ કડીઓ તેમણે રચી હતી. તેમાં બે કડી રેંટિયા વિષે નીચે પ્રમાણે હતી.

" એક કહે મારે રેંટિયાનો ત્રાકલડો ત્રટકાણો,
એક કહે મુજ માળ જ કાચી, કિશું નહિ કંતાણો;
એક કહે ઉપાશરે આવ્યાં, કહો કિશું કોઈ આલે ?
બે કોકડી કાંતું જો, બાઇ ઘરમાં શાક જ ચાલે. "

## મહેસાણા

મેન્ડેલસ્લો લખે છે કે " મહેસાણા અને તેની આસપાસના પ્રદેશમાં રૂનો પાક મોટા જથામાં થતો હતો પણ ત્યાં કાપડ બહુ મોટા જથામાં બનતું નહોતું." એ પ્રદેશ પોતાની જરૂરિયાત જેટલું જ કાપડ બનાવી લેતા હશે. અને કદાચ વધારાનું રૂ, અન્ય મુલકોમાં કાપડ બનાવવા માટે જતું હશે.

મહેસાણાની પાસે આવેલ ચૈયતપુર વિષે લખતાં મેન્ડેલસ્લો લખે છે કે ચૈયતપુર વણકરોનું જ ગામ હતું. વણકરો જાતે જ મોટા જથામાં સૂતર કાંતીને તૈયાર કરતા હતા. ( ચૈયતપુર–ચિત્તપુર–એટલે જ સિદ્ધપુર એમ કેટલાક માને છે.)

**વીસનગર**ના પ્રદેશમાં સુતર કંતાવવાનું અને કાપડ વણાટનું મોટા પાયા પર કામ ચાલતું હતું.

**સરખેજ**માં ગળીનો ધંધો વરસે લાખો રૂપીઆનો ચાલતો હતો. કપડાં રંગવાનું કામ સરખેજ, અને **પેથાપુર**માં ઘણા જ મોટા પાયા પર ચાલતું હતું.

કાઠિયાવાડમાં સત્તરમી સદીમાં જે કાપડનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો તેના વર્ણન પરદેશી યાત્રીઓની નોંધવહીમાંથી બહુ મળતા નથી. કારણ કે તેઓ કાઠિયાવાડમાં બહુ ઊંડે જતા નહિ. મોગલ દરબારમાં જતાં રસ્તામાં કાઠિયાવાડ આવતું નહિ. પણ જે થોડી ઘણી કાઠિયાવાડના બંદરો વિષે માહિતી મળે છે તે અત્રે ટૂંકમાં ઊતારી છે.

## દીવ

લીન્સકોટનના વૃતાંતમાં માત્ર એટલી જ હકીકત મળે છે કે દીવ બંદરથી જુદી જુદી જાતના સુતરાઉ કાપડની નિકાસ થતી હતી.

## માંગરોળ

સત્તરમા સૈકાની આખરે વેપાર અર્થે એ પ્રદેશના કિનારા પર વહાણ લઇને આવેલો કૅપ્ટન હેમીલ્ટન લખે છે કે માંગરોળમાં "સફેદ તેમ જ રંગીન કેલીકો" તૈયાર થતો હતો.

## ઘોઘા

મેન્ડલ્સલો કહે છે કે ઘોઘામાં વહાણકામ અને વણાટકામ એ બે મુખ્ય ધંધા ચાલે છે.

**પ્રભાસપાટણ** અને **પોરમૈન** (પોરબંદર) માં કાપડનો ઉદ્યોગ ચાલતો હતો. એમ મેન્ડલ્સો, અને કૅપ્ટન હેમીલ્ટનના વર્ણન પરથી ખાત્રી થાય છે.

કાઠિયાવાડમાં બગસરા, અને ભાયાવદરમાં જાડું અને ઝીણું કપડું ખૂબ વણાતું હતું પણ તેની વિગતવાર સત્તાવાર માહિતી મળી શકી નથી. **જામનગર**નું બાંધણીનું અને રંગકામ સમસ્ત ગૂજરાત કાઠિયાવાડમાં વખણાતું હતું.

ટૂંકમાં સત્તરમી સદીમાં ગૂજરાત 'હિંદુસ્તાનનું લેંકશાયર' ગણાતું, ગૂજરાતના ગામડે ગામડે અને શહેરે શહેર નાનાનાના ભાતભાતના ગૃહ-ધંધાઓ ચાલતા હતા. તે વખતે અમદાવાદ, નડિયાદ કે ભરૂચમાં મોટી મિલો ચાલતી નહિ. તેમ આજે દરેક તાલુકામાં જે કપાસની જીનો અને પ્રેસો સ્થપાઇ ગયાં છે તે જીન કે પ્રેસો પણ ચાલતાં નહિ. છતાં ગૂજરાતની સમૃદ્ધિ આજના કરતાં ઘણી વધારે હતી. ગૂજરાતમાં ધન ધાન્યના ભંડાર ભરેલા હતા.

સત્તરમી અને અઢારમી સદીના હાથકંતામણ અને હાથવણાટની જાહોજલાલીના અવશેષ રૂપે સૂરત, વડોદરા, ખંભાત, અમદાવાદમાં હાથસાળો ચાલે છે, આજે પણ ખંભાતમાં હજાર સાળો ચાલે છે. પણ હવે એ સાળો પર–બાફ્તા–વણાતું નથી. પરદેશી સૂતર વણાઇને દક્ષિણી બ્હેનોની સાડીઓ, અને જાડાં ઝીણાં ધોતિયાં, પીછોડી તૈયાર થાય છે. માખણ પરદેશ તણાઇ જાય છે અને છાશ છોતાણું અહીં રહે છે. *

અનુવાદક.

* આ પરિશિષ્ટ તૈયાર કરવામાં વાલજીભાઇના યંગ ઇન્ડિયામાં આવેલા લેખોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.